

શ્રી

# કુવલયમાળા ભાષાંતર.



વીર સંવત ૨૪૩૬.



પ્રકટકર્ત્તા,

શ્રીજૈનધર્મ પ્રસારક સભા.

ભાવનગર.

श्रीरत्नप्रभसूरिविरचित

# શ્રી કુવલયમાળા ભાષાંતર.



ક્રોધ, માન, માયા, લોભ ને મોહના કટુક વિપાકને
દૃષ્ટાંતદ્વારા પ્રગટ કરનાર

ચંડસોમાદિ પાંચ જીવોના પાંચ પાંચ ભવોને
પ્રદર્શિત કરનાર

સંસ્કૃત ગદ્યપદ્યાત્મક ચંપૂનું શુદ્ધ ગુજરાતી
ભાષામાં ભાષાંતર કરીને

છપાવી પ્રકટ કરનાર,

## શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.

ભાવનગર.

મુંબઈ—નિર્ણયસાગર પ્રેસ.

વીર સંવત્ ૨૪૩૯. વિક્રમ સંવત્ ૧૯૬૯. શાકે ૧૮૩૫.

કિંમત—આઠ આના.

આ બુક શ્રીજૈનધર્મપ્રસારક સભા તરફથી શા. કુંવરજી
આણંદજી ભાવનગરવાળાએ છપાવીને
પ્રગટ કરેલ છે.



Printed by R. Y. Shedge, at the Nirnaya-Sagar
Press, 23 Kolbhat Lane, Bombay.

Published by Kuvarji Anandji, President, Shri Jaina Dharma
Prasarak Sabha, Bhavnagar, Dist.—Kathiawar.

# પ્રસ્તાવના.



આ **કુવલયમાળા** નામના શ્રી પરમાનંદસૂરિના શિષ્ય શ્રી રત્નપ્રભાસૂરિએ સંસ્કૃત ભાષામાં રચેલા અને શ્રી પ્રદ્યુમ્નસૂરિએ શોધેલા સંસ્કૃત ગદ્યપદ્યાત્મક ચંપૂનું ગુજરાતી ભાષામાં ભાષાંતર કરાવીને અમે પ્રગટ કરેલું છે. આ ચંપૂમાં સમાવેલી કથા એટલી બધી રસીક છે કે તેને માટે કોઇપણ વાક્ય કે શબ્દમાં પ્રશંસા લખવા કરતાં આ ચંપૂમાંનો કોઈપણ વિભાગ–બે ચાર પૃષ્ઠ વાંચવાની જ ભલામણ કરવી વાસ્તવિક લાગે છે, કે જેથી તરત જ તેની રસીકતા ધ્યાનમાં આવી જશે. પ્રથમ **શ્રી દાક્ષિણ્યચિન્હસૂરિએ** પ્રાકૃત ભાષામાં સુમારે દશ હજાર ગાથા પ્રમાણ આ કથા રચેલી છે, તે પણ કોઈ કોઈ જગ્યાએ લભ્ય છે. તેમણે પ્રસન્ન થયેલ હ્રીદેવીના મુખથી આ કથા સાંભળીને ગ્રથિત કરેલી છે; તે ઉપરથી સંસ્કૃત ભાષામાં સંક્ષેપ કરીને આ ચંપૂ રચવામાં આવેલ છે. આ ચંપૂના કર્ત્તાએ તેજ કારણથી પ્રારંભમાં મૂળ કથાના કર્ત્તાને નમસ્કાર કરેલો છે. આ સંસ્કૃત ચંપૂ **મુનિમહારાજ શ્રી હંસવિજયજી** પાસેથી લભ્ય થતાં વાંચવામાં આવેલ તે વખતે અત્યંત રસીક લાગવાથી તેનું ભાષાંતર કરાવ્યું હતું અને તેને અક્ષરશઃ મેળવી જઈ સુધારી તૈયાર કર્યું હતું. ત્યારપછી છપાવવામાં વચ્ચે બીજા ગ્રંથો છપાતા હોવાથી વિલંબ થયેલો, પરંતુ તેની રસીકતા હૃદયમાં રમી રહેલી હોવાથી સમય મળતાં તેને પ્રગટ કરવામાં આવેલ છે. આ કથામાંનો થોડોક ભાગ જુદી જુદી પાંચ કથા તરીકે શ્રી **જૈન ધર્મ પ્રકાશ** માસિકમાં પ્રગટ પણ કરવામાં આવેલો છે.

આ કથાના નાયક મુખ્ય તો પાંચ જીવો છે કે જેના પાંચ પાંચ ભવોનું આમાં વર્ણન સમાવેલું છે, છઠ્ઠે ભવે તે પાંચે જીવો સિદ્ધિપદને પામે છે. **ક્રોધ, માન, માયા, લોભ** અને **મોહ,** આ પાંચે ખરેખરા સંસારમાં પરિભ્રમણ કરવાનાં કારણો છે, તેથી તે પાંચેથી પરાભવ પામેલા પૃથક્ પૃથક્ પાંચ જીવોનાં આમાં ઉદાહરણ આપેલાં છે. પહેલા ભવમાં જ તે પાંચે એક સ્થાનકે એકઠા થઈ

જાય છે. એક આચાર્ય પાસે જ દીક્ષા ગ્રહણ કરે છે, ચારિત્ર આરાધે છે અને ત્યાંથી કાળ કરી પ્રથમ દેવલોકમાં બબે સાગરોપમને આયુષે તે પાંચે દેવપણે ઉત્પન્ન થાય છે. ત્યાં પણ તેઓ મિત્ર થાય છે.

ક્રોધનાં કટુ ફળ ચાખનાર **ચંડસોમ**, માનથી પરાભવ પામેલ **માનભટ્ટ**, માયાથી હેરાન થયેલ **માયાદિત્ય**, લોભથી લેવાએલ **લોભદેવ** અને મોહથી દુઃખી થયેલ **મોહદત્ત**—આ પાંચે જીવો **શ્રી ધર્મનંદનસૂરિ** પાસે આવે છે અને તેમના ઉપદેશથી સંસાર છોડી ચારિત્ર ગ્રહણ કરે છે. તે પાંચેની કથા કુવલયચંદ્ર કુમારની પાસે એક મુનિ કહે છે. કુવલયચંદ્ર તે પાંચ જીવોમાંથી જ એક છે ને તે પાંચ જીવો ચારિત્ર લઈ દેવ થયા પછી ત્યાંથી ચ્યવેલ છે. તેને પ્રતિબોધ પમાડવા માટે એક મિત્ર દેવતા અશ્વમાં સંક્રમી મુનિ પાસે લઈ આવેલ છે. ત્યાં બીજો પણ પૂર્વ ભવનો મિત્ર દેવતા જે સિંહ થયેલ છે તે મળે છે.

ઉપદેશક સાગરદત્ત મુનિ પણ તેના મિત્રમાંથી જ છે અને પાંચમો જીવ કુવલયમાળા થયેલ છે. તેની હકીકત તે મુનિ જ પ્રગટ કરે છે. પ્રથમના ચંડસોમાદિ ભવમાંથી પાંચે જીવો દેવ થાય છે. તે ભવમાં તેમના પદ્મપ્રભ, પદ્મસાર, પદ્મવર, પદ્મચંદ્ર ને પદ્મકેસર એ પાંચ નામ છે, તે ભવમાં તેઓ શ્રી ધર્મનાથજી ભગવંતના કેવળ જ્ઞાનનો મહોત્સવ કરવા ઇંદ્ર સાથે આવે છે; અને ઇંદ્રની આજ્ઞાથી પાંચ પૈકીનો પદ્મપ્રભ દેવ એકલો સમવસરણ રચે છે. અહીં સમવસરણની રચના, તે દેવે કરેલી સ્તુતિ ને પ્રભુની દેશના વાંચવાલાયક છે. દેશનાને અંતે મુખ્ય ગણધરે "આ પર્ષદામાંથી સૌથી પહેલો મોક્ષે જનાર કોણ છે?" એમ પૂછતાં ભગવંત, દોડ્યા આવતા એક ઉંદરને પ્રથમ મોક્ષે જનાર તરીકે બતાવે છે. તેની કથા બહુ જ રસીક ને વાંચવા યોગ્ય છે (જુઓ પૃષ્ઠ ૧૧૨). અહીં પાંચે દેવો પોતાના ભવ્યાભવ્યપણા વિષે પ્રભુને પૂછે છે ને પછી ત્યાંથી ચવ્યા બાદ પ્રતિબોધ આપવા માટે સૌથી પાછળ ચ્યવનાર પદ્મકેસર નામના દેવને ભલામણ કરે છે. તે દેવ સૌથી પ્રથમ ચ્યવેલા કુવલયચંદ્રકુમારને સાગરદત્ત નામના મુનિ થયેલા પૂર્વ ભવના મિત્રની પાસે લાવે છે. પ્રથમના ભવમાં મુનિ થયા છતાં પણ માયાવીપણું રહેવાથી માયાદિ-

ત્યનો જીવ દેવભવથી ચવીને કુવલયમાળા (સ્ત્રી) થયેલ છે. તેને પ્રતિબોધ પમાડવા કુવલયચંદ્રને જવાની ભલામણ થાય છે. પ્રથમ ભવમાં ક્રોધના વિપાક અનુભવ્યા છતાં મુનિપણામાં પણ ક્રોધ રહેવાથી ચંડસોમનો જીવ દેવ થયા પછી ત્યાંથી ચ્યવીને સિંહ (તિર્યંચ) થાય છે. તે પણ સાગરદત્તમુનિ પાસે આવેલ છે અને ત્યાં પોતાનો પૂર્વ ભવ સાંભળી, જાતિસ્મરણ પામી, તિર્યંચપણામાં ધર્મારાધન થઈ શકે તેમ ન હોવાથી અણસણ અંગિકાર કરે છે. કુવલયચંદ્ર તેના અંતસમય સુધી તેની પાસે રહે છે અને તે સિંહ મરણ પામીને દેવ થાય છે, ત્યારપછી કુવલયચંદ્ર કુવલયમાળાને મેળવવા માટે દક્ષિણ સમુદ્રને કાંઠે વિજયાપુરી તરફ જાય છે. તેની મુસાફરીનું વર્ણન પણ બહુ વાંચવાલાયક છે. તેમાં પ્રસંગોપાત આવતી કથાઓ દીલનું રંજન કરવા સાથે વૈરાગ્ય ઉત્પન્ન કરે તેવી છે.

કુવલયચંદ્ર વિજયાપુરી પહોંચે છે. તેનો મિત્ર મહેંદ્રકુમાર શોધવા નીકળેલો ત્યાં મળે છે. કુવલયચંદ્ર કુવલયમાળાને પરણે છે, અને તેને સાથે લઈ પોતાની વિનિતા (અયોધ્યા) નગરીએ આવે છે. ત્યાં તેના પિતા દૃઢવર્મા તેને રાજ્ય આપી દીક્ષા લે છે અને સિદ્ધિપદને પ્રાપ્ત કરે છે. પદ્મકેસર દેવનો જીવ જે દેવપણામાં રહેલો તે ત્યાંથી છેલ્લો ચ્યવી કુવલયમાળાની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થાય છે અને તેનો પ્રસવ થતાં તેનું નામ પૃથ્વીસાર પાડવામાં આવે છે. તે રાજભારને યોગ્ય થતાં કુવલયચંદ્ર ને કુવલયમાળા તેને રાજ્ય સોંપી ચારિત્ર ગ્રહણ કરે છે અને તે બંને તથા સાગરદત્તમુનિ ચારિત્ર આરાધી પ્રથમ દેવલોકમાં જ્યાં સિંહનો જીવ દેવ થયેલો છે ત્યાં જ દેવ થાય છે. ત્યારપછી પૃથ્વીસાર કુમાર પણ રાજ્ય ભોગવી પુત્ર થતાં તેનાપર રાજ્યભારનું આરોપણ કરીને ચારિત્ર લે છે અને તે પણ ત્યાં જ દેવ થાય છે. એટલે પાછા પાંચે જીવો દેવપણાના ચોથા ભવમાં મિત્રપણે એકઠા મળે છે.

દેવપણામાંથી પ્રથમ કુવલયચંદ્રનો જીવ ચવે છે ને મહાવીર સ્વામી ભગવંતના સમયમાં કાકંદીપુરીમાં રાજપુત્ર મણિરથ થાય છે. દૈવયોગે તેને મૃગયાનું વ્યસન લાગુ પડે છે, પણ એક હરણીને જોતાં તેને કાંઈક જાગૃતિ આવે છે. હરણીનો પોતાપર સ્નેહ જોઈ તેને લઈને

તે વીરપ્રભુના સમવસરણમાં આવે છે. હરણીનો સંબંધ પૂછે છે. પ્રભુ તેનો પૂર્વભવ કહે છે. અહીં માનભટના ભવથી પણ આગળના ભવની હકીકત પ્રગટ થાય છે. તે કથાભાગ ખાસ વાંચવાલાયક છે (જુઓ પૃષ્ઠ ૨૦૫). હરણી સાથેનો પૂર્વ સંબંધ જાણતાં મણિરથને વૈરાગ્ય ઉપજે છે ને તે પ્રભુ પાસે ચારિત્ર ગ્રહણ કરે છે. પછી ભગવંત શ્રાવસ્તિએ સમવસરે છે. ત્યાં કામગજેંદ્ર કુમાર પ્રભુ પાસે આવે છે. 'મેં જોયું તે ઇંદ્રજાળ કે સાચું?' એમ તે મોગમ પ્રશ્ન કરે છે. ગૌતમસ્વામી ખુલાસો પૂછે છે. કામગજેંદ્ર પ્રભુ પાસે ચારિત્ર લે છે. તે પાંચ પૈકી બીજો જીવ છે. પછી ભગવંત કાકંદીપુરીએ સમવસરે છે. ત્યાં વૈરીગુપ્ત પ્રભુ પાસે આવે છે અને દૈવીઅંદ્રીજન સંબંધી મોગમ પૂછે છે. ગૌતમસ્વામી તેનો ખુલાસો પૂછે છે. વૈરીગુપ્ત રાજપુત્ર પણ પ્રભુ પાસે ચારિત્ર ગ્રહણ કરે છે. તે પાંચ પૈકીનો ત્રીજો જીવ છે. પછી પ્રભુ હસ્તિનાપુર પધારે છે. ત્યાં એક બ્રાહ્મણપુત્ર સ્વયંભુદેવ પ્રભુ પાસે આવે છે. તે પક્ષીએ કહેલ વચનની સત્યાસત્યતા પુછે છે. ગૌતમસ્વામી ખુલાસો પૂછે છે. ભગવંત તેનું ચરિત્ર કહે છે, સ્વયંભુદેવ પ્રભુ પાસે ચારિત્ર ગ્રહણ કરે છે. એ પાંચ પૈકીનો ચોથો જીવ છે. પછી પ્રભુ રાજગૃહી પધારે છે. શ્રેણિક રાજા વાંદવા આવે છે. ત્યાં તેનો આઠ વર્ષનો પુત્ર મહારથકુમાર સમવસરણમાં આવી પોતાને આવેલા સ્વપ્નનું ફળ પ્રભુને પૂછે છે. ભગવંતનો ઉત્તર મળતાં વૈરાગ્ય ઉત્પન્ન થવાથી તે ચારિત્ર ગ્રહણ કરે છે. આ પાંચમો જીવ છે.

અનુક્રમે પાંચે જીવો શ્રી વીર પરમાત્મા પાસે જ આવે છે અને ચારિત્ર લઈ તેનું આરાધન કરે છે. પ્રાંતે ભગવંતના કહેવાથી આયુ અલ્પ જાણી અણસણ અંગીકાર કરે છે અને અંતસમયની આરાધના કરી સર્વ કર્મનો ક્ષય કરી મોક્ષપદને પ્રાપ્ત કરે છે. અહીં તેના પાંચમા ભવની સમાપ્તિ થાય છે. આ ભવની ગણત્રી તેમના ધર્મ પામ્યા પછીની છે.

આ પ્રમાણે આ કથાનો વસ્તુ છે. કથાના મુખ્ય નાયક પાંચ છે. પાંચે સારો ભાગ ભજાવે છે. પાંચમાં પણ કુવલયચંદ્ર ને કુવલયમાળા મુખ્ય પાત્ર છે. તે બંને સારો ભાગ ભજાવે છે. તેમાં પણ

કુવલયચંદ્રને લગતો ભાગ વધારે હોવા છતાં આકર્ષક નામ તરીકે કથાનું નામ **કુવલયમાળા** રાખવામાં આવેલ છે. આ પાંચ પૈકી એક જીવનું ત્રીજા ભવનું નામ છે.

આ કથાની અંદર સંસારી જીવોને મહા દુઃખના આપનારા ક્રોધાદિ પાંચે દોષોના કટુક વિપાક બહુ અસરકારક રીતે બતાવ્યા છે. આખું ચંપૂ રસથી ભરપુર છે. કોઈ પણ વિભાગ રસની ક્ષતિવાળો નથી. નવે રસનું યથાસ્થાને પોષણ કરવામાં આવ્યું છે. આ પાંચ જીવો શ્રી અનંતનાથજી ભગવંતના શાસનમાં પ્રસિદ્ધિમાં આવ્યા છે ને પ્રથમ ચારિત્ર પણ તેમના સમયમાં જ લીધેલું છે. તેઓ પ્રથમ દેવ થયા તે અરસામાં શ્રીધર્મનાથજીનું શાસન પ્રવર્ત્તે છે. અને પ્રાંતે મનુષ્ય થઈ મોક્ષે ગયા ત્યારે વર્તમાન શાસનપતિ મહાવીર ભગવંત વિદ્યમાન છે. આ ચંપૂમાં પ્રસંગે પ્રસંગે ઘણી કથાઓ આપેલી છે કે જે દરેક વાંચવા લાયક છે. પુરંદરદત્ત રાજા રાત્રે મુનિચર્યા જોવા પ્રચ્છન્નપણે આવે છે ત્યારે આચાર્ય મહારાજા પાંચે જીવો જે મુનિ થયા છે તેને જે ઉપદેશ આપે છે ને કથાઓ કહે છે તે ખાસ વાંચવા લાયક છે. તેમાં વિનય ઉપર વિનિત મંત્રીની કથા બહુ જ રસીક છે. જીવનું, નવતત્ત્વનું, છ લેશ્યાનું અને કર્મોનું સ્વરૂપ પણ પ્રસંગોપાત દાખલ કરેલું છે. પૃષ્ઠ ૯૬ પર ને ત્યાર પછી કેટલાક બોલ વિચાર આપ્યા છે. સામુદ્રિકશાસ્ત્ર, સ્વપ્નશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર વિગેરેનું કેટલુંક રહસ્ય પણ પ્રસંગોપાત આપેલું છે. કુવલયચંદ્રની મુસાફરીમાં યક્ષના મસ્તક-પર રહેલા જિનબિંબસંબંધી, એણિકાસંબંધી તથા દર્પફલિક પલ્લિપતિ-સંબંધી હકીકત ને વૃત્તાંત ખાસ વાંચવાલાયક છે. ટુંકામાં એટલું કહેવું બસ છે કે ઓછો રસીક કહેવાય તેવો કોઇપણ વિભાગ આ આખા ચંપૂમાં બીલકુલ છે જ નહીં.

આ કથાના ચાર પ્રસ્તાવ પાડેલા છે. તે પૈકીના પહેલા પ્રસ્તાવમાં કુવલયચંદ્રના જન્મથી આરંભીને તેને અશ્વહરણના મિષે સાગરદત્તમુનિ પાસે લાવવા સુધીની હકીકત છે. ( પૃષ્ઠ ૧ થી ૨૭ )

બીજા પ્રસ્તાવમાં સાગરદત્તમુનિ ઉપદેશ આપતાં ક્રોધાદિથી દુઃખ પામેલા પાંચે જીવોનું પુરંદરદત્ત રાજા પાસે શ્રી ધર્મનંદન સૂરિએ કહેલ

ચરિત્ર કહી બતાવે છે, તેમાં તે પાંચે જીવોએ શ્રી ધર્મનંદન સૂરિ પાસે દીક્ષા લીધા સુધીનો અધિકાર છે. ( પૃષ્ઠ ૨૮ થી ૮૦ )

ત્રીજા પ્રસ્તાવમાં પાંચે મુનિઓ પાસે આચાર્યે કહેલી કથાઓ, તે પાંચેનું દેવ થવું, ધર્મનાથજીના જ્ઞાનમહોત્સવમાં આવવું, ભગવંતને કરેલી પૃચ્છા, પરસ્પરનો સંકેત, એક જીવનું ચ્યવવું, સાગરદત્ત શ્રેષ્ઠિપુત્ર થવું, તેનું વૃત્તાંત, તેણે લીધેલી દીક્ષા, થયેલ અવધિજ્ઞાન ને તેનું કુવલયચંદ્રને પ્રતિબોધવા આવવું; અહીં તે મુનિની કથા પૂર્ણ થાય છે. પછી કુવલયચંદ્ર સિંહના સ્વર્ગગમનાનંતર કુવલયમાળાને મેળવવા પ્રયાણ કરે છે. તેની મુસાફરીનું વૃત્તાંત, તેનું વિજયાપુરી પહોંચવું ને કુવલયમાળાને પરણવું ત્યાં સુધીની હકીકત સમાવેલી છે. આમાં કુવલયચંદ્રની મુસાફરીની હકીકતનો ને પ્રથમ સાગરદત્તમુનિના વૃત્તાંતનો મોટો ભાગ છે. ( પૃષ્ઠ ૮૧ થી ૧૮૨ )

ચોથા પ્રસ્તાવમાં કુવલયચંદ્રનું વિનિતા પાછું આવવું, પાંચમા દેવનું તેના પુત્ર તરીકે અવતરવું, કુવલયચંદ્ર, કુવલયમાળા ને સાગરદત્તમુનિનું ચારિત્ર આરાધી દેવ થવું, કુવલયચંદ્રના પુત્ર થયેલ પૃથ્વીસારનું પણ દેવ થવું, પાંચે મિત્રોનો મેળાપ, ત્યાંથી ચ્યવવું, અને મહાવીર ભગવંતના સમયમાં કાકંદીપુરીમાં રાજપુત્ર મણિરથ, અરૂણાભ નગરમાં રાજપુત્ર કામગજેંદ્ર, ઋષભપુરમાં રાજપુત્ર વૈરિગુપ્ત, સરલપુરમાં બ્રાહ્મણપુત્ર સ્વયંભુદેવ, અને રાજગૃહીમાં રાજપુત્ર મહારથકુમારપણે ઉત્પન્ન થવું, એ પાંચેનું અનુક્રમે વીર પ્રભુ પાસે આવવું, તેમનું વૃત્તાંત અને પ્રભુ પાસે તે પાંચે જીવોએ લીધેલ ચારિત્ર અને ચારિત્રના આરાધનવડે પ્રાપ્ત કરેલ સિદ્ધિસ્થાન. ત્યાં સુધીની હકીકત સમાવી છે. ( પૃષ્ઠ ૧૮૩ થી ૨૪૨ )

આ ચંપૂના કર્ત્તા શ્રી રત્નપ્રભસૂરિ ક્યારે થયા ? તે હકીકત ગ્રંથાંતે પ્રશસ્તિ આપેલી ન હોવાથી ચોકસ થઈ શકતી નથી. પ્રદ્યુમ્નસૂરિએ આ ચંપૂ શોધી આપેલ હોવાથી તેના સમયમાં તે થયેલ જણાય છે, પરંતુ પ્રદ્યુમ્નસૂરિ ચાર પાંચ થયેલા હોવાથી કયા પ્રદ્યુમ્નસૂરિએ શોધી આપેલ તે ચોકસ થઈ ન શકવાને લીધે ગ્રંથકર્ત્તાનો સમય મુકરર થઈ શકતો નથી. તેમ જ આ ગ્રંથકર્ત્તાના કરેલા બીજા કોઈ

ગ્રંથો છે કે કેમ? તે પણ જાણવામાં આવ્યું નથી, જે જાણવાની ખાસ આવશ્યકતા છે. કારણ કે તેમના કરેલા બીજા ગ્રંથો જો હશે તો તે પણ આવા જ રસીક હોવાનો સંભવ છે. કોઈ વિદ્વાન્ મુનિ મહારાજના જાણવામાં આ કર્તાનો સમય અથવા અન્ય કૃતિ હોય તો તે લખી મોકલવા કૃપા કરશે એમ વિજ્ઞપ્તિ છે. અમે તે અવશ્ય પ્રસિદ્ધ કરશું.

આ ભાષાંતરની અંદર કાંઇ ભૂલચુક થઈ હોય તો તેને માટે વિદ્વાનો પાસે ક્ષમાયાચના છે. કવચિત્ પ્રુફશીટની ભૂલ થઈ હોય તો તે સુધારીને વાંચવા વિજ્ઞપ્તિ છે. પ્રથમ કુવલયચંદ્રના પિતાનું નામ દૃઢધર્મા લખેલ છે તે દૃઢવર્મા વાંચવું ને પાંચ દેવોનાં નામોમાં પાંચમું નામ કેશર લખેલું છે તે પદ્મકેસર વાંચવું.

આ કથા સાદ્યંત વાંચવાથી અવશ્ય ક્રોધાદિ ઉપર તીરસ્કાર ઉપજશે, વૈરાગ્ય વાસના પ્રગટશે અને ચારિત્રધર્મ ઉપર પ્રીતિ ઉત્પન્ન થશે એવી ધારણાથી આ પ્રયાસ કરેલો છે. પરમાત્માની કૃપાથી અમારો પ્રયાસ ફળીભૂત થશે એમ ધારી આ ટુંકી પ્રસ્તાવના સમાપ્ત કરવામાં આવે છે.

જ્યેષ્ઠ શુકલ-૧.
સંવત ૧૯૬૯.

**શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.**
ભાવનગર.

# શ્રી જૈનધર્મપ્રસારક સભા તરફથી સંવત્ ૧૯૫૯ ના ઉપદ્રવ પછી છપાયેલા ગ્રંથોનું લીસ્ટ.

---

## ( સંસ્કૃત ગ્રંથો. )

| | | |
|---|---|---|
| ૧ થી ૬ | શ્રી ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર. મૂળ. શ્રી હેમચંદ્રાચાર્ય કૃત. | |
| | ૧ પર્વ પહેલું. ( શ્રી ઋષભદેવ ચરિત્ર ) ... | ૧– ૦–૦ |
| | ૨ પર્વ બીજું. ( શ્રી અજિતનાથ ચરિત્ર ) ... | ૦–૧૨–૦ |
| | ૩ પર્વ ૩–૪–૫–૬ ... ... ... | ૧–૧૨–૦ |
| | ૪ પર્વ ૭ મું. ( જૈનરામાયણ વિગેરે ) ... | ૧– ૦–૦ |
| | ૫ પર્વ ૮–૯ મું (૨૨ મા ૨૩ મા પ્રભુનાં ચરિત્ર) | ૧– ૮–૦ |
| | ૬ પર્વ ૧૦ મું. ( મહાવીર ચરિત્ર ) ... | ૧– ૮–૦ |
| ૭ | શ્રી પરિશિષ્ટ પર્વ. મૂળ. ... ... ... | ૧– ૦–૦ |
| ૮ | શ્રી કર્મગ્રંથ ટીકા વિભાગ ૧લો ( ૧ થી ૪ ) ... | ૧– ૮–૦ |
| ૯ | ,, વિભાગ ૨ જો ( ૫ મો ૬ ટ્ઠો ) ... | ૨– ૦–૦ |
| ૧૦ | દ્વાત્રિંશત્ દ્વાત્રિંશિકા સટીક ... ... ... | ૧– ૮–૦ |
| ૧૧ | પ્રશમરતિ સટીક ... ... ... ... | ૦–૧૨–૦ |
| ૧૨ | પ્રબોધચિંતામણિ મૂળ ... ... ... | ૦– ૮–૦ |
| ૧૩ | યશોવિજયજીકૃત ગ્રંથમાળા ( ૧૦ ગ્રંથોનો સંગ્રહ ) | ૧– ૦–૦ |
| ૧૪ | સિદ્ધસેનદીવાકર ગ્રંથમાળા ( ત્રણ ગ્રંથો ) ... | ૦– ૪–૦ |
| ૧૫ | હરિભદ્રસૂરિ ગ્રંથમાળા ( ત્રણ ગ્રંથો ) ... | ૦– ૪–૦ |
| ૧૬ | વિજયચંદ કેવળી ચરિત્ર મૂળ. માગધી ... | ૦– ૮–૦ |
| ૧૭ | યોગબિંદુ સટીક ... ... ... ... | ૦–૧૨–૦ |
| ૧૮ | વાસુપૂજ્ય ચરિત્ર પદ્યબંધ. ... ... ... | ૨– ૮–૦ |
| ૧૯ | શાંતિનાથજી ચરિત્ર ગદ્યબંધ. ... ... | ૧– ૦–૦ |
| ૨૦ | શ્રી પંચાશક સટીક ... ... ... | ૨– ૮–૦ |
| ૨૧ | પ્રમેયરત્ન કોષ ... ... ... ... | ૦– ૪–૦ |
| ૨૨ | શ્રી જ્ઞાનસાર ટીકા. ... ... ... | ૦–૧૨–૦ |

## ભાષાંતરો, ચરિત્રો તથા કથાઓ ગુજરાતી ભાષામાં.

| | | |
|---|---|---|
| ૨૩ | શ્રી ઉપદેશ પ્રાસાદ ભાષાંતર ભાગ ૧ લો (સ્થંભ ૧–૪) | ૧– ૮–૦ |
| ૨૪ | ,, ભાગ ૨ જો ( સ્થંભ ૫ થી ૯ ) ... | ૧– ૮–૦ |

| | | |
|---|---|---|
| ૨૫ | ,, ભાગ ૩ જો ( સ્થંભ ૧૦ થી ૧૪ ) | ૧- ૮-૦ |
| ૨૬ | ,, ભાગ ૪ થો ( સ્થંભ ૧૫ થી ૧૯ ) | ૨- ૦-૦ |
| ૨૭ | ,, ભાગ ૫ મો. ( સ્થંભ ૨૦ થી ૨૪ ) | ૨- ૦-૦ |
| ૨૮ | શ્રી ઉપદેશમાળા ભાષાંતર ( કથાઓ સહિત ) ... | ૧- ૮-૦ |
| *૨૯ | ચરિતાવળી ભાગ ૧ લો. ... ... ... | ૧- ૦-૦ |
| *૩૦ | ,, ભાગ ૨ જો. ... ... ... | ૧- ૦-૦ |
| *૩૧ | ,, ભાગ ૩ જો. ... ... ... | ૧- ૦-૦ |
| ૩૨ થી ૩૬. | શ્રી ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર ભાષાંતર. | |
| | ૩૨ પર્વ ૧ લું. ૨ જું. ... ... | ૨- ૪-૦ |
| | ૩૩ પર્વ ૩-૪-૫-૬ ... ... ... | ૨- ૪-૦ |
| | ૩૪ પર્વ ૭ મું ( જૈન રામાયણાદિ ) ... | ૧- ૪-૦ |
| | ૩૫ પર્વ ૮ મું, ૯ મું.... ... ... | ૧-૧૨-૦ |
| | ૩૬ પર્વ ૧૦ મું ( મહાવીર ચરિત્ર ) ... | ૧- ૮-૦ |
| ૩૭ | વિજયચંદ્ર કેવળી ચરિત્ર ... ... ... | ૦- ૬-૦ |
| ૩૮ | પ્રબોધચિંતામણિ ભાષાંતર ... ... ... | ૦- ૬-૦ |
| ૩૯ | રત્નશેખર રત્નવતી કથા. ... ... ... | ૦- ૪-૦ |
| ૪૦ | ઉપમિતિ ભવપ્રપંચ પીઠબંધનું ભાષાંતર ... | ૦-૧૨-૦ |
| ૪૧ | ગૌતમકુળક બાળાવબોધ. ... ... ... | ૨- ૮-૦ |
| ૪૨ | મુનિરાજ શ્રી વૃદ્ધિચંદજી ચરિત્ર ... ... | ૦- ૪-૦ |
| ૪૩ | શત્રુંજયમહાત્મ્ય ભાષાંતર ... ... ... | ૨- ૮-૦ |

પરચૂરણ.

| | | |
|---|---|---|
| ૪૪ | અધ્યાત્મ કલ્પદ્રુમ વિવેચન યુક્ત ... ... | ૧- ૪-૦ |
| ૪૫ | ગૌતમસ્વામીનો રાસ અર્થ યુક્ત ... ... | ૦- ૧-૦ |
| ૪૬ | ચૈત્યવંદન ચોવીશી. ... ... ... | ૦- ૩-૦ |
| ૪૭ | જૈન ડીરેકટરી ( ભાવનગરની ) ... ... | ૦- ૨-૦ |
| ૪૮ | જૈનધર્મપ્રસારક સભાનો જ્યુબીલી અંક. ... | ૦-૧૨-૦ |
| ૪૯ | નવાણુ યાત્રાનો અનુભવ ... ... ... | ભેટ. |
| ૫૦ | પાંચ પ્રતિક્રમણ મૂળ ગુજરાતી ... ... | ૦- ૮-૦ |
| ૫૧ | ,, શાસ્ત્રી ... ... ... | ૦- ૬-૦ |

* આ ત્રણે ભાગના વિભાગો ૧૫ છુટા છુટા પણ મળી શકે છે.

| | | |
|---|---|---|
| ૫૨ | બે પ્રતિક્રમણ મૂળ ગુજરાતી ... ... | ૦– ૨–૬ |
| ૫૩ | ,, શાસ્ત્રી ... ... ... | ૦– ૨–૬ |
| ૫૪ | પ્રતિક્રમણના હેતુ ... ... ... ... | ૦– ૬–૦ |
| ૫૫ | સાધુનાં આવશ્યક સૂત્રો તથા વિધિઓ. ... | ભેટ. |
| ૫૬ | સામાયક તથા ચૈત્યવંદન સૂત્રાર્થ ... ... | ૦– ૧–૦ |
| ૫૭ | પંચકલ્યાણક તથા પંચજ્ઞાનની પૂજા ... ... | ૦– ૧–૬ |
| ૫૮ | સ્નાત્ર, સત્તરભેદી તથા વીશ સ્થાનકની પૂજા. ... | ૦– ૨–૦ |
| ૫૯ | પુન્યપ્રકાશનું સ્તવન. ... ... ... | ભેટ. |
| ૬૦ | પ્રશ્નોત્તર પુષ્પમાળા ( પ્રથમાવૃત્તિ ) ... ... | ૦–૧૨–૦ |
| ૬૧ | પૂર્વદેશતીર્થ સ્તવનાવળી ... ... ... | ૦– ૫–૦ |
| ૬૨ | પોસહવિધિ ... ... ... ... | ભેટ. |
| ૬૩ | પાર્શ્વનાથનો વિવાહલો ... ... ... | ૦– ૧–૦ |
| ૬૪ | પ્રકરણોના સ્તવનાદિનો સંગ્રહ. ... ... | ૦– ૮–૦ |
| ૬૫ | માંસાહારથી થતી હાનિ ને વનસ્પતિના ખોરાકથી થતો લાભ. | ભેટ. |
| ૬૬ | લેખમાળા ( મણકો ૧ લો. ) લગ્ન. ... ... | ૦– ૦–૬ |
| ૬૭ | ,, (મણકો ૨ જો.) સીતારામ ચરિત્ર. પૂર્વાર્દ્ધ. | ૦– ૧–૦ |
| ૬૮ | વર્દ્ધમાન દ્વાત્રિંશિકા. મૂળ, ટીકા, અર્થ. ... | ૦– ૩–૦ |
| ૬૯ | ધનપાળ પંચાશિકા. મૂળ, ટીકા, અર્થ. ... | ૦– ૪–૦ |
| ૭૦ | પાંચ પદની અનુપૂર્વી ... ... ... | ૦– ૦–૬ |
| ૭૧ | તત્વ વાર્ત્તા ને લક્ષ્મી સરસ્વતીનો સંવાદ ... | ૦– ૪–૦ |

આ શિવાય સંવત્ ૧૯૫૯ અગાઉ સમકિત સલ્યોદ્ધાર, લઘુ હૈમ પ્રક્રિયા વ્યાકરણ, અભિધાનચિંતામણિ કોષ વિગેરે અનેક પુસ્તકો છપાવ્યાં હતાં કે જેની બીજી આવૃત્તિ કરવાનું બની શક્યું નથી.

श्रीरत्नप्रभसूरिविरचित

# કુવલયમાળાભાષાંતર.

## પ્રથમ પ્રસ્તાવ.

ॐ अर्हं

नमः ह्रींदेवतायै ।

नमः श्रीबृहत्कुवलयमालाकथाविधायिने श्रीदाक्षिण्यचिह्नसूरिप्रवराय ॥

**आदित्यवर्णं तमसः परस्तादस्तान्यतेजः प्रचयप्रभावम् ।**
**यमेकमाहुः पुरुषं पुराणं परात्मदेवाय नमोऽस्तु तस्मै ॥ १ ॥**

"જેણે અન્ય તેજના સમૂહના પ્રભાવને અસ્ત પમાડ્યો છે, અને જે અંધકારથી અતિ દૂર રહેલા છે અર્થાત્ અજ્ઞાનાંધકારથી વિમુક્ત છે એવા સૂર્ય સદૃશ વર્ણવાળા જે દેવને પંડિતો એક **પુરાણ પુરૂષ** કહે છે, તે પરમાત્મરૂપ દેવને ( મારો ) નમસ્કાર હો."

લોક અને અલોકસંબંધી સર્વ વિચારને જાણનાર, મોક્ષનાં સ્પષ્ટ દ્વારરૂપ, સદ્ગુણોના સ્થાનરૂપ, જેનાં ચરણકમળ ત્રણ જગતને સ્તુતિ કરવા લાયક છે, અને જેના ધર્મનો વૈભવ નિરંતર વિશ્વના જનને હિતકારક છે, એવા પ્રથમ તીર્થંકર તથા કલ્યાણને આપનાર બીજા તીર્થંકરો ચિરકાળ સુધી મનુષ્યોને હર્ષ આપો. [1]ગોવડે [2]કુમુદને વિકાસ પમાડતા તથા [3]**તમઃસમૂહને** ચોતરફથી દૂર કરતા એવા **શ્રી શાન્તિનાથ** તીર્થંકરરૂપી ચંદ્ર મનુષ્યનાં બન્ને નેત્રોને આનંદ આપો. મોક્ષના સ્થાનરૂપ તે **શિવા** રાણીના પુત્ર ( નેમિનાથ ) ફરીથી જન્મ નથી એવા મોક્ષને માટે થાઓ. આ જગતમાં તે જિનેશ્વરનું જન્મથી

---

૧ ગો–વાણી તથા કિરણ. ૨ કુ–પૃથ્વી અર્થાત્ પૃથ્વીના લોકો, તેમનો મુદ–હર્ષ. કુમુદ–રાત્રિવિકાસી કમળ. ૩ તમઃ–અજ્ઞાન તથા અંધકાર.

આરંભીને પાલન કરેલું બ્રહ્મચર્ય વ્રત કોનાથી અજાણ્યું છે? જે પ્રભુ નમ્ર થયેલા નાગના મણિસમૂહમાં પ્રતિબિંબિત થયેલા હોવાથી જાણે આઠ મૂર્તિવાળા હોય, તેમ શોભે છે, તથા જે પ્રભુ દર્પ અને કોપરૂપ ચિતાને તેજોહીન કરવામાં સમર્થ છે, તે જિનેશ્વર ( પાર્શ્વનાથ ) તમારા કલ્યાણને વિસ્તારો. જાણે પાદના અગ્રભાગમાં લાંછનરૂપે રહેલા સિંહથી ઉત્પન્ન થયેલા ભયવડે જ હોય, તેમ જે પ્રભુના નામમંત્રના વશથી ( ગ્રહણ કરવાથી ) પ્રાણીઓના દુષ્કૃતસમૂહો હસ્તિના સમૂહની જેમ નાશ પામે છે, તે શ્રી વીરસ્વામી તમારા મોક્ષસુખને વિસ્તારો. જે દેવીના પ્રસાદથી કવિજનો જેનું મૂલ્ય ન થઈ શકે તથા જેની કોઈ કાળે જીર્ણતા ન થાય એવા [1]સુગુણથી મનોહર પ્રબંધરૂપી વસ્ત્રને વણે છે, તે સરસ્વતી દેવી તમારા વાંછિત અર્થને આપો. જે ગુરૂના [2]ગોસંગથી જ્ઞાનરૂપી કમળ અવશ્ય વિકસ્વર થાય છે, તે તમઃસમૂહને હરણ કરનાર તથા [3]બે પ્રકારે [4]ભાસ્વત્ ( પ્રકાશ પામતા ) એવા ગુરૂને હું અત્યંત હર્ષથી પ્રણામ કરૂં છું. અર્થના વિસ્તારરૂપ સુગંધને લેવા માટે જેમાં પંડિતોરૂપી ભ્રમરાઓ એકઠા થયા છે, એવી [5]કુવલયની માળા જેવી આ કુવલયમાળા નામની કથા આ [6]કુવલયને વિષે જય પામે છે. પંડિત જનોના મનરૂપી માનસસરોવરમાં રાજહંસી જેવી આ **કુવલયમાળા** નામની કથા પ્રથમ પ્રાકૃત ભાષામાં **દાક્ષિણ્યચિહ્નસૂરિએ** રચેલી છે. તેને હું સંસ્કૃત ભાષાવડે ચંપૂરૂપે રચું છું. બુદ્ધિમાન પુરૂષો મારાપર પ્રસન્ન થઈને તત્કાળ તેને જુઓ.

ચાર ગતિમાં ઉત્પન્ન થયેલા ઘણાં દુષ્કૃતમય આ અપાર સંસારરૂપી સાગરમાં ભ્રમણ કરતા જીવને મહા કષ્ટવડે મનુષ્યભવ પ્રાપ્ત થાય છે. તેમાં પણ મહા દુર્લભ એવું પુરૂષપણું જેને પ્રાપ્ત થયું છે, એવા પુરૂષે પુરૂષાર્થોને વિષે આદર કરવો જોઈએ. તે પુરૂષાર્થના ત્રણ પ્રકાર છે—ધર્મ, અર્થ અને કામ. તથા કેટલાએકને મોક્ષ નામનો ચોથો પુરૂષાર્થ પણ સાધવા યોગ્ય છે. આ પુરૂષાર્થોથી રહિત પુરૂષ જો કે તે અત્યન્ત સ્વરૂપથી મનોહર હોય, તોપણ તેનો જન્મ અરણ્યમાં

---

૧ સારા ગુણ–સારા તંતુ. ૨ ગો–વાણી તથા કિરણના સંગથી. ૩ જ્ઞાન અને શરીરકાંતિથી. ૪ સૂર્ય. ૫ કમળની માળા. ૬ કુ–પૃથ્વીનું, વલય–મંડળ.

રહેલા માલતીના પુષ્પની જેમ કેવલ નિષ્ફળ છે. તે પુરૂષાર્થોમાં એક ધર્મ પુરૂષાર્થજ વિશેષ કલ્યાણકારી છે. તે ધર્મ લોકમાં ઘણા પ્રકારનો પ્રસિદ્ધ છે. પરંતુ સર્વ મણિઓમાં કૌસ્તુભમણિની જેમ, સર્વ હસ્તીઓમાં ઐરાવતહસ્તીની જેમ, સર્વ સમુદ્રોમાં ક્ષીરસાગરની જેમ, સર્વ મનુષ્યોમાં ચક્રવર્તીની જેમ, સર્વ વૃક્ષોમાં કલ્પવૃક્ષની જેમ, સર્વ પર્વતોમાં સુમેરૂ પર્વતની જેમ અને સર્વ દેવોમાં ઇન્દ્રની જેમ સર્વ ધર્મોમાં શ્રી જિનેન્દ્રે કહેલો ધર્મ અધિક શોભે છે. તે જિનેન્દ્ર-કથિત ધર્મ દાન, શીલ, તપ અને ભાવ એવા ભેદવડે ચાર પ્રકારનો છે. તેમાં જેનો મોટો મહિમા પ્રસિદ્ધ છે, એવા શ્રી આદીશ્વરે (પ્રથમ તીર્થંકરે) ધનસાર્થવાહના ભવમાં સાધુઓને ઘણું ઘી આપીને પ્રથમ **દાનધર્મ**નું સ્થાપન કર્યું. પછી સિદ્ધ તથા ગન્ધર્વાદિકની સમક્ષ "મારે સર્વ પ્રકારનાં પાપકર્મ કરવાં નહીં" એવી પ્રતિજ્ઞા કરીને (ચારિત્ર અંગિકાર કરીને) તે ભગવાને **શીલધર્મ** પ્રગટ કર્યો. ત્યાર પછી વર્ષના ઉપવાસ કરીને તેમણે **તપધર્મ** પ્રકાશિત કર્યો. અને પછી એકત્વભાવના, અશરણભાવના તથા કર્મવર્ગણા, કર્મબન્ધ અને કર્મ-મોક્ષ, નારકગતિ, તિર્યંચગતિ, નરકગતિ અને દેવગતિમાં જવા આવ-વાથી થતાં સુખદુઃખ, તેમજ ધર્મધ્યાન, શુકલધ્યાન ઇત્યાદિની ભાવના ભાવતા ભગવાને **ભાવધર્મ** દેખાડ્યો છે. તે ચાર પ્રકારના ધર્મોમાં તેવા પ્રકારના સત્ત્વ અને સંહનનથી રહિત હોવાથી આપણી જેવા પ્રાકૃત મનુષ્યો તેવા ઉંચા પ્રકારના દાન, શીલ અને તપ, એ ત્રણ ધર્મોવડે તો દૂરથી જ ત્યાગ કરાયેલા છીએ. તેથી અમારી જેવાને તો સંવેગને ઉત્પન્ન કરનાર **ભાવધર્મ** જ સુખકારક છે. કેમકે આપણે નિરંતર સત્પુરૂષોના અસત્ય દોષોને પ્રગટ કરવા પ્રવૃત્ત થઈએ છીએ, આપણાં ચિત્ત પ્રમાદને આધીન છે, આપણે દુર્જનની પાસે રહીએ છીએ, અને પરછિદ્રના માર્ગને અનુસરીએ છીએ. તેથી શ્રી જિનેશ્વરોના, મુનિવ-રોના અને સત્પુરૂષોના સુંદર ગુણસમૂહનું કીર્તન કરીને આપણે આપણો જન્મ સફળ કરીએ. વળી પૂર્વે **પાદલિપ્ત, શાતવાહન, ષટ્કર્ણ, કવિ માલાક, દેવગુપ્ત, બંદિક, પ્રભંજન** અને **શ્રી હરિભદ્રસૂરિ વિગેરે** જે મહાકવિઓ થઈ ગયા છે, કે જેમના માત્ર એક એક પ્રબંધ **પણ હજી સુધી સત્પુરૂષોના** ચિત્તનું રંજન કરે છે, તે મહાકવિઓના

કવિત્વની પદવીને આપણે શી રીતે અનુભવી શકીએ ? જો કદાચ ઊર્ણનાભની (કરોળીયાની) લાળવડે મદોન્મત્ત હાથીઓ બંધાય, તુચ્છ એવાં ગુંજાફળો (ચણોઠી)વડે અનુપમ વિદ્રુમમણિની શોભા પમાય, કાચના કકડાવડે વૈડૂર્યમણિની જેવી કાંતિ પ્રકાશિત થાય, બે હાથવડે સમુદ્ર તરાય, અથવા જો ત્રાજવાવડે મેરૂપર્વત તોળાય, તો ચતુર પુરૂષોના ચિત્તને ચમત્કાર કરનારી કથા મારા જેવાથી રચી શકાય. તોપણ આ કથા મેં કવિપણાના મદથી, કે શબ્દશાસ્ત્રની પ્રવીણતાથી, કે સાહિત્યશાસ્ત્રની સંપૂર્ણતાથી, કે ઉંચા પ્રકારના તર્કશાસ્ત્રની કુશળતાથી રચી નથી, માત્ર આત્માના (મારા પોતાના) વિનોદને માટેંજ રચી છે.

કથાના પાંચ પ્રકાર છે.—[1]સકલ, [2]ખંડ, [3]ઉલ્લાપ, [4]પરિહાસ અને [5]વર. એ સર્વ કથાઓ લોકપ્રસિદ્ધ છે. એ સર્વના લક્ષણને ધારણ કદનારી **સંકીર્ણ કથા** કહેવાય છે. આ ગ્રન્થમાં સંકીર્ણ કથા કહેલી છે, તેના ત્રણ પ્રકાર છે. ધર્મવડે, અર્થવડે અને કામવડે સંકીર્ણ. તેમાં અહીં ધર્મવડે સંકીર્ણ કથા કહીએ છીએ. તે ધર્મકથા પણ આક્ષેપિણી, વિક્ષેપિણી, સંવેગજનની અને નિર્વેદજનની એ ચાર પ્રકારની છે. તેમાં **આક્ષેપિણી** એટલે મનને અનુકૂળ, **વિક્ષેપિણી** એટલે મનને પ્રતિકૂળ, **સંવેગજનની** એટલે વૈરાગ્યને ઉત્પન્ન કરનાર અને **નિર્વેદજનની** એટલે સંસાર ઉપર ખેદ ઉત્પન્ન કરનાર. તેમાં અહીં વૈરાગ્ય ઉત્પન્ન કરનારી (સંવેગજનની) કથા કહેલી છે. આ કથાનું શરીર એવું છે કે–તેમાં સમ્યક્ત્વનો મોટો લાભ રહેલો છે, પરસ્પર મિત્રનું કાર્ય કરેલું છે, અને મોક્ષગમનરૂપ તેમાં સાર રહેલો છે. તે કથાશરીર દાક્ષિણ્યચિહ્નસૂરિએ રચ્યું છે. તેમાં આ કથાના સ્વામી કુવલયચંદ્રનો જન્મ થયો, તેનું પૂર્વના મિત્રદેવે હરણ કર્યું, તેણે (કુવલયચંદ્રે) નિર્જન વનમાં સિંહ, દેવ અને સાધુને જોયા, મુનિના મુખથી પાંચ મનુષ્યોનો પૂર્વજન્મ સાંભળ્યો, તે વખતે સિંહ સમ્યક્ત્વ પામ્યો, પાંચે જણા ચારિત્ર લઈ સ્વર્ગે ગયા, સ્વર્ગથી ચવીને મનુષ્ય થઈ, ચારિત્ર લઈ દુષ્કર તપ આચરીને પાછા સ્વર્ગે ગયા, ત્યાં વિવિધ પ્રકારના ભોગ ભોગવીને ફરીથી ભરતક્ષેત્રમાં ઉત્પન્ન થઈ પરસ્પર એકબીજાને ઓળખ્યા સિવાય કેવલી પાસે બોધ પામીને

---

૧ સમગ્ર. ૨ તુટક. ૩ વિલાપ. ૪ મશ્કરી. ૫ શ્રેષ્ઠ.

સંવેગ પામેલા તે સર્વે ચારિત્ર લઈ નિરંતર ચારિત્રનું પાલન કરી તીવ્ર તપ કરી તથા સર્વ કર્મનું મથન કરી મોક્ષલક્ષ્મી પામ્યા. આટલી હકીકત આ કથામાં છે. આ સર્વ પ્રબન્ધ પ્રસન્ન થયેલી હ્રી નામની દેવીના મુખથી સાંભળીને પૂર્વસૂરિએ કુવલયમાળા નામની કથામાં ગુંથેલો છે. તેજ પ્રમાણે આ ગ્રંથ મેં અસાર વચનોથી રચ્યો છે. તેનું મહાત્મા પુરૂષોએ શ્રવણ કરવું. કહ્યું છે કે—

**निस्तेजसोऽपि माहात्म्यं महानर्पयति श्रितः ।**
**भर्गसंसर्गतः पश्य पावित्र्यं भस्मनोऽपि हि ॥ १ ॥**

**ભાવાર્થ:**—" મહાપુરૂષનો આશ્રય કર્યો હોય, તો તે તેજરહિતને પણ માહાત્મ્ય અર્પણ કરે છે. જુઓ ! શિવના સંગથી ભસ્મની પણ પવિત્રતા કહેવાય છે. "

સત્પુરૂષોએ દુર્જનનો સર્વથા દૂરથી જ ત્યાગ કરવો, કેમકે તે દુર્જનને બન્ને પ્રકારે [1]સ્વ આપવાથી પણ તે બીજાને દ્વિધા કરે છે. અર્થાત્ બીજાના મનમાં અવળું સમજાય છે. તેથી પોતપોતાના કાર્યમાં વ્યગ્ર થયેલા તે બન્નેની ચર્ચાનો ત્યાગ કરીને આત્મકાર્યની સિદ્ધિને માટે આ કથાનો સંક્ષેપ હું કહું છું.

---

૧ સ્વ-ધન તથા આપ્તપણું.

# કથા પ્રારંભ.

આ જંબૂદ્વિપમાં દ્વિતીયાના ચંદ્રને આકારે છ ખંડવાળું ભરત-ક્ષેત્ર છે. તેના દક્ષિણાર્ધમાં મધ્યદેશની પૃથ્વીના મુકુટનો મણિ હોય તેવી **વિનીતા** નામની નગરી છે. તે નગરીમાં મહા પુરૂષ નાભિ રાજાના પુત્ર શ્રી ઋષભદેવ જિનેન્દ્રને આસનકંપથી અવધિજ્ઞાનવડે રાજ્યાભિષેક સમય જાણીને આવેલા ઇન્દ્રોએ રાજ્યાભિષેક કર્યા પછી કમળ-પત્રના પડીયામાં પાણી ભરીને અભિષેક કરવા માટે આવેલા યુગલીયાઓએ પ્રભુને અલંકૃત જોઈ પ્રભુના બન્ને ચરણ ઉપર જળ નાંખી અભિષેક કર્યો, તે જોઈને હર્ષ પામેલા ઇન્દ્રે "સારા અને વિનીત (વિનયવાળા) પુરૂષોથી યુક્ત આ નગરી છે." એમ કહ્યું, ત્યારથી તે નગરી **વિનીતા** નામે પ્રસિદ્ધ થઈ છે. તે નગરીમાં હર્ષિત ચિત્ત-વાળા, ભક્તિસમૂહથી ભરપૂર, અને જેનું અંતઃકરણ શુભ વાસનાથી વાસિત થયેલું છે, એવા ઇન્દ્રે પોતે અનન્ત મહિમાવાળા અને સુવર્ણના જેવી અનુપમ શરીરલક્ષ્મીવાળા ઋષભસ્વામીને માટે ચિત્તના ખેદને દૂર કરે તેવો સુન્દર ઉંચો પ્રાસાદ કરાવ્યો હતો. તે નગરીમાં રહેલાં ઉન્નત દેવાલયોના સમૂહઉપર રહેલા ધ્વજાંચલરૂપ હાથોવડે કરીને "મારા જેવી બીજી કોઈ નગરી નથી" એમ નિવેદન કરતી હોય, તેમ તે નગરી શોભતી હતી. તે નગરીમાં શરદૃઋતુના શ્વેત વાદળાંની શોભાને ધારણ કરનાર, પ્રકાશિત સ્ફટિકમણિથી બનાવેલી અને જેના અગ્રભાગ આકાશને ચુંબન (સ્પર્શ) કરતા હતા એવી હવેલીઓ આકાશમાર્ગે ચાલનાર સૂર્યના રથને પણ સ્ખલના પમાડતી હતી. તે નગરીમાં મૃદંગ જ બે મુખવાળો હતો, ખડ્ગ જ તીક્ષ્ણ હતા, અટન કરવાના સ્વભાવવાળા ભ્રમર જ હતા, ચંદ્ર જ કલંકી હતો, રાજહંસ જ પ્રવાસી હતા, મયૂર જ ચિત્રવિચિત્ર હતા, બાળકો જ વિનયરહિત હતા, વાનર જ ચપળ હતા, અને અગ્નિ જ બીજાને તાપ પમાડતો હતો, પણ લોકો તેવા નહતા. તે નગરીમાં પત્થરો સુખસ્પર્શ હતા, જળ અમૃત સમાન હતું, અને સર્વ વૃક્ષો છાયાવૃક્ષો જ હતા. તે નગરી શ્રી આદીશ્વરના નિવાસ માટે ઇન્દ્રની આજ્ઞાથી

દેવોએજ બનાવી હતી તેથી તેનું સંપૂર્ણ વર્ણન શી રીતે થઈ શકે ? અનેક કૌતુકના સ્થાનરૂપ તે નગરીને જોઇને પાન્થજનો પ્રયાણના શ્રમને તથા પ્રવાસની વિધુરતાને ભૂલી જતા હતા. તે નગરીમાં પ્રાણીઓને સુખેથી પ્રાપ્ત ન થાય એવી કોઈ પણ વસ્તુ નહોતી. જે જે વસ્તુઓ કથાઓમાં સાંભળતા તે તે વસ્તુ ત્યાં જોવામાં આવતી હતી. તે નગરીમાં હંસને વિષે જ અંગની વક્રતા હતી, માછલાંઓમાં જ કુળનો ક્ષય હતો, અને સૂતિકાગૃહને વિષે જ અરિષ્ટ હતું, પણ લોકોમાં વક્રતા, કુળક્ષય કે અરિષ્ટ હતાં નહીં. તે નગરીમાં મનુષ્યો તથા સરોવરો [1]**કમલાશ્રિત,** [2]**સદ્વૃત્ત**થી શોભતા, [3]**સ્વચ્છ,** [4]**સચ્છાયાવાળા** અને [5]**દ્વિજોથી** ભૂષિત હતા. તે નગરીની સ્ત્રીઓનાં મુખકમળની સુંદરતાથી પરાભવ પામેલી કમળની પંક્તિ જાણે લજ્જા પામીને જ સરોવરના જળમાં તપસ્યા કરતી હોયની તેમ લાગતું હતું. તે નગરી અનંત વૈભવવાળાં ગૃહોની ઉંચી ધ્વજાઓથી ઢંકાયલી હતી, તેથી ત્યાંના લોકોને સૂર્યમંડળ તો દૃષ્ટિપથમાં જ આવતું નહીં.

તે નગરીમાં **દૃઢવર્મા** નામે રાજા હતો. તે સ્વભાવે સરળ, દાક્ષિણ્યનો ભંડાર, દાન આપવામાં શૂરવીર, દયાળુ, શરણે આવેલાનું રક્ષણ કરનાર, અને પ્રિયભાષી હતો. તે રાજા દૌર્ભાગ્યરૂપ શીતથી સંતાપ પામેલા મનુષ્યોને તેનું નિવારણ કરવા અગ્નિ સમાન હતો, પણ પોતે અગ્નિરૂપ નહોતો. સત્પુરૂષોના મુખરૂપ કમળસમૂહને પ્રફુલ્લિત કરવાને તે સૂર્ય સમાન હતો, પણ પોતે સૂર્ય નહોતો. સ્વજનરૂપી કદંબવૃક્ષોને નવપલ્લવિત કરવામાં તે વર્ષાઋતુ સમાન હતો, પ્રેમીજનરૂપ કુમુદના વનને તે શરદ્ઋતુ સમાન હતો, શત્રુઓની સ્ત્રીઓરૂપી લાખો કમલિનીને તે હેમન્તઋતુ સમાન હતો, પોતાની સ્ત્રીઓરૂપી કુંદલતાને શિશિર ઋતુ સમાન હતો, મિત્રરૂપ વનને વસન્તઋતુ સમાન હતો, શત્રુરૂપ જલાશયોને ગ્રીષ્મઋતુ સમાન હતો, પોતાના પૃથ્વીમંડળમાં સત્યયુગના અવતારસમાન હતો, અને શત્રુ રાજાના દેશમાં કળિકાળસમાન હતો.

---

૧ કમલા—લક્ષ્મીથી આશ્રિત, કમલ-કમળોથી આશ્રિત. ૨ મનુષ્યો સારા આચરણથી શોભતા, સરોવરો સારા વર્તુલાકારથી શોભતા. ૩ સ્વચ્છ મનવાળા, સ્વચ્છ જળવાળા. ૪ સારી કાંતિવાળા, સારા છાયાવૃક્ષોવાળા. ૫ બ્રાહ્મણો, પક્ષિઓ.

તે રાજા સ્વદારાને વિષે સંતોષી હતો, પણ કીર્તિ મેળવવામાં સંતોષી નહોતો. ગુણના સમૂહમાં લુબ્ધ હતો, પણ દ્રવ્યમાં લુબ્ધ નહોતો. સુભાષિતમાં ઇચ્છાવાળો હતો, પણ અકાર્યમાં ઇચ્છાવાળો નહોતો. તથા તે કળાઓમાં નિપુણ હતો, પણ અસત્ય અને પ્રિય એવા ખુશામતનાં વચનોમાં તે નિપુણ નહોતો.

તીક્ષ્ણ ખડ્ગની ધારાવડે વિદારણ કરેલા શત્રુના હાથીઓના ગંડસ્થળમાંથી પડેલા મુક્તાફળોવડે સમગ્ર ક્ષિતિતળને ભૂષિત કરનાર, સ્ખલના રહિત સર્વત્ર પ્રસાર પામેલા નિઃસીમ પ્રતાપે કરીને સર્વ શત્રુઓના કીર્તિરૂપ લક્ષ સરોવરના સમૂહનું શોષણ કરનાર, શરદ્ઋતુના ચંદ્રની ચંદ્રિકા જેવા નિર્મળ ગુણસમૂહવાળા, અવધિ વિનાની સૌભાગ્યરૂપી લક્ષ્મીએ અભિલાષા સહિત જેના શરીરના વૈભવને કટાક્ષસમૂહથી લક્ષિત કરેલો હતો એવા, નમ્ર થયેલા અનેક રાજાઓના મસ્તકસમૂહ ઉપર રહેલા મણિમય મુકુટના અગ્રભાગથી નીકળેલી દેદીપ્યમાન કાંતિના સમૂહથી જેનાં ચરણકમળ વિચિત્રવર્ણવાળાં થયાં છે એવા અને પ્રતાપે કરીને આક્રમણ કરેલા દિગ્મંડળના છેડાસુધી જેની આજ્ઞા વિશ્રાંતિ પામી હતી, એવા તે રાજાને, વિષ્ણુને લક્ષ્મીની જેવી તથા ચંદ્રને કૌમુદીના જેવી સર્વ અન્તઃપુરની સ્ત્રીઓમાં મુખ્ય અને સમગ્ર ગુણસમૂહથી મનોહર **પ્રિયંગુશ્યામા** નામે સ્વયંવરમાં પરણેલી પ્રિય કાંતા હતી. તેણે પોતાના નિરૂપમ રૂપથી દેવાંગનાના સમૂહનો તિરસ્કાર કર્યો હતો, અસાધારણ એવા પવિત્ર લાવણ્યથી વૃદ્ધિ પામેલી હતી, નિર્મલ ચંદ્રિકાના સમૂહ જેવી દેદીપ્યમાન હતી, તથા નિરંતર શુભધ્યાન અને સદ્ધર્મમાં સાવધાન હતી. ઇન્દ્રાણીની સાથે ઇન્દ્રની જેમ તે પ્રિયંગુશ્યામાની સાથે વિષયસુખ અનુભવતાં દઢધર્મા રાજાએ કેટલોક કાળ નિર્ગમન કર્યો.

એકદા કેટલાએક મંત્રીજનોથી પરિવરેલો રાજા અભ્યંતરસભામાં પોતાની વામબાજુમાં સ્નેહના વશથી પ્રિયંગુશ્યામાને રાખીને બેઠો હતો, તે વખતે જેણે ભુજલતાવડે વેત્રલતા ( છડી )નું અવલંબન કર્યું છે, એવી પ્રતિહારી સભામાં આવી. તેણે રાજાના ચરણકમળમાં એકાંત ભક્તિથી નમન કરીને વિજ્ઞપ્તિ કરી કે—" હે દેવ ! તે દિવસે આપની આજ્ઞાથી **શબર** નામના સેનાપતિનો પુત્ર **સુષેણ** માલવદેશના રાજાને જીતવા

ગયો હતો, તે હમણાં દરવાજે આવ્યો છે, અને આપના ચરણકમળના દર્શનની અભિલાષા રાખે છે." રાજાએ કહ્યું—" તેને પ્રવેશ કરવા દે." તે સાંભળીને "દેવ જે આજ્ઞા આપે તે પ્રમાણ છે" એમ બોલતી પ્રતિહારીએ સેનાપતિને પ્રવેશ કરાવ્યો. તેણે રાજાને જોઇને કાંઇક નજીક આવી રાજાને નમન કર્યું, એટલે 'આસન' 'આસન' એમ બોલતા રાજાએ જમણા હસ્તવડે તેના મસ્તકનો સ્પર્શ કરી તેનું સન્માન કર્યું. પછી તે સેનાપતિ રાણીને પ્રણામ કરીને સર્વ મંત્રીઓના સમૂહની સમીપે યોગ્ય આસનપર બેઠો. પછી આસનપર બેઠેલા સુષેણને સ્નિગ્ધ અને ઉજ્વલ પાંપણવાળાં બે નેત્રાવડે જાણે હૃદયની અંદર રહેલા હર્ષરૂપી અમૃતનિઃસ્યંદના બિંદુસમૂહને મૂકતો હોય, તેમ રાજાએ "હે સુષેણ! તું કુશળ છે?" એમ પૂછ્યું. ત્યારે સુષેણ બોલ્યો કે—"આપના પાદયુગ્મના દર્શનથી અદ્યાપિ મારી કુશળતાજ છે." રાજાએ પૂછ્યું કે—" માલવરાજાની સાથે તમારે શું વૃત્તાંત બન્યો?" સુષેણ બોલ્યો કે—" આપની આજ્ઞાથી તે વખતે ચતુરંગ સૈન્યવાળા માલવરાજાની સાથે આપણું યુદ્ધ થયું. તેમાં આપના પ્રતાપથી ચોતરફ પ્રસરતા મારા સૈન્યે શત્રુનું સૈન્ય ભાંગી નાંખ્યું, અને મારા સૈનિકોએ તેનું સર્વસ્વ (પ્રાણસુદ્ધાં) લુંટી લીધું. તેના સૈન્યમાં રહેલો તે રાજાનો પુત્ર પાંચ વર્ષનો બાળવયવાળો છતાં તેનું આચરણ બાળકના જેવું નહતું. તે પોતાની શક્તિથી યુદ્ધ કરતો હતો, તેને અમે પકડી લીધો છે. તે કુમાર હમણાં આપણા દ્વારપ્રદેશમાં રહેલો છે." તે સાંભળીને રાજાએ તેને પ્રવેશ કરાવવાનો હુકમ કર્યો, તેથી તે **મહેન્દ્ર** નામનો માલવરાજાનો કુમાર જાણે ગુણગ્રામના સ્થાનરૂપ થનારો ગંધહસ્તી હોય તેમ દીનતારહિત દૃષ્ટિપાતવડે જોતો જોતો સભામાં રાજાની પાસે આવ્યો. તે કુમાર સ્ફુરણાયમાન સૌભાગ્યથી સુંદર દેખાતો હતો, તેના અવયવોની શોભા પવિત્ર લાવણ્યવાળી હતી, તેનું શરીર ચંપકના પુષ્પ જેવું કોમળ ને ઉજ્વળ હતું, તેમજ તે કુમાર ઘણા ગુણસમૂહનું મંદિર થનારો હતો. પછી હૃદયમાં વિલાસ પામતા સ્નેહના સમૂહથી રાજાએ તે કુમારને બે દીર્ઘ ભુજદંડવડે ગ્રહણ કરીને પોતાના ઉત્સંગમાં બેસાડ્યો. અને ચંદ્રને જોઇને સમુદ્રની જેમ તે કુમારને જોઈને જેનું ચિત્ત હર્ષથી ઉછળી રહ્યું છે, એવા રાજાએ તેને આલિંગન કરીને કહ્યું કે—

" અહો ! આ કુમારનો પિતા વજ્રના જેવા કઠણ હૃદયવાળો જણાય છે, કે જે આના વિયોગે હજુ સુધી જીવે છે." રાણી પણ તે દેવકુમારની જેવા કુમારને જોઈને પુત્ર સમાન સ્નેહને ધારણ કરતી બોલી કે—" તે સ્ત્રીને ધન્ય છે કે રોહણાચળપર્વતની જેમ જેની કુક્ષિમાં અદ્વિતીય ગુણવાળો આ પુત્રરત્ન ઉત્પન્ન થયો છે, પરંતુ તે સ્ત્રી નિર્દય જણાય છે કે જે આવા પુત્રનો વિરહ થયા છતાં પણ હજુ પ્રાણને ધારણ કરે છે." તે સાંભળીને મંત્રીશ્વરો બોલ્યા કે—" એવો જ જયાં પ્રારબ્ધનો પરિણામ હોય, ત્યાં તે રાજા શું કરે ? આ બધું આપના સુકૃત ( પુણ્ય )નું વિલસિત છે." કહ્યું છે કે—

**भवेयुर्न भवेयुर्वा, यस्य कस्यापि भूस्पृशः ।**
**अतीव स्युः पुनः पुण्यवशतः सर्वतः श्रियः ॥ १ ॥**

**ભાવાર્થ:**—" કોઈ કોઈ મનુષ્યને લક્ષ્મી હોય છે, અથવા નથી પણ હોતી અને કોઇને અતિ પુણ્યના વશથી સર્વ પ્રકારની લક્ષ્મી હોય છે."

તેવામાં અંદરના મોટા દુઃખરૂપી અગ્નિની જ્વાળાના સમૂહથી જેનું ચિત્ત તપ્ત થઈ ગયું છે, એવો તે કુમાર [1]ઉષ્ણ અશ્રુ મૂકી રોવા લાગ્યો. તેથી એકદમ જળના તરંગથી આસ્ફાલિત થયેલું જાણે શતપત્ર કમળ હોય, ઉદયાચળ પર્વતના શિખરને અવલંબન કરતા સૂર્યમંડળના કિરણસમૂહથી હણાયેલું જાણે દિવસે ધૂસર વર્ણવાળું થયેલું ચંદ્રનું બિંબ હોય, અથવા દીવાની પ્રદીપ્ત પ્રભાથી પરાભવ પામેલું માલતીનું પુષ્પ હોય, તેવું તે બાળકનું મુખ જોઇને " આના ચિત્તમાં કાંઇક મોટું દુઃખ છે " એમ બોલતાં રાજાનાં બન્ને નેત્રો અશ્રુજલ પ્રસરવાથી આર્દ્ર થઇ ગયાં. પ્રકૃતિથી જ કરૂણ હૃદયવાળી રાણી પણ પડતા એવા અશ્રુબિંદુના સમૂહવડે કુચકુંભ ઉપર ક્ષણવાર હારની લીલાની શોભા પામી. તેમજ મંત્રીજનોનાં નેત્રમાંથી પણ અશ્રુનો પ્રવાહ ચાલ્યો. પછી " હે નિર્મળ ચિત્તવાળા [2]સદ્ગુણપ્રિય વત્સ ! તું ખેદને અવકાશ આપનાર ન થા." એમ બોલતા

---

૧ દુઃખનાં અશ્રુ ઉષ્ણ હોય છે, અને આનંદનાં અશ્રુ શીતળ હોય છે.
૨ સદ્ગુણ છે પ્રિય જેને.

રાજાએ પોતાના વસ્ત્રના છેડાવડે તે બાળકનું મુખકમળ લુઇને નિર્મળ કર્યું. પછી પરિજને લાવેલા શીતળ જળવડે રાણીએ તથા મંત્રીઓએ કુમારનાં તથા રાજાનાં નેત્રો ધોયાં. પછી રાજાએ પુછયું કે—" હે સુરગુરૂ વિગેરે મંત્રીઓ! મારા ઉત્સંગમાં બેઠેલા આ કુમારે કેમ રૂદન કર્યું? તે કહો." ત્યારે એક મંત્રીએ કહ્યું કે—" એમાં બીજું શું જાણવું? આ બાળક છે. માતાપિતાના વિયોગથી તેનું ચિત્ત ખેદ પામ્યું છે તેથી તેણે રૂદન કર્યું." બીજો મંત્રી બોલ્યો કે—"હે દેવ! આપને જોઇને તેના હૃદયમાં પોતાનાં માતપિતાનું સ્મરણ થયું, તેથી તે રોયો." ત્રીજા મંત્રીએ કહ્યું કે—" હે સ્વામી! આ બાળકનાં માતપિતા આ વખતે કેવી અવસ્થા ભોગવતાં હશે? તેની તેને ખબર નથી. એ વિચારના દુઃખથી આ બાળકે રૂદન કર્યું." ત્યારે રાજાએ કહ્યું કે—" આ બાબતનો વિચાર આપણે શા માટે કરવો જોઇએ? આ બાળકને જ આપણે પૂછીએ." એમ કહીને રાજાએ તે બાળકને પૂછયું કે—" હે પુત્ર મહેન્દ્ર કુમાર! કહે, કેમ તેં અશ્રુપાત કર્યો?" તે સાંભળીને કાંઇક ગદ્ગદ્ કંઠે ગંભીર અને મધુર અક્ષરથી કુમારે જવાબ આપ્યો કે—' જુઓ! વિધિનો વિલાસ કેવો છે? કે ઇન્દ્રના જેવા પરાક્રમવાળા મારા પિતાને પણ રાજ્યભ્રંશ થયો, અને હું પણ શત્રુજનના ઉત્સંગમાં રહીને આવી શોચનીય દશાને પામ્યો. હે રાજેન્દ્ર! આ શોકને લીધે હું અશ્રુના પ્રસારને રોકી શકયો નહીં." તે સાંભળીને—" અહો! આના મુખમાંથી કેવા સ્ફુટ અક્ષરોનો આલાપ નીકળ્યો? અહો! આની વાણીમાં કેવો કાર્યાકાર્યનો વિચાર જણાય છે? આટલી નાની અવસ્થામાં તેમજ પરાધીન અવસ્થામાં પણ આવા પ્રકારનો બુદ્ધિનો વૈભવ? અહો! આ સર્વ સર્વ પ્રકારે વિસ્મયકારક છે." એમ બોલતા રાજાએ સચિવોના મુખ સામું જોયું. મંત્રીઓ બોલ્યા કે—" હે દેવ! એમાં શો વિસ્મય? ચણોઠી જેટલો પણ અગ્નિ બાળવાના સ્વભાવવાળો હોય છે, અને માત્ર સરસવ જેવડું રત્ન પણ મહા મૂલ્યવાન હોય છે, તેવી જ રીતે આવા મહા વંશમાં ઉત્પન્ન થયેલા રાજપુત્રો સત્ત્વ, પુરૂષાર્થ અને માનથી ઉત્પન્ન થતા ગુણોના વૈભવની સાથે જ દેહની વૃદ્ધિ પામનારા હોય છે, વળી હે સ્વામી! આ પ્રાકૃત પુરૂષ નથી, પણ

સ્વર્ગથી આવેલા દેવો શુભ કર્મ અવશેષ રહેવાથી આવા વંશમાં ઉત્પન્ન થાય છે." તે સાંભળીને "એમ જ છે તેમાં કાંઈ પણ સંદેહ નથી." એમ કહીને રાજાએ અનુનયપૂર્વક કુમારને કહ્યું કે—"હે વત્સ! ચિંતાથી આકુળ ચિત્તવાળો ન થા. હું તમારો શત્રુ છું તે વાત ખરી છે; પણ હવે હું શત્રુ નથી. જ્યારે તું અમારા મંદિરમાં આવ્યો, ત્યારથી માત્ર તારા દર્શનથી જ તે તારો પિતા માલવરાજા મારો મિત્ર થયો છે, અને તું મારા પુત્રતુલ્ય છે. આમ જાણીને હવે તું અધૈર્ય રાખીશ નહીં. અમારા પરની શત્રુબુદ્ધિ મૂકી દે. અને હે વત્સ! પોતાના જ ઘરની જેમ અહીં સ્વેચ્છાથી ક્રીડા કર. પરિણામે સર્વ સારૂં થશે." એમ કહીને રાજાએ પોતાના કંઠથી નિર્મળ મુક્તાફળનો હાર કાઢીને તે કુમારના વક્ષઃસ્થળ ઉપર પહેરાવ્યો, તથા સોપારીના ચૂર્ણયુક્ત નાગવલ્લીનાં પાન આપ્યાં. કુમારે તે સર્વ 'મોટો પ્રસાદ' કહીને સ્વીકાર કર્યું. પછી રાજાએ તેને દેવગુરૂ નામના મુખ્ય મંત્રીને સોંપીને કહ્યું કે—"હે મંત્રી! તારે આ કુમાર પોતાનાં માતપિતાનું પણ સ્મરણ ન કરે, તેવી રીતે તેને સાચવવો; અને પુત્રરહિત એવા મારો આ પુત્ર થાય, તેમ સર્વથા પ્રકારે કરવું." પછી થોડો વખત સભામાં રહીને રાજા સિંહાસનપરથી ઉઠ્યો, અને દિવસની સર્વ ક્રિયા કરતાં તેનો તે દિવસ વ્યતીત થયો.

અન્યદા એક દિવસે કુળપર્વતોની મધ્યમાં રહેલા મેરૂપર્વતની જેમ માંડલિક રાજાઓથી પરિવરેલો રાજા બહારના સભામંડપમાં બેઠો હતો, તે વખતે તેની પાસે અન્તઃપુરમાં રહેનારી **સુમંગલા** નામની મહત્તરા દાસી આવી, તેણીએ ધોયેલાં બે શ્વેત વસ્ત્રો પહેર્યાં હતાં, અને માત્ર મંગલિક કંઠસૂત્ર ( સીડીયાસર )ના આભૂષણથી તે શોભતી હતી. સુંદર ગતિથી ચાલતી જાણે રાજહંસી હોય, તેવી તેને રાજાએ જોઈ. તે કંચુકીએ આવીને રાજાના દક્ષિણ કર્ણમાં કાંઈ વાત કહી. એટલે તરત જ રાજા સિંહાસન ઉપરથી ઉઠ્યો, અને પ્રિયંગુશ્યામાના ભવન તરફ ચાલ્યો. માર્ગમાં રાજાએ વિચાર કર્યો કે—"અહો! સુમંગલાએ કહ્યું કે—આજે પરિજનોએ વિવિધ વાક્યરચનાથી ઘણી રીતે સમજાવ્યાં છતાં પણ દેવીએ ( રાણીએ ) અલંકાર પણ પહેર્યાં નથી, અને ભોજન પણ કર્યું નથી. કેવળ પ્રમાણરહિત ( ઘણા ) માનનું જ

અવલંબન કર્યું છે. તો દેવીના કોપનું શું કારણ હશે? અથવા હું જ તેનો વિચાર કરૂં કે–સ્ત્રીઓને સ્વભાવથી જ પાંચ કારણે કરીને કોપ ઉત્પન્ન થાય છે–એક તો પ્રણયની સ્ખલનાએ કરીને, બીજું નામની સ્ખલનાવડે, ત્રીજું વિનયરહિત પરિજનવડે, ચોથું [1]પ્રતિપક્ષ સાથેના ક્લેશવડે અને પાંચમું સાસુના તિરસ્કારવડે. તેમાં પ્રથમ મારો પ્રેમ તેનાપરથી સ્ખલના પામ્યો નથી, કેમકે મારા જીવિતની પણ તે જ સ્વામિની છે, તો બીજાની શી વાત? બીજું કારણ નામની સ્ખલના તે પણ થઈ નથી, કેમકે હું અન્તઃપુરની સર્વ દાસીઓને પણ તેના જ નામથી બોલાવું છું. ત્રીજું કારણ પણ નથી, કેમકે પરિજનો કદાચ મારી આજ્ઞાનો લોપ કરે, પણ દેવીની આજ્ઞાનો કદાપિ ભંગ કરે નહીં. પ્રતિપક્ષનો કલહ પણ નથી, કેમકે અન્તઃપુરની સર્વ રાણીઓ દેવીને દેવતાની જેમ માને છે. છેલ્લું કારણ સાસુનો તિરસ્કાર, તે તો ઘણા કાળથી નથી, કેમકે મારી માતા તો મારા પિતાની પહેલાં અગ્નિપ્રવેશ કરીને દેવી થઈ છે. ત્યારે શું કારણ હશે?" એમ વિચારતો રાજા દેવીના વાસભવનમાં પેઠો; પણ ત્યાં દેવી તેના લોચનને ગોચર થઈ નહીં. ત્યારે રાજાએ કોઈ દાસીને પૂછયું કે–"દેવી ક્યાં છે?" દાસીએ નિવેદન કર્યું કે—"હે દેવ! દેવી કોપગૃહમાં બેઠાં છે." તે સાંભળીને રાજા કોપગૃહમાં ગયો. ત્યાં જાણે હાથીએ ઉખેડી નાંખેલી કમલિની હોય, જાણે ભગ્ન થયેલી વનની લતા હોય અથવા જાણે કાઢી નાંખેલી પુષ્પની મંજરી હોય એવી તે દેવીને તેણે જોઇ. અતિસૂક્ષ્મ દૃષ્ટિથી જોતો રાજા તેની સમીપે ગયો, એટલે વિનયથી તે સુંદર નેત્રવાળી દેવી આળસ ખાતી આસન ઉપરથી ઉઠી. અને રાજાને આસન આપ્યું. રાજા અને રાણી આસનપર બેઠાં. પછી રાજા બોલ્યો કે—"હે કોપવાન પ્રિયા! કેમ આ કારણ વિના શરદ્ઋતુના મેઘથી હણાયેલા કમળના જેવું તારૂં મુખકમળ થઈ ગયું છે. હું મારો કે બીજા કોઇનો અપરાધ થયો હોય, એમ જાણતો નથી. તો ચિત્તને પ્રસન્ન કરીને મને કહે કે, શું મેં તારા બન્ધુજનનું સન્માન નથી કર્યું? અથવા તારા ગુરૂજનની પૂજા નથી કરી? કે તારા પ્રેમીજનને સંતોષ નથી પમાડ્યો? કે તારા પરિજન વિનીત નથી અથવા સપત્નીઓ

---

૧ સપત્ની–શોક.

(શોકો) પ્રતિકૂળ થઈ છે? કે જેથી તું કોપનું અવલમ્બન કરીને રહી છે?" આ પ્રમાણેનું રાજાનું વચન સાંભળીને કાંઇક હસતું મુખ કરી દેવી અમૃત સમાન વાણી બોલી કે—"હે સ્વામી! આપના ચરણકમળની કૃપાના વશથી મારે કાંઈ પણ ન્યૂનતા નથી, પરંતુ અનેક ભૂમિપતિઓએ પોતાના મસ્તકના મુકુટમણિના અગ્રભાગવડે જેના ચરણયુગલનું ઘર્ષણ કર્યું છે, એવા આપની પ્રિયા થઈને હું મને ભાગ્યશાળી માનું છું. પરંતુ અહિં રહેલા માલવરાજકુમારને જોઈને હું વિસ્મિત થઈ છું કે—તે પુણ્યવતી માલવરાજાની રાણીને સ્નેહના પાત્રરૂપ આવો રત્ન જેવો પુત્ર છે અને મને મંદભાગીને આપ નાથ છતાં તેવો પુત્ર નથી. એમ વિચાર કરતાં મને મારા ઉપર નિર્વેદ ઉત્પન્ન થયો, અને આપના ઉપર કોપ થયો." તે સાંભળીને વિસ્મય ચિત્તવાળા અને નીતિમાં **પ્રચેતા** મુનિ જેવા તે રાજાએ વિચાર કર્યો કે—"અહો! જુઓ, સ્ત્રીજાતિનું અવિવેકીપણું. આવા અસત્ય અને સંબંધવિનાના પ્રલાપોએ કરીને કામિનીઓ (સ્ત્રીઓ) કામી જનોના ચિત્તનું હરણ કરે છે." એમ વિચારીને તેણે કહ્યું કે—"હે દેવી! જો આ તારા કોપનું કારણ છે તો તેનો શો ઉપાય કરવો? પુત્ર થવો તે તો દૈવાધીન વાત છે. એમાં પુરૂષાર્થનો કે બીજા કોઈ ઉપાયનો અવસર નથી. કેમકે—

**अनुद्यमाय क्रुध्यन्ति स्वजनाय कुबुद्धयः।**
**दैवायत्ताः पुनः सर्वाः सिद्धयो नेति जानते ॥ १ ॥**

**ભાવાર્થ:**—"દુષ્ટબુદ્ધિવાળા માણસો ઉદ્યમરહિત એવા સ્વજનના ઉપર ક્રોધ કરે છે, પરંતુ સર્વ સિદ્ધિઓ દૈવાધીન છે, એ તેઓ જાણતા નથી."

માટે હે દેવી! જ્યારે એ પ્રમાણે છે, ત્યારે તું કારણવિના શામાટે કોપનું અવલમ્બન કરે છે?" તે સાંભળીને દેવી બોલી કે—"હે નાથ! હું કારણ વિના ક્રોધ પામી નથી, પણ કારણનો વિચાર કરીને જ ક્રોધ પામી છું; કેમકે જો કદાચ આપ ઉદ્યમ કરી દેવતાનું આરાધન કરી સંતતિની યાચના કરો, તો શું આપણા મનોરથો પ્રમાણકોટીને પામે નહીં? સિદ્ધ થાય નહીં? થાય જ. માટે મંદભાગી એવી મારાપર આપ દેવતાનું આરાધન કરવાવડે પ્રસન્ન થાઓ." એમ

બોલીને તે રાજાના ચરણમાં પડી. રાજાએ તેને બે હાથવડે ઉભી કરીને કહ્યું કે—" હે વહાલી ! જે તું કહે છે, તે હું અવશ્ય કરીશ. માટે તું સર્વથા અધૈર્યને મૂકી દે, સંતાપનો ત્યાગ કર, ભોજન કર અને ઉત્તમ પ્રકારનું સુખ ભોગવ. હે પ્રિય! આજે રાત્રે તીક્ષ્ણ ખડ્ગવડે મહાદેવની પાસે મારા માંસનો હોમ કરીને અથવા કાત્યાયની દેવી પાસે મારા મસ્તકનું બળિદાન આપીને અથવા મહાસ્મશાનમાં કોઈ ભૂત, પ્રેત કે પિશાચાદિકને વિદ્યાવડે સાધીને અથવા ઇન્દ્રનું પણ આરાધન કરીને હું અવશ્ય પુત્રની યાચના કરીશ." આ પ્રમાણે રાજાનું વચન સાંભળીને અત્યંત હર્ષથી જેનાં સર્વ અંગોમાં રોમાંચ પ્રવૃત્ત થયો છે, એવી દેવી પ્રફુલ્લ મુખકમળવાળી થઈ. પછી રાજાએ ત્યાંથી ઉઠીને સ્નાન, ભોજનાદિ વિધિ ( કાર્ય ) કરી સભામાં આવીને સર્વ વિધિને જાણનારા મંત્રીઓને કહ્યું કે—" હે સુરગુરૂ વિગેરે મંત્રીઓ ! આજે આવો વૃત્તાંત બન્યો છે." એમ કહીને તેણે દેવીના કોપનું કારણ તથા પોતે લીધેલી પ્રતિજ્ઞા તેમને કહી સંભળાવી. તે સાંભળીને તેઓ બોલ્યા કે—" હે દેવ !—

**अंगणवेदी वसुधा कुल्या जलधिः स्थली च पातालम् ।**
**वल्मीकश्च सुमेरुः कृतप्रतिज्ञस्य धीरस्य ॥ १ ॥**

**ભાવાર્થ:**—" જેણે પ્રતિજ્ઞા કરી છે, એવા ધીર પુરૂષને આખી પૃથ્વી આંગણાની વેદી સમાન છે, સમુદ્ર નાની નીક જેવો છે, પાતાળ ભૂમિ સમાન છે, અને સુમેરૂપર્વત એક વલ્મીક ( રાફડા ) સમાન છે." વળી

**पराक्रमवतां नृणां पर्वतोऽपि तृणायते ।**
**ओजोविवर्जितानां तु तृणमप्यचलायते ॥ २ ॥**

**ભાવાર્થ:**—" પરાક્રમવાળા પુરૂષોને પર્વત પણ તૃણ સમાન થાય છે, અને પરાક્રમ રહિત પુરૂષોને એક તૃણ પણ પર્વત જેવું થાય છે."

તેથી હે દેવ! આપે જે વિચાર કર્યો છે તે યોગ્ય છે, અને આ આપનો અધ્યવસાય સુંદર છે, કેમકે લૌકિક શાસ્ત્રોમાં પૂર્વ મુનિઓએ કહ્યું છે કે—" **अपुत्रस्य गतिर्नास्ति** "—પુત્ર રહિત પુરૂષની સારી ગતિ થતી નથી. વળી હે દેવ! પિંડ, તિલાંજળિ વિગેરે સર્વ કાર્યો પુત્ર વિના થઈ શકતાં નથી, કહ્યું છે કે—

विद्यावतोऽपि नो यस्य सूनुरन्यूनविक्रमः।
वृथा तज्जन्म शाखीव पुष्पैराढ्योऽपि निष्फलः ॥ १ ॥

**ભાવાર્થ:**—"વિદ્યાવાન છતાં પણ જેને સંપૂર્ણ પરાક્રમવાળો પુત્ર નથી, તેનું જન્મ પુષ્પોથી સમૃદ્ધિમાન છતાં પણ ફળ વિનાના વૃક્ષની જેમ વૃથા છે."

તેથી આ આપનો પુરૂષાર્થ શ્રેષ્ઠ છે. પરંતુ હે દેવ! મહાદેવની ઉપાસના તથા મહામાંસના વિક્રયવાળું કાત્યાયનીનું આરાધન વિગેરે પ્રાણને સંશયમાં નાંખનારા પુત્રપ્રાપ્તિના ઉપાયો દૂર રહો, તેને બદલે હે મહારાજ! આપના વંશમાં ઉત્પન્ન થયેલા પૂર્વપુરૂષોની સાંનિધ્ય કરનારી **રાજ્યલક્ષ્મી** નામની ભગવતી કુલદેવતા કલ્યાણકારી છે, તે પૂજ્ય દેવીની આરાધના કરીને પુત્રના વરદાનની પ્રાર્થના કરો." તે સાંભળીને રાજાએ કહ્યું—"હે શ્રેષ્ઠ મંત્રીઓ! બહુ સારૂં." એમ કહીને રાજા આસનપરથી ઉઠ્યો, એટલે મંત્રીઓ પણ ઉઠ્યા.

બીજે દિવસે પુષ્ય નક્ષત્રથી યુક્ત કાળીચતુર્દશી હતી, તેથી રાજાએ પોતે ગામના સર્વ [1]ત્રિક અને [2]ચતુષ્કાદિકમાં રહેલા રૂદ્રાદિક દેવોની પૂજા કરીને તથા રાક્ષસાદિક દેવોને બળિદાન આપીને, દરિદ્રી, અન્ધ અને કાર્પટિકાદિકને દાન દઇને, પોતે સ્નાનક્રિયા કરી ધોયેલાં અને શ્વેત બે દુકૂળ વસ્ત્ર પહેર્યાં. અંગ ઉપર શ્રીખંડદ્રવ (ચંદનરસ)-નો લેપ કર્યો. કંઠકંદલમાં પુષ્પની મનોહરમાળા ધારણ કરી અને પૂજોપચારની ચીજોથી ભરેલી ટોપલી પરિજન પાસે ઉપડાવીને તે રાજાએ રાજ્યલક્ષ્મીના ચૈત્યમાં પ્રવેશ કર્યો. ત્યાં દેવીની યથાવિધિ પૂજા કરીને દર્ભના રચેલા આસનપર બેસી બે હાથ જોડી સ્તુતિ કરવા લાગ્યો.—

पद्मनाभविभोर्वक्षःपद्मभ्रमरवल्लभे।
विधेहि पुत्रपद्मं मे पद्मे पद्मासनस्थिते ॥ १ ॥

**ભાવાર્થ:**—"શ્રી પદ્મનાભ પ્રભુના વક્ષઃસ્થળના કમળમાં રહેલા ભ્રમરો જેને પ્રિય છે એવી તથા પદ્માસનપર બેઠેલી હે પદ્મા દેવી! મને પુત્રરૂપી પદ્મ (કમળ) આપ."

---

૧ ત્રિક—જ્યાં ત્રણ રસ્તા એકઠા થતા હોય તે સ્થાન. ૨ ચતુષ્ક—જ્યાં ચાર રસ્તા મળતા હોય તે સ્થાન.

પછી ભક્તિના સમૂહથી પૂર્ણ હૃદયવાળો તે રાજા જિતેન્દ્રિય થઈને ત્રણ રાત્રિદિવસસુધી દર્ભના સંથારાપર બેસી રહ્યો. ચોથે દિવસે રાજાને દેવીનું દર્શન ન થવાથી ક્રોધ ઉત્પન્ન થયો. તે ક્રોધના વશથી તેનું મુખ લલાટપટ્ટ ઉપર રહેલી શ્યામ અને વક્ર ભ્રુકુટીના ભંગથી ભયંકર થયું. પછી તેણે ડાબા ભુજદંડવડે પોતાના કેશસમૂહને પકડીને જમણા હાથમાં રાખેલા ખડ્ગરત્નવડે પોતાની ગ્રીવામાં પ્રહાર કરવાનો આરંભ કર્યો. તેવામાં દેવીએ ' હા હા ' એવા શબ્દપૂર્વક તેનો ભુજદંડ સ્તંભિત કર્યો. એટલે રાજાએ ઊંચું મુખ કરી જોયું. તેટલામાં કમળનિવાસી રાજકમળા દેવી પ્રત્યક્ષ થઈ. તે દેવીનો મુખચંદ્ર સમીપે છતાં પણ તેના કરકમળ વિશેષ વિકસ્વર હતા, તેથી તેના ગંધને માટે ભ્રમરનો સમૂહ એકઠો થયો હતો, અને તે ભ્રમરાઓના ગુંજારવ શબ્દથી દિશાઓનું ચક્રવાળ મુખરિત (શબ્દવાળું) થયું હતું. તે દેવીના દર્શનથી તેના અંગઉપર રોમાંચરૂપી કવચ ઉત્પન્ન થયું, અને મુખરૂપી કમળ વિકસિત થયું. રાજાએ દેવીને નમ્રતાથી પ્રણામ કર્યો. એટલે રાજલક્ષ્મીએ કહ્યું કે—" હે રાજા ! વિલક્ષ કરેલા લાખો શત્રુઓની સ્ત્રીઓને વૈધવ્ય આપવામાં. સખાવત કરનાર આ ખડ્ગરત્નનો ઉપયોગ પોતાની જ ગ્રીવામાં કેમ કરે છે ? " તે સાંભળી રાજાએ કહ્યું કે–" હે દેવી ! ત્રણ દિવસસુધી નિરાહાર રહ્યા છતાં પણ મને તમે પોતાનું દર્શન આપ્યું નહીં, તેથી હું ખડ્ગનો વ્યાપાર કરવા તત્પર થયો." રાજલક્ષ્મીએ કાંઈક હસીને કહ્યું કે—" હે વત્સ ! બોલ, હું તારૂં શું કામ કરૂં ? " ત્યારે રાજાએ કહ્યું કે—" હે દેવી ! મારાપર કૃપા કરીને સકલ કલાસમૂહનું સ્થાન, મોટા રાજ્યની ધુરાને ધારણ કરવામાં સમર્થ, કુળરૂપ મંદિરના આધારરૂપ અને પવિત્ર ગુણોથી શોભાયમાન એવો પુત્ર મને આપો." તે સાંભળીને રાજ્યલક્ષ્મી હસીને બોલી કે–" હે મહારાજા ! તેં મને કોઈ વખત કોઇપણ પુત્ર થાપણ તરીકે આપેલો છે ? કે જેથી તું મારીપાસે યાચના કરે છે ? " રાજાએ કહ્યું—" જો કે મેં તમને પુત્ર સોંપેલો નથી, તે વાત સત્ય છે, પરંતુ કલ્પલતાનીપાસે રહીને શું કોઈ પણ માણસ બુભુક્ષાથી પીડા પામે છે ! ગંગાનદીને કાંઠે રહેલો પણ શું કોઈ તૃષાથી બાધા પામે છે ? અને અદ્વિતીય ચિંતામણિ રત્ન પામ્યા છતાં પણ શું કોઈ દારિદ્રથી દુભાય

છે ? તેમ તમને જોયા છતાં પણ શું કોઇ મનોવ્યથાનો અનુભવ કરે ?" ત્યારે દેવીએ કહ્યું કે—"હે મહારાજા ! મેં માત્ર પરિહાસ કર્યો છે, પણ તારે સર્વગુણસંપન્ન અને પૂર્ણિમાના ચંદ્ર જેવો સર્વ કળાસમૂહના સ્થાનરૂપ એક પુત્ર થશે." એમ કહીને દેવી અદૃશ્ય થઈ. ત્યારપછી જેને રાજ્યલક્ષ્મીનો પ્રસાદ પ્રાપ્ત થયો છે એવા તે રાજાએ દેવીના ચૈત્યમાંથી બહાર નીકળી સ્નાનભોજનાદિ ક્રિયા કરીને સભામાં મંત્રીઓને બોલાવી તેમની પાસે બનેલો સર્વ વૃત્તાંત કહ્યો." તે સાંભળી મંત્રીઓ બોલ્યા કે—"ગુરૂકૃપાથી તેપ્રમાણે આપને થાઓ." પછી દૃઢપ્રતિજ્ઞાવાળા દૃઢધર્મારાજાએ સભામાંથી ઉઠીને દેવીપાસે જઈ તેને સર્વ વૃત્તાંત કહ્યો. તે સાંભળીને દેવીનું મન પણ ઘણું હર્ષિત થયું. પછી રાજાએ આખા નગરમાં વર્ધાપન ઉત્સવ કર્યો. તેવામાં (બીજાના) સમગ્ર કિરણસમૂહને અસ્ત પમાડનાર સૂર્યે પણ પોતાના કિરણસમૂહના પ્રચારથી અંધકારના સમૂહને દૂર કરતાં છતાં સમસ્ત ક્ષીરણોનો અસ્ત થવાથી અસ્તાચળપર્વતની ચૂલાનું અવલમ્બન કર્યું. "આકાશમાં સૂર્ય પ્રકાશિત છતે મારા પુત્રનો (ચંદ્રનો) પ્રકાશ થશે નહીં" એમ ધારીને અસ્તના મિષે કરીને સમુદ્ર સૂર્યને ગળી ગયો. "જીવિતના નાથ (સૂર્ય) વિના બીજાને જોવાથી શું ?" એમ ધારીને જ જાણે નિદ્રાથી નેત્ર મીંચ્યા હોય તેમ નલિની બીડાઈ ગઈ. તે વખતે અતિ ભયંકર અંધકાર પ્રસરી ગયો, તેથી વર્ણ (રંગ)ની લક્ષ્મીનો લોપ થયો, અને પોતાને અને બીજાને દેખી ન શકાય તેવું થઈ ગયું.

અહીં શયનગૃહમાં શ્વેત વસ્ત્રથી આચ્છાદન કરેલી અને ગંગાનદીના ફીણ જેવી કોમળ તથા ઉજ્વળ શય્યામાં કૃશ ઉદરવાળી પ્રિયંગુશ્યામા દેવગુરૂના ચરણકમળનું આરાધન (સ્મરણ) કરીને સુતી. નિદ્રાથી મીંચાયેલા સુંદર નેત્રવાળી તે રાણીને રાત્રીના પાછલા પહોરે સ્વપ્ન આવ્યું, તેમાં તેણે જ્યોત્સ્નાના પ્રવાહથી જેણે દિશાઓના ચક્રને પૂર્ણ કર્યું છે એવો અને ઘણા સુગંધથી આકર્ષિત થયેલા ભ્રમરના સમુદાયથી શોભતી એવી કુવલય (કમળની)ની માળાથી વીંટાયેલો, તથા [1]કુમુદને અત્યંત આનંદ આપનાર એવો કલંક રહિત ચંદ્ર જોયો. તે જ સમયે પ્રાતઃકાળના વાગતા મંગળ વાજિત્રનો નાદ

---

૧ રાત્રીવિકાસી કમળ.

સાંભળવાથી દેવી જાગૃત થઈ. પોતાના ભાવને અનુરૂપ સ્વપ્નદર્શનના રસના આવેશથી ઉત્પન્ન થયેલા હર્ષવડે તેનું અંગ રોમાંચરૂપી કવચ ( બખ્તર )થી વ્યાપ્ત થયું. તરત જ રાજા પાસે જઇને રાણીએ વિનયથી મસ્તક નમાવીને જેવી રીતે સ્વપ્ન જોયું તેવીજ રીતે સ્પષ્ટતાથી કહી સંભળાવ્યું. તે સાંભળીને રાજા જાણે અમૃતના સમુદ્રમાં પોતે મગ્ન થયો હોય, એમ માનતો હર્ષવડે પ્રફુલ્લિત મનથી બોલ્યો કે—"હે પ્રિયા! રાજ્યલક્ષ્મીએ જે પુત્રનું વરદાન આપ્યું હતું, તે હવે ફળીભૂત થશે." તે સાંભળીને—"દેવતાના અનુગ્રહથી, રાજ્યલક્ષ્મીના વરદાનના પ્રભાવથી અને ગુરૂજનોના આશીર્વાદથી વાંછિત સિદ્ધ થાઓ." એમ બોલતી રાણી કવિઓને પણ અગોચર એવા પ્રમોદને પામી. પછી રાજાએ પ્રભાતનું આવશ્યક કાર્ય કરીને સર્વ મંત્રીશ્વરોએ અલંકૃત કરેલી અને સ્વપ્નશાસ્ત્રને જાણનાર નિમિત્તજ્ઞોથી યુક્ત એવી સભાને સરોવરને રાજહંસ અલંકૃત કરે તેમ અલંકૃત કરી. પછી દેવીએ જોયેલું સ્વપ્ન નિવેદન કરીને રાજાએ નિમિત્તજ્ઞોને પૂછ્યું કે—"આ સ્વપ્નનું શું ફળ?" સ્વપ્નપાઠકો બોલ્યા કે—"હે મહારાજા! મહાપુરૂષોની માતાઓ ચંદ્ર, સૂર્ય, વૃષભ, સિંહ, હસ્તી વિગેરેનાં સ્વપ્નો જુએ છે, તેથી આવા કળાસહિત ચંદ્રના દર્શનવડે પ્રધાન પુરૂષના જન્મનું સૂચન થાય છે." રાજાએ કહ્યું કે—"દેવીને પુત્રજન્મનું ફળ થશે. એ તો રાજ્યલક્ષ્મીના વરદાને જ નિવેદન કર્યું છે પરંતુ દેવીએ ચંદ્રને કુવલયમાળાથી વીંટાયેલો જોયો તેનું ફળ હું પૂછું છું." તે સાંભળીને સ્વપ્નશાસ્ત્રના પંડિતો બોલ્યા કે—"હે દેવ! એ કુવલયમાળા તમારી પુત્રવધુ થશે." તે સાંભળી દેવગુરૂ નામનો મંત્રી બોલ્યો કે—"હે સ્વામી! તે યુક્ત છે. કેમકે કુવલયમાળા ચંદ્રથી ભિન્ન હોતી નથી, માટે એ વાત સંભવે છે. વળી તે માળા ચંદ્રને વીંટીને રહેલી દીઠી છે, તેથી આ રાજપુત્રની કોઈ પૂર્વજન્મના સ્નેહથી બંધાયેલી કુવલયની માળાની જેમ સર્વ જનને મનોહર લાગે એવી તેની પ્રિયા થશે." રાજાએ કહ્યું—"બરાબર છે, એ વાત સંગત થાય છે. ( મળતી આવે છે )." ત્યાર પછી કેટલોક વખત વિદ્વદ્દ ગોષ્ટી કરીને કાર્યને જાણનાર રાજા દિવસના બાકીના કાર્યને માટે સભામાંથી ઉઠ્યો ( સભા બરખાસ્ત થઈ ).

તે દિવસથી આરંભીને પ્રિયંગુશ્યામા દેવી હર્ષથી ગર્ભને વહન કરતી આકાશની પેઠે શોભવા લાગી. તેના સર્વ અવયવો લાવણ્યથી યુક્ત થયા, પરિજનોમાં તે બહુમાનવાળી થઈ, સાધુજનોને અનુકૂળ થઈ, સર્વ પ્રાણીઓ ઉપર દયાવાળી થઈ અને તેના દોહદની સર્વ ઇચ્છાઓ પૂર્ણ થઈ. એપ્રમાણે કેટલોક કાળ વ્યતીત થયા પછી તિથિ, કરણ અને નક્ષત્રથી સુંદર એવા દિવસે, ઊર્ધ્વમુખી હોરાવાળા શુભ લગ્નમાં, સર્વ ગ્રહો ઉચ્ચ સ્થાને રહ્યા હતા તેવે સમયે, અનેક વૃદ્ધ સ્ત્રીઓથી નિરંતર રક્ષણ કરાતી દેવીએ મોતીને તામ્રપર્ણી નદીની જેમ, રત્નને રોહણાચળ પર્વતની ભૂમિની જેમ, વૈડૂર્યમણિને વૈડૂર્યભૂમિની જેમ, સૂર્યને પૂર્વ દિશાની જેમ, ચંદન વૃક્ષને મલયાચળની ભૂમિની જેમ, ચંદ્રને સમુદ્રની વેળાની જેમ અને રાજહંસી રાજહંસને જેમ પ્રસવે તેમ ( પોતાની ) કાંતિથી પ્રદીપની પ્રભાનો તિરસ્કાર કરનારા, વિકસ્વર મુખકમળવાળા અને કમલના પત્ર જેવા લોચનવાળા નિર્મળ પુત્રને જન્મ આપ્યો. તેવખતે તરતજ અત્યંત હર્ષને લીધે વિકસ્વર નેત્રવાળી દેવીની દાસીઓ "હું પહેલી જાઉં, હું પહેલી જાઉં," એમ ધારતી શ્રીમાન્ દૃઢધર્મારાજાપાસે ગઇ અને બોલી કે—"હે દેવ! પુત્રરત્નના જન્મથી આપને અમે વધાવીએ છીએ." આ પ્રમાણેના તે દાસીઓના વાક્યથી રાજા અત્યંત હર્ષ પામ્યો. પછી રાજાએ હર્ષથી તે દાસીઓને એટલું બધું દાન આપ્યુ કે તેમની દરિદ્રતાને વિષેજ દારિદ્ર્ય આવ્યું. જેમ કોઈ મનુષ્ય દ્રવ્યના નિધિને પામીને ઉત્કૃષ્ટ હર્ષ પામે તેમ પુત્રના જન્મથી રાજા તે વખતે અત્યંત હર્ષ પામ્યો. પછી રાજાએ પુત્રજન્મનો અસાધારણ મહોત્સવ કર્યો અને જિનેશ્વરોની મહામૂલ્યવાળી પૂજાઓ રચાવી. તે પુત્રની માતા સ્ત્રીજાતિ છતાં પણ એટલા બધો ઉત્કર્ષ પામી કે તેની ગણના બહુ વિશેષ થઈ પડી.

રાજાએ પંડિતોની પૂજા કરી તથા પાઠના કોલાહલને વહન કરતા બાળકોને પણ ઇનામ આપી ખુશી કર્યા. પોતાના ભુજબળવડે ઉપાર્જન કરેલા દ્રવ્યથી યાચકવર્ગને સંતોષ પમાડીને રાજાએ આખા નગરમાં ઉંચા પ્રકારનો પુત્રજન્મોત્સવ કર્યો. પછી રાજાએ વિદ્વાન જ્યોતિષીને બોલાવી તેનું સન્માન કરીને પૂછયું કે—"હે જ્યોતિર્વિદ! પુત્રના

જન્મ સમયના ગ્રહનક્ષત્રોનું ફળ શું છે? તે કહો.” દૈવજ્ઞ બોલ્યો કે—“હે દેવ! સાંભળો. આ આનંદનામનો સંવત્સર છે, હાલ શરદ ઋતુ ચાલે છે, કાર્તિક માસ છે, આજે વિજયાતિથિ છે, બુધવાર છે, હસ્તનક્ષત્ર છે, રાશિકન્યા છે, સુકર્મા નામનો યોગ છે, લગ્ન ઉપર સૌમ્યગ્રહોની દૃષ્ટિ પડે છે, સર્વે સૌમ્યગ્રહો સંપૂર્ણ બળવાન છે, તથા પાપગ્રહો અગીયારમા સ્થાનમાં રહ્યા છે. વળી સર્વ સૌમ્યગ્રહોથી અત્યંત શુભ એવું આ મુહૂર્ત જોવાથી માલમ પડે છે કે આ ઉત્પન્ન થયેલો પુત્ર ચક્રી અથવા ચક્રીના જેવો થશે.” રાજાએ પૂછયું કે—“હે જ્યોતિષી! રાશિઓ કેટલી છે? અને તે રાશિઓના કેવા ગુણો છે?” ત્યારે તે નિમિત્તિયાએ કહ્યું કે—“હે દેવ! સાંભળો. મેષ, વૃષ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલ, વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન. એ બાર રાશિઓ જ્યોતિષશાસ્ત્રના પંડિતોએ કહેલી છે. હવે તે તે રાશિઓમાં ઉત્પન્ન થયેલા પુરૂષ અથવા સ્ત્રીના ગુણસમૂહને સાંભળો:—મેષ રાશિમાં ઉત્પન્ન થયેલો માણસ શૂરવીર, કૃતજ્ઞ, લાંબી જંઘાવાળો, પ્રચંડ કર્મ કરનાર, શરીરે કોમળ, ચપળ દૃષ્ટિવાળો અને સ્ત્રીઓને પ્રિય હોય છે. વૃષ રાશિમાં ઉત્પન્ન થયેલો માણસ સત્યવાદી, પવિત્ર, ચતુર, ભોગવિલાસી, દાતા, મનોરમ, સારા મિત્રવાળો અને સુંદર ગતિવાળો હોય છે. મિથુન રાશિમાં ઉત્પન્ન થયેલો માણસ ચંચળ ચક્ષુવાળો, મિષ્ટ અન્ન ખાનાર, વિષયની આસક્તિવાળો, કર્ણનો રોગી અને ધનવાન હોય છે. કર્ક રાશિમાં ઉત્પન્ન થયેલો માણસ શૂરવીર, કૃતજ્ઞ, ધનાઢ્ય, શરીરે કૃશ, ગુરૂજનનો વત્સલ, ક્રોધી અને દુઃખથી પીડાતો હોય છે. સિંહ રાશિમાં ઉત્પન્ન થયેલો મનુષ્ય અભિમાની, ક્ષમાવાન, માતપિતાને વહાલો અને નિરંતર મદ્યમાંસમાં આસક્ત હોય છે. કન્યા રાશિમાં ઉત્પન્ન થયેલો નર વૃદ્ધાવસ્થામાં ધર્મનો અર્થી, સર્વ લોકોને માન્ય, ધનવાન અને સ્ત્રીજનના હૃદયને આનંદદાયી હોય છે. તુલા રાશિમાં ઉત્પન્ન થયેલો મનુષ્ય ઇર્ષ્યાળુ, મિત્રનો વત્સલ, દુઃખનું સ્થાન, સ્પષ્ટ બોલનારો અને વૈરાગ્યવાન હોય છે. વૃશ્ચિક રાશિમાં ઉત્પન્ન થયેલો માણસ ક્રૂર, શૂરવીર, પિંગળ નેત્રવાળો, ગર્વિષ્ઠ, કઠોર અંતઃકરણવાળો, ધનિક અને માતાપિતાનો સદા વિયોગી હોય છે. ધન રાશિમાં ઉત્પન્ન થયેલો મનુષ્ય બુદ્ધિમાન, સત્યવાદી,

સર્વ લોકને મનોહર, સુંદર સ્ત્રીવાળો, અને સારા તેજવાળો હોય છે. મકર રાશિમાં ઉત્પન્ન થયેલો માણસ ખુબસુરત, બુદ્ધિમાન, વિદ્વાન, પુત્રવાન, લાંબા આયુષ્યવાળો, પરસ્ત્રીમાં આસક્ત અને દાતાર હોય છે. કુંભ રાશિમાં ઉત્પન્ન થયેલો માણસ ચપળ દૃષ્ટિવાળો, હસ્તિ તથા અશ્વાદિક ઉપર પ્રીતિવાળો, અભિમાની, વિચક્ષણ, પરાક્રમી અને આળસુ હોય છે. તથા મીન રાશિમાં ઉત્પન્ન થયેલો મનુષ્ય શૂરવીર, સમુદ્ર જેવો ગંભીર, સ્પષ્ટ વાણીવાળો, ક્રોધી, યુદ્ધઉપર પ્રીતિવાળો અને ગર્વિષ્ઠ હોય છે." આપ્રમાણે રાશિઓનો ફલાદેશ સાંભળીને રાજા તે જોશીને સહસ્ર રૂપીયા અપાવી તેનું સન્માન કરીને સભામાંથી ઉઠ્યો. પછી હર્ષિત ચિત્તવાળા રાજાએ બારમે દિવસે સર્વ પરિજનોનો વસ્ત્રાદિકવડે સત્કાર કરીને સ્વપ્નમાં જોયેલા કુવલયમાળાથી યુક્ત ચંદ્ર-દર્શનને અનુસારે પુત્રનું **કુવલયચંદ્ર** એવું નામ પાડ્યું. તથા બીજું નામ **શ્રીદત્ત** પાડ્યું. પછી તે કુમાર પાંચ સમિતિવડે પાલન કરાતો જાણે યતિધર્મ હોય તેમ પાંચ ધાત્રીઓવડે પાલન કરાતો સતો કળાના સમૂહવડે પ્રતિપદાના ચંદ્રની જેમ પિતાના મનોરથને વૃદ્ધિ પમાડતો વૃદ્ધિ પામવા લાગ્યો. દિશાઓરૂપી વધુના ઉત્સંગમાં રહેલો જાણે સહસ્રકર ( સૂર્ય ) હોય, તેમ તે કુમાર એકના હાથથી બીજાના હાથમાં–એમ સર્વના હસ્તમાં સંચાર કરતો હતો. જાણે તૃષિત થયાં હોય તેવા સમગ્ર મનુષ્યોના લોચનવડે પ્રજાપતિએ બનાવેલા ચંદ્રની જેમ પાન કરાતો તે કુમાર આઠ વર્ષનો થયો. ત્યાર પછી સૂર્ય ચંદ્રના કિરણ સમૂહથી નહીં સ્પર્શ કરાયેલા, પરિજનોએ પણ નહીં દેખેલા તથા જેમાં ગુરૂજનોનો મેળાપ ન થઈ શકે તેવા વિદ્યાગૃહમા બાર વર્ષસુધી યતિની જેમ તે કુમાર જિતેન્દ્રિયપણે રહ્યો. ભોજનના સ્વાદમાં પણ આદરરહિત અને અનુકૂળ એવા એ દુકૂળવસ્ત્રને ધારણ કરવામાં પણ આસક્તિરહિત તે કુમારે સુર અસુરના ગુરૂની બુદ્ધિને પણ તિરસ્કાર કરનાર કુશના અગ્રભાગ જેવી તીક્ષ્ણ બુદ્ધિવડે જેમ સમુદ્રમાંથી અગસ્ત્ય ઋષિએ સમગ્ર જળનું પાન કર્યું હતું તેમ કળા-ચાર્ય પાસેથી ચંદ્રની કળા જેવી નિર્મળ સમગ્ર કળાઓનું પાન કર્યું. એટલે જાણે પૂર્વે પોતાની થાપણ કરેલી હોય તેમ ક્રીડામાત્રમાં જ સર્વ કળાઓ ગ્રહણ કરી.

એકદા દેદીપ્યમાન પરાક્રમના આધારભૂત સુંદર આકારવાળો તે કુમાર સ્નાન ભોજનાદિક ઉપચાર કર્યા પછી શરીરે ચંદનનું વિલેપન કરી બે દુકૂળવસ્ત્રને ધારણ કરી તથા કંઠમાં સુગંધી પુષ્પોની માળા પહેરીને પોતાની જ જેવા વેષને ધારણ કરનાર ઉપાધ્યાયની પાછળ પાછળ ચાલતો પિતાના ચરણકમળને નમન કરવા આવ્યો. તે વખતે સૂર્યને જોઈને કમળના વનની જેમ તથા પૂર્ણીમાના ચંદ્રને જોઈને સમુદ્રની જેમ રાજાનું મન સકલ જનના લોચનને આનંદ પમાડનાર આકારવાળા તે પુત્રને જોઈને ઘણું પ્રફુલ્લિત થયું. કુમારે વિનયથી પિતાને પ્રણામ કર્યો. એટલે રાજાએ તેને પોતાના ઉત્સંગમાં બેસાડીને પૂછ્યું કે—"હે ઉપાધ્યાય! આ કુમારે પૂજ્ય એવા આપનીપાસેથી સમગ્ર કળાસમૂહનો સ્વીકાર કર્યો?" કળાચાર્યે કહ્યું—"હે દેવ! કુમારે મારીપાસેથી કાંઈ પણ કળા ગ્રહણ કરી નથી; પણ જેમ ચિરકાળથી ઉત્કંઠિત ચિત્તવાળી સ્ત્રીઓ પતિનો સ્વીકાર કરે, અને જેમ વર્ષાઋતુમાં ભરપૂર જળવાળી થયેલી નદીઓ સમુદ્રને સ્વીકારે, તેમ સમગ્ર કળાઓએ પોતે જ આ બુદ્ધિના નિધિરૂપ કુમારનો સ્વીકાર કર્યો છે." તે સાંભળીને રાજાએ વિધિપૂર્વક ઉપાધ્યાયનું સન્માન કરીને કુમારને કહ્યું કે—"હે વત્સ! તારા અતિ દુઃસહ વિરહાગ્નિથી ઉત્પન્ન થયેલા ચિંતારૂપ ધૂમ્રથી શ્યામ થયેલી તારી માતા પ્રિયંગુશ્યામા યથાર્થ નામવાળી થઈ છે માટે તેનીપાસે જઇને તેને પ્રણામ કર." આપ્રમાણે આદેશ પામેલા કુમારે "જેવી દેવની આજ્ઞા" એમ કહીને રાજાના ઉત્સંગમાંથી ઉઠી પોતાની માતા કે જેના નેત્રોમાં પુત્રના મુખદર્શનથી અત્યંત આનંદનાં અશ્રુ ભરાયાં છે તેની સમીપે જઈને વિનયપૂર્વક નમન કર્યું. એટલે દેવી સમગ્ર મંગળોપચાર કરીને પુત્રના મસ્તકનું ચુંબન કરી સ્નેહથી બોલી કે—"હે પુત્ર! દેવ, ગુરૂ અને સતી એવી માતાઓના (કુળવૃદ્ધાઓ) પ્રભાવે કરીને સર્વથા પિતાની જેવો થા." એપ્રમાણે દેવી કહે છે, તેટલામાં એકદમ આવી દેવીને પ્રણામ કરીને પ્રતિહારીએ કહ્યું કે—"હે દેવી! આજે સ્વામી જાતે અશ્વક્રીડા કરવા જવાના છે, માટે કુમારને મોકલો." તે સાંભળીને માતાએ રજા આપેલો કુમાર રાજાપાસે આવ્યો. એટલે રાજાએ અશ્વપાળને આજ્ઞા

કરી કે—"હે અશ્વપાળ! મહેન્દ્રકુમારનેમાટે ગરૂડવાહન નામનો અશ્વ લાવ, બીજા રાજપુત્રોને યોગ્યતાપ્રમાણે ઉંચા અશ્વો આપ, મને પણ પવનાવર્ત (વાયુવેગી) અશ્વ આપ તથા રત્નના પલાણવાળો અને સુવર્ણના ચોકડાવાળો ઉદધિકલ્લોલ નામનો અશ્વ કુવલયચંદ્ર કુમારને માટે લાવ." આપ્રમાણે આદેશ સાંભળીને અશ્વપાળે સૌને અશ્વ આપ્યા, તેમજ કુવલયચંદ્રનીપાસે તેનો અશ્વ લાવીને ઉભો રાખ્યો. તે અશ્વનું ચિત્ત વાયુની જેમ કેવળ ગમન કરવામાં જ તત્પર હતું, કામદેવની જેમ તે ક્ષણવારમાં દૂર દેશાંતરને પ્રાપ્ત કરતો હતો, સ્ત્રીના સ્વભાવની જેમ તે અતિ ચપળ હતો, દુકાનોની પંક્તિની જેમ તે [1]માનસહિત હતો, અને વેશ્યાના પ્રેમાવેશની જેમ ચાર પગની સ્થિરતા રહિત હતો અર્થાત્ ચારે પગે તો ઉભો રહેતો જ નહીં. ચોકમાં ઉભેલા તે અશ્વને જોઈને રાજાએ કુમારને પૂછયું કે—"હે કુમાર! કાંઈ અશ્વની પરીક્ષામાં પણ તું જાણે છે?" કુમારે વિજ્ઞપ્તિ કરી કે—"ગુરૂના ચરણકમળની કૃપાથી કાંઈક જાણું છું." ત્યારે રાજાએ પૂછયું કે—"અશ્વોની કેટલી જાતિ છે? તેનું શું પ્રમાણ છે? અને તેનાં શું લક્ષણ છે?" કુમારે કહ્યું—"હે નાથ! સાંભળો. વર્ણ અને લાંછનના વિશેષે કરીને ચોલ્લા, હાસા, હક્કિયા વિગેરે અઢાર જાતિના અશ્વો કહેલા છે. અશ્વનું ઉત્કૃષ્ટ વયનું પ્રમાણ આપ્રમાણે હોય છે. પુરૂષના બત્રીશ અંગુલનું મુખ, તેર આંગળનું કપાળ, આઠ આંગળનું મસ્તક, છ છ અંગુલના કર્ણ, ચોવીશ અંગુલનું હૃદય, એંશી અંગુલ ઉંચાઈમાં, અને તેથી ત્રણ ગણી (૨૪૦) આંગળ પરિધિમાં હોય છે. એવા પ્રમાણવડે યુક્ત જે અશ્વ હોય તે રાજાપાસે હોય તો રાજ્યની વૃદ્ધિ કરે છે અને બીજા પાસે હોય તો તેનું મનોવાંછિત કાર્ય કરે છે. અશ્વની પીઠપર એક [2]ધ્રુવાવર્ત હોય છે અને એક ભાળ (કપાળ)માં, બે [3]રંધ્ર ઉપર, બે [4]અપરંધ્રઉપર, બે વક્ષઃસ્થલઉપર અને બે મસ્તક ઉપર એમ દશ ધ્રુવાવર્ત હોય છે. તેથી વધારે કે ઓછા હોય તો ગુણોથી ન્યૂન અને અન્યૂન ગણાયછે. એમ અશ્વના લક્ષણને જાણનારા કહે છે. તેમજ તેવા લક્ષણહીન અશ્વને દુઃખ આપનાર કહે છે." આપ્રમાણે કુમાર નિવેદન કરતો હતો, તેવામાં

---

૧ માન—અશ્વના શરીરનું શોભતું પ્રમાણ. ૨ રૂંવાડાનું કુંડાળું. ૩ લિંગ અથવા યોનિ ઉપર. ૪ ગુદા ઉપર.

રાજાએ કહ્યું કે—"હે વત્સ! ફરીથી બીજે પ્રસંગે વધારે સાંભળીશું." એમ કહીને રાજા પવનાવર્ત અશ્વપર આરૂઢ થયો. કુમાર ઉદધિકલ્લોલ અશ્વપર ચડ્યો, મહેન્દ્રકુમાર ગરૂડવાહન અશ્વપર ચડ્યો અને બીજા રાજપુત્રો બીજા અશ્વોપર ચડ્યા. તેવખતે વિસ્તારવાળું પણ રાજદ્વાર અનેક ઉત્તુંગ હસ્તિઓ, અશ્વો, અને પત્તિઓને લીધે સાંકડું જણાતું હતું. પછી જેના મસ્તકપર શ્વેતછત્ર ધારણ કરેલું હતું અને જેને ચલાયમાન એવા સુંદર ચામરો વીંજાતા હતા એવો ચતુરંગ સેનાના ચક્રથી પરિવરેલો રાજા રાજ્યલક્ષ્મીના માર્ગે (રાજરસ્તે) ચાલ્યો. શ્રેષ્ઠ ધૈર્યગુણથી શોભતો રાજા કૌતુક જોવા આવેલા લોકોના લોચનને આનંદ આપતો એક ક્ષણવારમાં નગરની બહાર આવ્યો. પછી સમગ્ર સૈન્યને દૂર રાખીને પોતે અશ્વક્રીડા કરવા લાગ્યો. કુમારે પણ ધૌરિત વિગેરે પાંચ પ્રકારની અશ્વની ગતિનો ક્રમ જોવા માટે પોતાના અશ્વને અશ્વકેલિમાં મૂક્યો. તે જોઇને લોકોએ જયજય શબ્દ કર્યો, તેવામાં સર્વ રાજપુત્રોના દેખતાં જ તત્ક્ષણ ઘણા તમાલપત્રોના જેવા શ્યામવર્ણવાળા ગગનતળમાં તે ઉદધિકલ્લોલ અશ્વ ઉડ્યો. દક્ષિણ દિશા તરફ દોડતા તે અશ્વના વેગથી જાણે વૃક્ષો તેની પાછળ દોડતા હોય તેવું જણાતું હતું અને જે પદાર્થો પ્રથમ નજીક હતા, તે તત્કાળ દૂર દેખાવા લાગ્યા. એપ્રમાણે અતિવેગથી હરણ કરાતા કુમારે વિચાર્યું કે—"અહો! જો આ અશ્વ જ હોય તો તે કેમ આકાશમાં ઉડ્યો? અને જો કદાચ કોઈ દેવ હોય તો શા માટે અશ્વપણાનો ત્યાગ કરતો નથી?" એમ વિચારીને કુમારે પરીક્ષા કરવાના હેતુથી યમરાજની જીંહ્વા જેવી તીક્ષ્ણ કટારવડે નિર્દયતાથી તે અશ્વને કુક્ષિપ્રદેશમાં પ્રહાર કર્યો. તેથી તે અશ્વના શરીરમાંથી રૂધિરનો પ્રવાહ ચાલ્યો, તેના અંગની સર્વ સંધિઓ શિથિલ થઈ ગઈ અને તે અશ્વ પૃથ્વીપર પડ્યો. તત્કાળ તે અશ્વના જીવિતવ્યે તેના દેહને 'કુમારનું હરણ કરવાથી તું પાપી છે' એમ કહીને તજી દીધું. અર્થાત્ અશ્વ મરણ પામ્યો. તેને મૃત્યુ પામેલો જોઇને કુમારે વિચાર કર્યો કે—"અહો! આ મોટું આશ્ચર્ય છે! જો આ અશ્વ હતો, તો તે આકાશમાર્ગે કેમ ચાલ્યો? અથવા તે જો અશ્વ નહોતો તો તે મારા પ્રહારથી કેમ મૃત્યુ પામ્યો?" તેવામાં વર્ષાઋતુના મેઘની ગર્જના

જેવો કોઇનો ગંભીર અને ધીર શબ્દ સંભળાયો કે—" હે નિર્મળ એવા ચંદ્રવંશના અલંકારભૂત કુવલયચંદ્ર કુમાર ! મારૂં વચન સાંભળ. હજુ તારે દક્ષિણ દિશામાં બે કોશ જવાનું છે, અને પૂર્વે નહીં જોયેલું એવું કાંઇક આશ્ચર્ય જોવાનું છે." તે સાંભળીને કુમારે વિચાર્યું કે—" અહો ! આ કોઈ મારાં નામ તથા ગોત્રને શી રીતે જાણે છે ? અથવા તો આ કોઈ દિવ્ય વાણી મારા આગામી હિતનેમાટે મને દક્ષિણ દિશા તરફ જવા પ્રેરણા કરે છે. દેવો અને મુનિઓ નિષ્કારણ કરૂણાવાળા હોય છે અને અતીંદ્રિય જ્ઞાનવાળા હોય છે, તેથી તેમનું વચન ઉલ્લંઘન કરવા યોગ્ય હોતું નથી." એમ વિચારીને કુમાર દક્ષિણ દિશા તરફ ચાલ્યો. બે કોશ જેટલા માર્ગનું અતિક્રમણ કરીને તે કુમાર સર્વ દિશાઓમાં જોવા લાગ્યો, તો આગળ અનેક પર્વતો, વૃક્ષો, શિકારી પશુઓ અને લતામંડપોએ કરીને અતિ ગહન એવી મોટી વીંધ્યાટવી નજરે પડી. તે અટવી જાણે પાંડવની સેના હોય તેમ [1]**અર્જુનથી** અલંકૃત હતી, રાજલક્ષ્મીની જેમ મહા ગજેન્દ્રોથી યુક્ત હતી, અને મહાપુરીની જેમ ઊંચા [2]**શાલ**થી યુક્ત હતી. કુમારે વિચાર્યું કે—" અવશ્ય અહીં કોઈ ઇન્દ્રિય સમૂહને વશ કરનારા તથા દિવ્ય જ્ઞાનવડે સમગ્ર પદાર્થસમૂહનું અવલોકન કરનારા એવા મહાત્મા મહર્ષિ વસતા હશે, જેથી તે ઉપશમવાળા ભગવાનના પ્રભાવે કરીને વિરૂદ્ધ ( જાતિ વૈરવાળા ) પ્રાણીઓને પણ પરસ્પર અકૃત્રિમ સ્નેહ થયેલો દૃષ્ટિએ પડે છે." એ પ્રમાણે મનમાં વિચાર કરતો કુવલયચંદ્ર કુમાર થોડી પૃથ્વી આગળ ચાલ્યો, તેવામાં તેણે નજીકમાં એક મોટો વટવૃક્ષ જોયો. તે વૃક્ષ લીલાં અને ગાઢ કિસલયોથી વિરાજિત હતો, તેમાં રહેલા ઘણા પક્ષિઓ કોલાહલ કરી રહ્યા હતા, અને તે વૃક્ષ અસંખ્ય શાખાઓથી યુક્ત હતો, તે વૃક્ષને જોઈને રાજપુત્ર તે જ દિશા તરફ ચાલ્યો, અનુક્રમે વટવૃક્ષપાસે જઈ પહોંચ્યો. પછી કુમાર ત્યાં આમ તેમ જોવા લાગ્યો એટલે તેની દૃષ્ટિએ કોઈ મહાત્મા મુનિ દેખાયા. તે મુનિનું અંગ તપ અને નિયમથી શોષિત ( કૃશ ) થયેલું હતું, શારી-

---

૧ પાંડવની સેનામાં અર્જુન નાયક હતો, અટવીમાં અર્જુન જાતિના વૃક્ષો હતા. ૨ મહાપુરી શાલ એટલે શાળાઓ–પ્રાસાદોથી યુક્ત હોય છે, અટવીમાં શાલવૃક્ષો હતા.

રિક તેજથી અગ્નિ જેવા લાગતા હતા, જાણે મૂર્તિમાન ધર્મ હોય, ઉપશમરસની રાજ્યધાની હોય, ચારિત્રરૂપી લક્ષ્મીનું નિવાસસ્થાન હોય અને સૌમ્યતા ગુણને કેલિ કરવાનું જાણે વન હોય તેવા તે મુનિ શોભતા હતા. તેની એક બાજુએ એક દિવ્ય પુરૂષ અને બીજી બાજુએ એક સિંહ બેઠેલો હતો. તે સર્વ જોઈને કુમારે વિચાર્યું કે— "સમગ્ર ત્રણ લોકને જેના ચરણકમળ વંદન કરવા લાયક છે એવા આ મુનિને પ્રણામ કરીને હું અશ્વહરણનું કારણ પૂછું કે—મારૂં શા કારણથી હરણ થયું? અને તે અશ્વ કોણ હતો?" એમ વિચારીને તે કુમાર મોટી શિલા ઉપર બેઠેલા મહર્ષિની સમીપે ગયો. મુનિએ તેને જોઈને કહ્યું કે—"હે ચંદ્રવંશના અલંકાર કુવલયચંદ્ર કુમાર! તું ભલે આવ્યો. હે વત્સ! આવ." પોતાનું નામ તથા ગોત્ર સાંભળીને તેના મનમાં ઘણો વિસ્મય થયો. પછી કુમારે મોટા વિનયથી તે મુનિરાજના ચરણકમળમાં વંદના કરી, એટલે સકળ ભવભયને હરણ કરનારા અને મોક્ષ સુખને આપનારા તે પૂજ્ય મુનિએ કુમારને ધર્મલાભરૂપ આશીર્વાદ આપ્યો. પછી તરત જ પેલા દિવ્ય પુરૂષે પણ કલ્પવૃક્ષના નવાંકુર જેવો કોમળ અને માણિક્યના કડાંરૂપ અલંકારથી સુશોભિત એવો પોતાનો જમણો હાથ લાંબો કર્યો. તે હાથને રાજકુમારે પોતાના બે હાથવડે ગ્રહણ કરીને મસ્તકને કાંઈક નમાવી પ્રણામ કર્યો. તેવખતે ઘણી શિથિળ કેશવાળીને ધારણ કરનારા સિંહે પણ અતિ દીર્ઘ લાંગૂલને વાંકુ વાળીને, શાંત કરીને તથા બે નેત્રોને કાંઈક મીંચીને રાજપુત્રને માન આપ્યું. એટલે કુમારે હર્ષના આવેશવડે વિકાસ પામતા અભ્યંતર સ્નેહથી સ્નેહયુક્ત શ્વેત દૃષ્ટિવડે તેની સામું જોયું. પછી તે કુમાર મુનિની સમીપે બેઠો. મુનિએ કહ્યું— "હે કુમાર! તેં મનમાં એવો વિચાર કર્યો છે કે—'મારૂં કોણે હરણ કર્યું? હરણ કરવાનું શું કારણ? અને તે અશ્વ કોણ હતો? તે બાબત હું આ મુનિને પૂછું' તો હે કુમાર! તે વૃત્તાંત હું વિસ્તારથી કહું છું, તે તું સાંભળ.

॥ इति श्रीपरमानन्दसूरिशिष्यश्रीरत्नप्रभसूरिविरचिते कुवलयमालाकथा-संक्षेपे श्रीप्रद्युम्नसूरिशोधिते कुवलयचन्द्रोत्पत्तितुरगापहार-साधुदर्शनकीर्तनं नाम प्रथमः प्रस्तावः ॥

---

# દ્વિતીય પ્રસ્તાવ.

દાંતની કાંતિવડે અંધકારના સમૂહને દૂર કરતા પેલા મુનિ કુમારનો સંશય ભેદવાના મિષે તેને બોધ કરવામાટે અમૃત જેવી વાણીવડે બોલ્યા કે—"હે વત્સ! આ જગત્‌માં જીવિત, યૌવન, લક્ષ્મી, લાવણ્ય અને પ્રિયવસ્તુનો સમાગમ તે સર્વ કુશના અગ્રભાગપર રહેલા જળ-બિંદુની જેવાં ચંચળ છે. જેઓ શત્રુ હોય છે તેઓ મિત્ર પણ થાય છે અને જે મિત્રો હોય છે તે શત્રુ પણ થાય છે. તો તે સર્વમાં કયો ડાહ્યો પુરૂષ મમતા ધારણ કરે? જીવ એકલો જ સુખી તથા દુઃખી થાય છે, એકલો જ મૃત્યુ પામે છે અને એકલો જ મોક્ષ પણ પામે છે. આ જીવ કર્મે કરીને રાજ્ય મેળવે છે અને કર્મે કરીને જ તે રાજ્યને ગુમાવે છે; પરંતુ કર્મના મર્મસ્થાનને હણવાને વિદ્વાન વિના બીજો કોઈ સમર્થ નથી. અભાગ્યથી મેળવેલી લક્ષ્મી પ્રચંડ વાયુથી હણાયેલા મેઘના ગાઢસમૂહની જેમ ક્ષણવારમાં નાશ પામે છે. પ્રાણીઓ નરકમાં એવાં દુઃસહ દુઃખો સહન કરે છે કે જેનાં શ્રવણ-માત્રથી પણ દેહમાં કંપારો થાય. તિર્યંચપણામાં પણ જીવો પોતાના કર્મથી જ ચાબકા, પાશ અને અંકુશ વિગેરેની વ્યથાને નિરંતર સહન કરે છે. મનુષ્યભવમાં પણ પ્રાણીઓને પ્રિયજનનો વિયોગ, વ્યાધિ, સંતાપ અને રાજાનો કોપ વિગેરે નવી નવી વેદનાઓ પ્રાપ્ત થાય છે. તથા દેવપણામાં પણ જીવોને માયા, ઈર્ષ્યા, ભય, ઉદ્વેગ અને વિષાદથી આકુળ ચિત્તપણું હોવાથી માત્ર અભિમાનથી જ ઉત્પન્ન થયેલું સુખ હોય છે. આપ્રમાણે ચાર ગતિમાં ભ્રમણ કરતા જીવે કોઈપણ ભવમાં કર્મનું મથન કરવાના ઉપાયરૂપ ધર્મને પ્રાપ્ત કર્યો નથી. મોક્ષનું સુખ પોતાને આધીન છતાં પણ જે માણસ વિષયમાં આસક્ત થાય છે તે દુર્લભ એવા કલ્પવૃક્ષને પામીને તેનીપાસે એક કોડીની પ્રાર્થના કરે છે. સંસારરૂપી મરૂદેશના અરણ્યને ઉલ્લંઘન કરવાની જો ઇચ્છા હોય તો ચિત્તરૂપી દતિ (મસક)માં રહેલા સમ્યકત્વરૂપી જળને નિરંતર વહન કર. હે કુમાર કુવલયચંદ્ર! આવા અસાર સંસારમાં ક્રોધ, માન, માયા, લોભ અને મોહથી જેનાં મન મૂઢ થયાં છે એવા પ્રાણીઓએ જે જે અનુભવ્યું છે તેના વર્ણનસાથે તું અશ્વના હરણ સુધીનું સર્વ વૃત્તાંત એક ચિત્તથી સાંભળ.

આ જંબૂદ્વીપમાં **વત્સ** નામનો દેશ છે. જે દેશમાં સમગ્ર વિસ્તારવાળા યજ્ઞસ્થાનોમાં રહેલા અગ્નિથી ઉત્પન્ન થતા ઘણા ધૂમાડાવડે વિશાળ એવું આકાશતળ અતિ શ્યામવર્ણ થતું હતું; જે દેશ સર્વ દેશની લક્ષ્મીના વક્ષ:સ્થળને અલંકૃત કરવામાં દેદીપ્યમાન હાર જેવો હતો તથા સમગ્ર દેશોમાંથી આવતી અનેક વસ્તુઓના સંકેતની ભૂમિ હોય તેવો શોભતો હતો. તે દેશમાં વાયુએ કંપાવેલી પુંડ્રજાતિની શેલડીના પત્રસમૂહના 'ખડખડ' શબ્દથી જાણે ત્રાસ પામ્યા હોય, તેમ મૃગનાં યૂથો અરણ્યમાં નાસી ગયા હતા. તે દેશની ઘૂર્ણાયમાન ચપળ દૃષ્ટિવાળી સ્ત્રીઓને જોઇને પાન્થજનોને પોતાની સ્ત્રીઓના કર્ણપ્રાંતસુધી વિશ્રાંતી પામેલા લોચનનું સ્મરણ થવાથી તેઓ જાણે લેપ્યમય હોય અથવા જાણે પત્થરના બનાવેલા સ્તંભ હોય તેમ માર્ગને વિષે ચિરકાળસુધી નિશ્ચળ ઉભા રહેતા હતા. તે દેશમાં **કૌશાંબી** નામે નગરી હતી. તે જાણે દેવનગરી હોય તેમ [1]**સદ્રૂપે** આશ્રય કરેલી હતી, જાણે અલકાનગરી હોય તેમ [2]**પુણ્યજનો**એ યુક્ત હતી અને જાણે લંકાનગરી હોય તેમ તે [3]**કલ્યાણમયી** હતી. તે નગરી ઉંચા શિખરોવાળા દેવાલયોથી શોભતી હતી અને જાણે લવણ સમુદ્રની વજ્રવેદિકાથી યુક્ત એવી જંબૂદ્વીપની લક્ષ્મી હોય તેમ તે નગરી ગંભીર જળવાળી પરિખા (ખાઇ)થી અલંકૃત કરેલા પ્રાકાર (કિલ્લા)-વાળી હતી. એક જ સ્થાને ત્રણ જગત્‌ની વિકસ્વર લક્ષ્મીને સેવન કરનારી તે નગરીનું અમે તો શું વર્ણન કરીએ ? પણ તેનું વર્ણન કરવામાં બૃહસ્પતિ પણ સમર્થ નથી. પ્રેમી સ્ત્રીને પ્રિયપતિની જેમ તે નગરીને ઇન્દ્રના સરખા પરાક્રમવાળો **પુરંદરદત્ત** નામે રાજા ભોગવતો હતો. તે રાજા કીર્ત્તિરૂપી ગંગાનદીના હિમાચળપર્વત સદૃશ હતો, ગુણરૂપી પક્ષીઓને વિશ્રામ કરવામાટે વૃક્ષસમાન હતો અને કલ્પવૃક્ષની જેમ તે સર્વને વાંછિત દ્રવ્ય આપનાર હતો. તે રાજાના આકાશમાં ફેલાતા અતિ નિર્મળ યશવડે રાજહંસો પરાભવ પામ્યા હતા તથા શ્રીકૃષ્ણ જેવા શ્યામવર્ણવાળા સૂર્યના અશ્વો પણ શ્વેત થઇ ગયા હતા. તે રાજા સર્વ ગુણસંપત્તિથી સમૃદ્ધ છતાં તેનામાં માત્ર એક જ

---

૧ ઇન્દ્રે-શ્રેષ્ઠ પુરૂષોએ. ૨ યક્ષોએ-પવિત્ર મનુષ્યોએ. ૩ સુવર્ણમય-સુખમય.

દોષ હતો, તે એ કે—કલ્યાણરૂપ વૃક્ષના મૂળ સમાન જૈનવચન ઉપર તેની શ્રદ્ધા નહોતી. ઇન્દ્રને બૃહસ્પતિની જેમ તે પૃથ્વીપતિને ચાર પ્રકારની બુદ્ધિના નિધિસમાન **વાસવ** નામે મંત્રી હતો. તે મંત્રીને રાજા ભ્રાતૃસમાન, મિત્રસમાન, પિતાસમાન અને દેવતાસમાન માનતો હતો. [1]**પુરૂષોત્તમ**રૂપ તે મંત્રી દુઃખથી નિવારણ કરી શકાય તેવા (કામક્રોધાદિક) શત્રુરૂપી હાથીઓને નિવારણ કરવામાં સિંહ-સમાન જિનેશ્વરે રચેલા સમ્યકત્વને કૌસ્તુભમણિની જેમ નિરંતર હૃદયમાં ધારણ કરતો હતો.

એકદા તે વાસવમંત્રી પ્રાતઃકાળની આવશ્યક ક્રિયા કરીને મહાપૂજ્ય એવા અરિહંત ભગવાનની પૂજા કરવામાટે જિનાલયમાં પ્રવેશ કરતો હતો, તેવામાં અનેકપ્રકારના અત્યંત સુગન્ધથી એકઠા થયેલા ભ્રમરાના શબ્દોથી મનોહર એવો પુષ્પનો કંડીયો લઈને **સ્થાવર** નામનો બાહ્ય ઉદ્યાનનો રક્ષક તે ચૈત્યના દ્વારપાસે આવ્યો. તે મંત્રીના ચરણયુગ્મને પ્રણામ કરીને બોલ્યો કે—“ હે દેવ ! જય પામો. સમગ્ર કામીજનોના લોચનને હર્ષ આપનારો વસન્તસમય પ્રાપ્ત થયો છે.” એમ બોલીને તેણે મંત્રીને પુષ્પોની ભેટ કરી તથા તેના હસ્તમાં આમ્રવૃક્ષની મનોહર મંજરી આપી. પછી ફરીથી તે બોલ્યો કે—“ આપણા બાહ્ય ઉદ્યાનમાં તારાના સમૂહથી ચંદ્રની જેમ શિષ્ય સમૂહથી પરિવરેલા, ક્ષમારૂપી યુવતીના તિલક સમાન, ચારિત્રરૂપી રત્નના રત્નાકર સમાન, સર્વ મુનિઓના મુકુટ સમાન, દુર્જય કષાયના વિભ્રમનો નાશ કરનાર અને સમાન ધર્મવાળાને (જૈનધર્મીને) આનંદ પમાડનાર **શ્રીધર્મનંદન** નામે મુનીશ્વર પધાર્યા છે.” તે સાંભળીને ભ્રૂકુટીના ભંગથી ભયંકર મુખ કરીને “ અરે અનાર્ય !” એમ બોલતા મંત્રીએ આમ્રવૃક્ષની મંજરી પોતાના સેવકના હાથમાં આપીને તિરસ્કાર પૂર્વક કહ્યું કે—“ અરે ! દુરાચારી વિવેકહીન સ્થાવર ! પ્રથમ આદરપૂર્વક વસંતઋતુની મુખ્યતા બતાવે છે, અને પછી ધર્મનંદનાચાર્યના આગમનની વાત કરે છે ? વલ્મીક (રાફડો) ક્યાં અને મેરૂપર્વત ક્યાં ? અલસ (અળસીયું) ક્યાં અને શેષનાગ

૧ પુરૂષોત્તમ–પુરૂષને વિષે ઉત્તમ, બીજો અર્થ-શ્રીકૃષ્ણ. તેના વક્ષઃસ્થળમાં કૌસ્તુભ મણિ હતું.

ક્યાં ? તેવી જ રીતે વસંતઋતુ ક્યાં અને ભગવાન ધર્મનંદનસૂરિ ક્યાં ? વસંતઋતુ તો મનુષ્યના ચિત્તને કામાતુર કરે છે અને તે સાધુરાજ તો ચિત્તને તેથી વિપરીત એટલે કામથી શાંત કરે છે, માટે તે બન્નેમાં કેટલું અન્તર છે ? તે જો. જા, તારી પોતાની દુષ્ટ-બુદ્ધિના વિલાસનું ફળ ચાખ." એમ કહીને પ્રતીહારને કહ્યું કે—"હે પ્રતીહાર ! આ વનપાળકને અર્ધો લાખ [1]કેદારક અપાવ, જેથી તેની કૃષિ વિગેરેના પ્રયાસકર્મને આધીન થઈને ફરીથી આવું વિવેકરહિત વચન બોલે નહીં." એમ કહીને પછી મંત્રીએ દેવપૂજા કરી અને રાજમહેલમાં જઇને તે જ મંજરી રાજાના હસ્તમાં મૂકી. રાજાએ કહ્યું—"શું બહારના ઉદ્યાનમાં વસન્તઋતુ પ્રાપ્ત થયો ?" મંત્રીએ કહ્યું—"હે દેવ ! વસંતની શોભા જોવામાટે ઉદ્યાનમાં પધારો." તે સાંભળીને તરત જ ચાર દાંતવાળા મોટા હસ્તી ઉપર ઇન્દ્રની જેમ આરોહણ કરીને રાજા ચતુરંગ સેનાસહિત ઉદ્યાનભૂમિમાં આવ્યો. ત્યાં મંત્રીએ રાજાને કહ્યું—"હે દેવ ! જુઓ, અમંદ આનંદના સમૂહથી સ્ફુરણાયમાન થતા ભ્રમરાના સ્વરવડે કરીને આ સ્થળકમળો આપને સ્વાગત ( ભલે પધાર્યા એમ ) કહે છે. આ વૃક્ષો ફળનાસમૂહથી નમ્ર થયેલા દેખાય છે તે યોગ્ય છે, કેમકે આપ પૃથ્વીપતિના આગમનથી પૃથ્વીપર કોણ નમસ્કાર ન કરે ? એકાંત મધુર સ્વરવાળા ભ્રમરાઓવડે ગાયન અને પાંદડાંવડે નૃત્ય કરતા આ વૃક્ષો હે દેવ ! આપનીપાસે ત્રિવિધ તૂર્યને વિસ્તારે છે. હે દેવ ! આ વૃક્ષો પુષ્પોવડે આપના ચરણની પૂજા કરે છે, અને ભ્રમરોના શબ્દોવડે આપના ગુણની સ્તુતિ કરે છે." આપ્રમાણે નિવેદન કરતા મંત્રીએ ઉદ્યાનમાં ચોતરફ દૃષ્ટિ નાંખી વિચાર્યું કે—"આ ઉદ્યાનમાં તો ધર્મનંદનસૂરિ ક્યાંઈ દેખાતા નથી, અને હું તો તેને જ મનમાં ધારીને રાજાને વિના પ્રયોજને ઉદ્યાનમાં લાવ્યો છું. પણ હું ધારૂં છું કે—આ સ્થળે વનસ્પતિ તથા કીડી કુંથુવા વિગેરે અધિક હોવાથી બીજે કોઈ ઠેકાણે નિર્જીવ સ્થાનનું અવલોકન કરીને તેઓ રહ્યા હશે, ઘણું કરીને પેલા સિંદૂરવૃક્ષનીતળે ફરસબંધ ભૂમિ છે, માટે ત્યાં શિષ્ય સહિત સૂરિમહારાજ હોવા જોઈએ." એમ વિચા-

---

૧ કેદારક—ચોખાના કયારા.

રીને તેણે રાજાને કહ્યું કે—" હે દેવ ! આપે કુમાર અવસ્થામાં પેલા સિંદૂરકુટ્ટિમનીપાસે જે અશોકવૃક્ષ વાવ્યો હતો, તેને પુષ્પો આવ્યાં છે કે નહીં ? તેની ખબર નથી." તે સાંભળીને "ઠીક સંભાર્યું તમે" એમ બોલતો રાજા મંત્રીનો હાથ પોતાને હાથે પકડીને ત્યાં ગયો, તો ત્યાં મુનિઓને જોયા. તેમાં કેટલાએક મુનિઓએ ધર્મધ્યાનમાં ચિત્ત પરોવેલું હતું, કેટલાક પ્રતિમાનું પાલન કરવાની ઇચ્છાયુક્ત મનવાળા હતા, કેટલાએકનાં ચિત્ત શુદ્ધ સિદ્ધાંતનું પઠન કરવામાં તત્પર હતાં અને કેટલાએક વિવિધપ્રકારના આસન વાળીને ધ્યાનમાં બેઠેલા હતા. તે સર્વની મધ્યમાં ચાર જ્ઞાનને ધારણ કરનારા સૂરિરાજને બેઠેલા જોયા. સર્વ તારાઓની મધ્યમાં ચંદ્રની જેમ, સર્વ સમુદ્રોની મધ્યમાં ક્ષીરસમુદ્રની જેમ અને સર્વ દેવોની મધ્યમાં ઇન્દ્રની જેમ તેઓ શોભતા હતા. તેમને જોઈને રાજા કાંઈક હર્ષ પામી મંત્રીપ્રત્યે બોલ્યો કે—" હે મંત્રી ! આ પુરૂષો કોણ છે ? અને તેઓની મધ્યમાં રહેલા રાજા જેવા આ કોણ છે ?" મંત્રીએ કહ્યું—" હે રાજેન્દ્ર ! આ મધ્યમાં બેઠા છે તે આ સર્વ મુનિઓના પતિ છે, તે કુતીર્થિકોએ બતાવેલા કુમાર્ગમાં પડેલા જંતુઓને મુક્તિપુરીના માર્ગનો ઉપદેશ કરે છે, તેમનું નામ શ્રીધર્મનંદન સૂરિ છે, અને દેવતાઓને પણ તેમના ચરણકમળ વંદન કરવા લાયક છે. આ સર્વ મહાત્મા મુનિઓ તેમના જ શિષ્યો છે, તેથી આચાર્યપાસે જઈને તેમને ધર્મ અધર્મનો પ્રશ્ન કરવો યોગ્ય છે." તે સાંભળીને 'બહુ સારૂં' એમ કહી મંત્રીનો હાથ પકડીને રાજા ગુરૂનીપાસે ગયો. પ્રથમ મંત્રીએ સ્તુતિપૂર્વક ત્રણ પ્રદક્ષિણા કરીને ગુરૂના ચરણકમળને નમન કર્યું, તેથી રાજાએ પણ તેવી જ રીતે નમન કર્યું. ત્યારે ગુરૂએ ધર્મલાભ આપીને—"તમે ભલે આવ્યા, બેસો." એમ કહ્યું, એટલે "જેવી ગુરૂની આજ્ઞા" એમ બોલતો રાજા તે જ કુટ્ટિમનાતળ ઉપર બેઠો. પછી ગુરૂજનની અનુજ્ઞાથી મંત્રી પણ બેઠો. તેવખતે રાજાના માર્ગને અનુસરીને બીજા પણ મુસાફરો તથા દરિદ્રી વિગેરે અનેક જનો ભગવાનને વંદના કરીને બેઠા. ભગવાન સર્વના સુખદુઃખને જાણતા હતા તોપણ લોકાચાર હોવાથી સૂરિએ તેમને કુશળ સમાચાર પૂછયા, એટલે તેઓ બોલ્યા કે—" આપ પૂજ્યના દર્શનથી કુશળ છે." પછી રાજાએ

વિચાર્યું કે—" આ સૂરિનું રૂપ અસાધારણ છે, તેનામાં અગણ્ય લાવણ્ય છે,તેની કાંતિનું માન કરી શકાય તેમ નથી. અને તેના કરૂણારસનો પ્રસાર કોઈ અપૂર્વ છે. તેમજ આ મુનિરાજ સંસારસમુદ્રનો સેતુબંધ છે, તૃષ્ણારૂપી લતાના વનને તે પરશુ સમાન છે, માનરૂપી ઉંચા પર્વતને ભેદન કરવામાં વજ્રસમાન છે, ક્ષમારૂપ વૃક્ષના મૂળ સમાન છે, સર્વ વિદ્યાઓની તો ખાણ છે, આચારોના કુળમંદીર છે, ક્રોધાદિક ચાર કષાયરૂપ સર્પના મહામંત્ર છે, મોહરૂપી અંધકારનો નાશ કરવામાં સૂર્યસમાન છે, સ્ફુરણાયમાન રાગરૂપી વૃક્ષને દગ્ધ કરવામાં દાવાગ્નિસમાન છે, નરકનાદ્વારમાં અર્ગલાબંધન જેવા છે, સન્માર્ગના પ્રવર્તક છે અને અતિશયો સહિત જ્ઞાનરૂપ મણિના તો ભંડારતુલ્ય જણાય છે. સમગ્ર ગુણોથી આલિંગન કરાતા આ મુનિને પ્રાપ્ત થયેલો મનુષ્યભવ સર્વપ્રકારે સફળ થયેલો છે, તો એમને વૈરાગ્ય ઉત્પન્ન થવાનું શું કારણ થયું હશે ? કે જેથી યૌવનલક્ષ્મીનું સેવન માર્ગ નહીં કરતાં છતાં પણ આ ભગવાને સર્વ દુઃખસમૂહની શય્યારૂપ પ્રવ્રજ્યા અંગીકાર કરી? માટે તેવિષે હું પ્રશ્ન કરૂં." એપ્રમાણે રાજા વિચાર કરતો હતો, તેવામાં જ્ઞાની મુનિએ પોતેજ રાજાને કહ્યું કે—" હે રાજા ! આ ચાર ગતિવાળા સંસારમાં વૈરાગ્ય થવાનું કારણ બહુ સુલભ છે, કેમ કે વિષયસુખના સ્વાદમાં મોહ પામેલા બીજા જીવો જે પાપ કરે છે, તે જ જ્ઞાનીઓને વૈરાગ્યનો હેતુ છે. તેમાં પ્રથમ નરકગતિમાં ત્રણ પ્રકારની વેદનાઓ છે–ક્ષેત્રથી ઉત્પન્ન થયેલી, પરસ્પર જીવોએ કરેલી અને પરમાધાર્મિક દેવે કરેલી. તે ત્રણ પ્રકારની વેદનાનાં દુઃખોનું સર્વ પ્રકારનું વર્ણન કોટી વર્ષે પણ કહી શકાય તેમ નથી. એ જ પ્રમાણે તિર્યંચગતિ, મનુષ્યગતિ અને દેવગતિને વિષે પણ અનેક પ્રકારનાં દુઃખો છે. તેથી તેની અંદર માત્ર જિનેશ્વરના વચનપ્રમાણે કરવાથી આ લોકમાં ધર્મ, અર્થ અને કામની પ્રાપ્તિ થાય છે, અને પરલોકમાં મોક્ષરૂપ પુરૂષાર્થ સિદ્ધ થાય છે; માટે "હે રાજા ! પ્રથમ શ્રાવકધર્મનો આશ્રય કરીને પછી સાધુધર્મનું પાલન કરવા મનની યોજના કર." તે સાંભળીને યોગ્ય અવસર જાણી વાસવમંત્રી ભગવાન ધર્મનંદનને નમન કરી વિનયપૂર્વક હાથ જોડીને બોલ્યો કે—" હે સ્વામી ! આપે જે સમગ્ર દુઃખના સ્થાનરૂપ ચાર ગતિ લક્ષણ-

વાળો આ સંસાર કહ્યો, તે સંસારનું પ્રથમ શું નિમિત્ત કારણ છે? કે જેથી જીવો તેમાં પરિભ્રમણ કરે છે?" ત્યારે ધર્મનંદન ગુરૂ બોલ્યા કે—"હે મંત્રીશ્વર! તથા હે પુરંદરદત્ત રાજા! જીવને સંસારમાં પરિભ્રમણ કરવામાં જિનેશ્વરે જે કારણ કહેલ છે, તે સાંભળો.—"ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાય છે. અનિયંત્રિત એવા તે ચાર કષાય આ સંસારરૂપ દુઃખસમુદ્રના હેતુ છે. તેમાં પ્રથમ ક્રોધરૂપી અગ્નિ આત્માની અંદર રહેલા ગુણસમૂહને બાળી નાંખે છે, તેથી તે બાહ્યવસ્તુને બાળનાર એવા અગ્નિથી પણ અધિક છે. જનોનો ક્ષય કરવામાં નિઃશૂક થયેલા ક્રોધરૂપી સર્પને ડાહ્યોપુરૂષ પોતાના અંતઃકરણરૂપ ઘરમાં કદાપિ સ્થાન આપતો નથી. કેવળ સર્પથી ડસાયેલાને માટે આ દુનિયામાં પ્રતીકાર છે, પણ ક્રોધરૂપી દુર્દાંત સર્પવડે કરડેલાનો સર્વથા પ્રતીકાર છેજ નહીં. ચાંડાળનો સ્પર્શ થઈ જાય તો તેની શુદ્ધિ સુવર્ણ જળવડે થઈ શકે છે, પરન્તુ ક્રોધરૂપી ચંડાળના સ્પર્શની તો કોઈપણ પ્રકારે શુદ્ધિ થતી નથી. જેનું અન્તઃકરણ શાંતરસરૂપ જળવડે અત્યંત આર્દ્ર થયેલું છે, તે પુરૂષના હૃદયમાં કોઈપણ વખત કોપના આટોપરૂપી અગ્નિ પ્રજ્વલિત થતોજ નથી. જિનેશ્વરરૂપી મેઘથી ઉત્પન્ન થયેલ સમતારૂપ અમૃતના યોગથી જે ક્રોધાગ્નિને શાંત કરે છે, તેનું ધર્મવન સ્થિર રહે છે. જો પ્રાણીઓને કોઈપણ વખત ક્રોધ થાય નહીં, તો મોક્ષની લક્ષ્મી તેના હસ્તકમળમાં અવશ્ય વાસ કરે. કોપરૂપી પ્રસરતા અત્યંત મહા અંધકારથી જેનું હૃદય અંધ થયું છે, એવો પ્રાણી આ પાસે બેઠેલા પુરૂષની જેમ પોતાના ભાઈને તથા બહેનને પણ હણે છે." તે સાંભળીને રાજાએ કહ્યું—"હે પ્રભુ! તે કયો પુરૂષ છે? કેવો છે? અને તેણે શું કર્યું છે? તે અમે જાણતા નથી." ગુરૂ બોલ્યા કે—"જે આ તમારી વામ બાજુએ અને મારી દક્ષિણ બાજુએ બેઠેલો છે, મહાદેવના કંઠમાં રહેલા વિષ જેવો તથા કજ્જલ જેવો શ્યામ છે, જેનાં નેત્રો ગુંજાફળ (ચણોઠી)ની જેવાં રક્ત છે, જેનું મુખ ભ્રુકુટિના ભંગથી ભયંકર જણાય છે, જેના અધરોષ્ઠ ક્રોધથી સ્ફુરણાયમાન થાય છે, જેનું અંગ કર્કશ કેશોથી અતિ નિષ્ઠુર જણાય છે અને જાણે મૂર્તિમાન્ કોપ હોય તેવો જણાય છે તે અહીં આવેલો છે તેણે ક્રોધને પરવશ થયેલા ચિત્તથી જે કામ કર્યું છે, તે સાંભળો.—

## ક્રોધઉપર ચંડસોમની કથા.

પ્રથ્વીરૂપી સ્ત્રીનું જાણે એક કુંડળ હોય, એમ તપાવેલા સુવર્ણના પ્રાકારથી તથા ગંભીર જળવાળી પરિખાથી વિટાયેલી **કાંચી** નામે નગરી છે. તેની અગ્નિખૂણમાં ત્રણ કોશ છેટે **રગડા** નામે સંનિવેશ છે. તેમાં **સુશર્મદેવ** નામે બ્રાહ્મણ રહે છે તેને **રૂદ્રસોમ** નામે મોટો પુત્ર છે. તે રૂદ્રસોમને **સામદેવ** નામે નાનો ભાઈ તથા **શ્રીસોમા** નામે બહેન છે. તે રૂદ્રસોમ બાલ્યાવસ્થાથી જ પ્રચંડ, ચપળ, કાંઈપણ સહન કરી શકે નહીં તેવો, ગર્વથી ઉંચી કંધરા રાખનાર, સ્તબ્ધ અને અત્યંત કઠોરવચન બોલનાર હતો. તે પોતાની શેરીમાં હંમેશાં સર્વ બાળકોને અપરાધ વિના પણ મારતો હતો. તેનો તેવો સ્વભાવ જોઈને બાળકોએ જ તેનું **ચંડસોમ** એવું સાર્થક નામ પાડ્યું છે. હે રાજા! તે આ ચંડસોમને કેટલાક દિવસો ગયા પછી તેના પિતાએ બ્રાહ્મણકુળની એક **નંદિની** નામની બાલિકાસાથે પરણાવ્યો. પછી તેના માબાપ તેનાપર કુટુંબનો ભાર આરોપણ કરીને ગંગાની તીર્થયાત્રાએ ગયા. અનુક્રમે તે ચંડસોમ યુવાવસ્થાની લક્ષ્મીથી અલંકૃત થયો. તે નંદિની જોકે અખંડ શીલવ્રતનું પાલન કરતી હતી, તોપણ તે યુવાવસ્થાનેલીધે મનોહર અંગોથી રમણીય હોવાથી તેને જોઈને ચંડસોમ તેનાપર વિશ્વાસ રાખતો નહીં. તેથી હે રાજા! તે નંદિની ઉપર થોડો રાગ રાખતાં તેનો કેટલોક કાળ નિર્ગમન થયો. એકદા શરદ્ઋતુની લક્ષ્મીનો અવતાર થયો, તે વખતે ચોતરફ સર્વ દિશાઓ નિર્મળ થઈ, કુમુદિની હર્ષયુક્ત (વિકસિત) થઈ અને કાશના વૃક્ષો વિકસ્વર થયા. અત્યંત પવિત્રતાના પાત્રરૂપ માણસોને બીજા માણસો આદર કરવા લાગ્યા. તે ઋતુમાં જળ પણ અતિ નિર્મળ થયાં, કમળના ગંધથી લુબ્ધ થયેલા ભ્રમરસમૂહના શબ્દોવડે સરોવરો પોતાનીપાસે આવેલા રાજહંસોને સ્વાગત પૂછવા લાગ્યા, ભ્રમરાઓ હસ્તિઓના ગંડસ્થળનો ત્યાગ કરીને સપ્તચ્છદ વૃક્ષોમાં ક્રીડા કરવા લાગ્યા, કેમ કે "મલિન પ્રાણીઓ એક સ્થાને રહેતા નથી." જળાશયો ચંચળ એવા કલ્લોલરૂપી ભુજાવડે શરદ્ઋતુની લક્ષ્મીને પ્રીતિપૂર્વક અભિવાદન કરવા લાગ્યા. નિર્ભાગ્યના ધનની જેમ નદીઓનો પ્રવાહ તુટવા લાગ્યો. તથા આર્યચિત્તવાળા પુરૂષોના કાર્યની જેમ

ધાન્યની વૃદ્ધિ થવા લાગી. એકદા તે ગામમાં ગામેગામ ફરતું નટ· લોકોનું પેડું આવ્યું. તેણે ગામના સર્વ જનોને નાટક જોવા આવવાની પ્રાર્થના કરી. પછી રાત્રીનો પહેલો પ્રહર ગયો અને લોકોનો કલકલાટ શાંત થયો એટલે તે નટલોકોએ, મૃદંગ વગાડવાનો આરંભ કર્યો; તે શબ્દ સાંભળીને ગામના લોકો ત્યાં જવા લાગ્યા. તે વખતે ચંડસોમ ત્યાં જવાની ઇચ્છાથી પોતાની સ્ત્રીનું રક્ષણ શી રીતે કરવું ? તેનો વિચાર કરવા લાગ્યો. તે વિચારે છે કે—"જો હું નાટક જોવા જાઉં, તો ભાર્યાનું રક્ષણ શી રીતે થાય ? અને જો પ્રિયાનું રક્ષણ કરૂં છું, તો નાટક જોવાનું બનતું નથી. આ તો એક તરફ નદી અને બીજી તરફ વાઘ એ ન્યાયપ્રમાણે થયું. અનેક સંકલ્પવિકલ્પોથી મારૂં મન આકુળવ્યાકુળ થયું છે. હું શું કરૂં ? ભાર્યાને સાથે લઈ જઉં તો ઠીક ? ના, ના, તે નાટકમાં ગામના સેંકડો યુવાન પુરૂષો આવ્યા હશે, અને મારો નાનો ભાઈ પણ ત્યાં ગયો જ હશે. ત્યારે જે થવાનુ હોય તે થાય, પણ આને શ્રીસોમા બહેનને સોંપીને જાઉં." એમ વિચારીને તે ચંડસોમ સ્ત્રીને પોતાની બહેનપાસે મૂકી હાથમાં ખડ્ગ લઈ નાટકમાં ગયો. તેના ગયા પછી ઘણીવારે બહેને કહ્યું કે—"હે નંદિની ! ચાલ, આપણે પણ નાટક જોવા જઈએ." નંદિની બોલી—"હે શ્રીસોમા ! શું તું તારા ભાઈની ચેષ્ટા નથી જાણતી ? જેથી તું એમ બોલે છે ? હું મારા જીવતરથી કંટાળી નથી. તારી મરજી પડે તેમ તું કર. હુ નહીં આવું." એમ કહીને નંદિની ઘેર રહી, અને શ્રીસોમા તો નાટક જોવા ગઈ. હવે તે રંગભૂમિમાં ચંડસોમ નાટક જોતો હતો, તેની પાછળ રહેલા કોઈ સ્ત્રીપુરૂષ વાત કરવા લાગ્યા. તેમાં યુવાન પુરૂષ બોલ્યો કે—"હે સુંદરી ! હૃદયમાં અને સ્વપ્નમાં પણ મને તું જ દેખાયાં કરે છે, તે સેંકડો મનોરથથી આજે પ્રત્યક્ષ જોઈ, તારા વિરહાનળની જ્વાળાના સમૂહથી મારો દેહ બળી જાય છે, તેને હવે તું તારા સંયોગરૂપ અમૃતના રસથી સિંચન કર." આપ્રમાણે તેના સંલાપને ચંડસોમે સાંભળ્યો. તેવામાં તે તરૂણ સ્ત્રીએ તેને જવાબ આપ્યો કે—"હું જાણું છું કે-તમે ચતુર છો, દાક્ષિણ્યમાં શિરોમણિ છો, દાતાર છો, વિલાસી છો, પ્રિયભાષી છો અને કૃતજ્ઞ છો; પરન્તુ મારોપતિ સ્વભાવથી જ ચંડ છે." તે સાંભળીને ચંડસોમને ચંડશબ્દના શ્રવણથી શંકા ઉત્પન્ન

થઈ. તેણે વિચાર્યું કે—" જરૂર, આ દુરાચરણી મારી ભાર્યા જ છે. તે મારા અહીં આવવાનું જાણીને પોતે સંકેત કરી રાખેલા જારની સાથે મસલત કરે છે, અને હું અહીંજ છું, તેની તેને ખબર નથી." તેવામાં પેલો યુવાન બોલ્યો કે—" ભલે તારો પતિ ચંડ હોય કે સોમ હોય, યમરાજ હોય કે ઇન્દ્ર હોય, પણ આજે મારીસાથે અવશ્ય તારે સંગ કરવાનોજ છે." ત્યારે તે સુંદરી બોલી કે—" જો તમારો એવોજ નિશ્ચય હોય, તો અહીં કોઈક ઠેકાણે રહેલો મારો પતિ નાટક જુએ છે, તેટલામાં હું મારે ઘેર જાઉં છું, અને તમારે પણ મારા માર્ગને અનુસરીને આવવું." એમ કહીને તે તરૂણી રંગસ્થાનથી બહાર નીકળીને ઘરતરફ ગઈ. પછી ચંડસોમે વિચાર કર્યો કે—" અહો! તે જ આ મારી દુષ્ટપ્રકૃતિવાળી સ્ત્રી છે. કેમ કે તેણે કહ્યું કે મારો પતિ ચંડ છે." આપ્રમાણે તે ચંડસોમ વિચાર કરતો હતો, તેવામાં નટીએ ગાયન કર્યું કે—

**इष्टं यन्मानुषं यस्य, तदन्येन रमेत चेत् ।**
**स जानन्नेवमीर्ष्यालुरादत्ते तस्य जीवितम् ॥ १ ॥**

**ભાવાર્થઃ**—" જે માણસ જેને પ્રિય હોય છે, તે માણસ જો બીજાનીસાથે રમણ કરે, તો તે વાતને જાણનારો ઈર્ષ્યાળુ તેના જીવિતને ગ્રહણ કરે છે."

તે સાંભળીને ઈર્ષ્યાળુ ચંડસોમનો અધરોષ્ઠ ફરકવા લાગ્યો. તેણે વિચાર્યું કે—" તે દુરાચાર અને તે દુરાચરણી ક્યાં ગયા? અવશ્ય તેમનાં મસ્તક હમણાં જ છેદી નાંખું." એમ વિચારીને તે તત્કાળ ત્યાંથી ઉઠ્યો. ક્રોધથી તેનું હૃદય ધડકવા લાગ્યું. તે પોતાના ઘરમાં પેસીને ગાઢ અંધકારથી આચ્છાદિત થયેલા એક ભાગમાં ઘરના બારણાની પાછળ ખડ્ગ સજ્જ રાખીને ઉભો. અહીં નાટક પૂર્ણ થયું, એટલે તેનો નાનો ભાઈ તથા બેન ઘેર આવ્યાં. તેમને ઘરના દ્વારમાં પેસતાં ચંડસોમે જોયા. તરત જ કોપરૂપી ગાઢ અંધકારવડે જેનું વિવેકરૂપી નેત્ર નષ્ટ થયું છે, એવા તે ચંડસોમે પરલોકનો વિચાર કર્યાવિના લોકાપવાદને પણ નહીં ગણીને તથા નીતિનો પણ ત્યાગ કરીને ખડ્ગવડે ભાઈ તથા બેનને હણ્યાં. તે બન્ને પૃથ્વીપર પડી ગયાં. પછી " તે આ મારી અપ્રિય કરનારી પ્રિયા, અને તે આ દુરાચારી પુરૂષ.

તેમનાં મસ્તકને હમણાં જ હું છેદી નાંખું છું." એમ વિચારીને ખડ્ગ ખેંચીને ચંડસોમ જેવામાં દોડવા જાય છે, તેવામાં ખડ્ગનો અગ્રભાગ બારણાને અથડાવાથી શબ્દ થયો. તે સાંભળીને તરતજ તેની ભાર્યા નંદિની જાગી ઉઠી. અને એકદમ આવીને તેને કહ્યું કે—" અરે પાપી ! આ શું કર્યું ! તારા નાના ભાઈને તથા બહેનને મારી નાંખ્યા ?" તે સાંભળીને ચંડસોમે સંભ્રમથી જોયું, તો બંધુને તથા ભગિનીને મરેલાં જોયાં, તેથી તેને ઘણો પશ્ચાત્તાપ થયો. તેણે વિચાર્યું કે—" અરે રે ! મેં કોપના આવેશથી બહુ દુષ્ટ કામ કર્યું !" ઇત્યાદિ વિલાપ કરતો તે મૂર્ચ્છાથી નેત્રો મિંચીને પૃથ્વીપર આળોટવા લાગ્યો. નંદિની પણ દીયરનું અને નણંદનું નામ લઈને અત્યંત શોકશંકુથી પીડા પામતી અનેક પ્રકારે રૂદન કરવા લાગી. ક્ષણવારમાં સાવધ થઈને ચંડસોમ—" હા ! ગુણસમૂહથી સુંદર સદાચારી બંધુ ! હા ! બહેન શ્રીસોમા ! તમારાવિના આધારવાળું પણ જગત્ મારે નિરાધાર થયું." ઇત્યાદિ ચિરકાળસુધી વિલાપ કરવા લાગ્યો. તેટલામાં—" આ અકૃત્યકારી દ્વિજનું મુખ જોવા લાયક નથી" એમ ધારી લજ્જા પામ્યો હોય તેમ દ્વિજરાજ ( ચંદ્ર ) અસ્તાચળપર્વતઉપરથી ઉતરવા તૈયાર થયો. તેના આક્રંદને ( રૂદનને ) સાંભળીને સ્ત્રીજાતિને લીધે કોમળ ચિત્તવાળી રાત્રી જાણે તારાઓના ખરવાના મીષથી અશ્રુ મૂકતી હોય, તેમ જણાવા લાગી. ત્યારપછી જાણે ક્રોધથી રક્ત થયો હોય, તેમ અંધકારરૂપ શત્રુઓનો સંહાર કરતો અને પ્રચંડ કરોને[1] મૂકતો સૂર્ય રાજાની જેમ ઉદય પામ્યો. તે વખતે ગામના જનોએ ચંડસોમને કહ્યું કે—" તું આવી રીતે વિલાપ ન કર." તે સાંભળીને પણ તે 'હા બાંધવ ! હા ભગિની !' એમ વિલાપ કરતો કરતો જ ઘરમાંથી નીકળીને સ્મશાનમાં ગયો. ત્યાં અગ્નિથી જાજ્વલ્યમાન એવી ચિતા કરીને ચંડસોમ તેમાં પ્રવેશ કરતો હતો, તેવામાં ગામના લોકો—" અરે ! આ બ્રાહ્મણને અટકાવો, અટકાવો." એમ બૂમો પાડવા લાગ્યા, એટલે બળવાન માણસોએ તેને પકડી રાખ્યો. પછી બ્રાહ્મણોએ તેને કહ્યું કે—" તું શામાટે પ્રાણનો વૃથા ત્યાગ કરે છે ? પ્રાયશ્ચિત્ત ગ્રહણ કર." તે સાંભળીને ચંડસોમ બોલ્યો કે—" હે બ્રાહ્મણો ! ત્યારે મને પ્રાયશ્ચિત્ત

૧ સૂર્ય-કરો-કિરણોને મૂકે છે, રાજા પ્રજાઉપર કર-વેરો નાંખે છે.

આપો." ત્યારે બ્રાહ્મણો બોલવા લાગ્યા. તેમાં એક બ્રાહ્મણે કહ્યું કે—"કામના રહિતપણે તેણે પાપ કર્યું છે, માટે તેનાથી જ તે શુદ્ધ થાય છે." બીજાએ કહ્યું કે—"હણનારને હણવાથી બ્રહ્મહત્યા લાગતી નથી." ત્રીજાએ કહ્યું કે—"આ દુષ્કૃત (પાપ)માં ક્રોધજ અપરાધી છે." ચોથાએ કહ્યું—"બ્રાહ્મણોને પાપનું નિવેદન કરવાથી જ તે શુદ્ધ થાય છે." પાંચમાએ કહ્યું—"અજ્ઞાનથી પાપ કર્યું હોય, તેનો દોષ જ નથી." છઠ્ઠાએ કહ્યું—"તારી શુદ્ધિને માટે બ્રાહ્મણોને તારૂં સર્વસ્વ આપી દે, અને પછી દાઢી મૂછ મુંડાવીને પાત્ર હાથમાં રાખી ભિક્ષા માગતો માગતો ગંગાનદી જા." આપ્રમાણે તેમનાં પરસ્પર વિરૂદ્ધ વચનો સાંભળીને આ ચંડસોમ મને ચાર જ્ઞાનવાળા માનીને તે સર્વનો ત્યાગ કરી મારીપાસે આવ્યો છે. તો આ બાબત સૌ વિચાર કરો કે—તીર્થસ્નાનથી શી રીતે શુદ્ધિ થાય ? જળથી તો શરીરનો મેલ જાય છે, પણ આત્માને લાગેલું પાપ જતું નથી. જો કદાચ સ્નાનથી અથવા સ્મરણથી ગંગાનદી પાપનું હરણ કરતી હોય, તો જળમાં રહેલા જંતુઓને કદાપિ પાપ લાગશે નહીં. અને જો કદાચ માત્ર સ્મરણ કરવાથી જ આ જગત્ પવિત્ર થતું હોય, તો પછી જળવડે આત્માની શુદ્ધિ કરવાનો વિચાર કરવો તે વૃથા મોહજ છે. આવાં વાક્યો મહાત્માઓના વિચારને સહન કરતાં નથી. (મહાત્માઓ તેને યોગ્ય ગણતા નથી.) મૂઢ જનોએ તેવાં વાક્યોને અત્યન્ત પ્રસિદ્ધિ પમાડેલાં છે પરન્તુ રાગદ્વેષથી રહિત એવા સર્વજ્ઞે જે કહેલું છે તે જો મનની શુદ્ધિપૂર્વક કર્યું હોય, તો જ તે પાપનું પ્રક્ષાલન કરવામાં સમર્થ થાય છે."

આપ્રમાણે ચંડસોમ પોતાનું વૃત્તાંત સાંભળીને મુનિને પ્રણામ કરી હાથ જોડીને બોલ્યો કે—"હે પ્રભુ! તમે જે કહ્યું તે સત્ય છે. માટે જો હું શુદ્ધિને આપનારા સર્વજ્ઞના વાક્યને યોગ્ય હઉં, અથવા પાત્ર હઉં, તો મને દીક્ષા આપો." તેણે આપ્રમાણે કહ્યું એટલે મુનિરાજે તેને યોગ્ય જાણીને દીક્ષા આપી.

**॥ इति कोपे चंडसोमकथा ॥**

ફરીથી શ્રીધર્મનંદન ગુરૂ બોલ્યા કે—"હે પુરંદરદત્ત રાજા! માનરૂપી દુર્દાન્ત હાથી ધર્મરૂપી ઉદ્યાનને ભાંગી નાંખે છે, માટે તેના

રક્ષણને સારૂ આત્મશક્તિ પ્રગટ કરીને યત્ન કરવો જોઈએ. ક્રોધનો ત્યાગ કર્યા છતાં પણ માણસ જ્યારે સંસારમાં માનરહિત થાય છે, ત્યારે જ તેને કલ્યાણ ( મોક્ષ )ની લક્ષ્મી પ્રાપ્ત થાય છે. જે માણસ પોતાના આત્માનું હિત ઇચ્છતો હોય, તેણે હંમેશાં માનરૂપી પર્વતને મૃદુતારૂપી વજ્રની ધારવડે ભેદી નાંખવો. **પદ્મોચ્છેદનમાં**[1] લાલસુ એવો અહંકાર નદીનું પૂર જેમ બે કાંઠાને ભાંગી નાંખે છે, તેમ પુરૂષના બે કુળને[2] ભાંગી નાંખે છે ( નાશ કરે છે. ) દર્પરૂપી સર્પથી ડસાયેલા માણસની બુદ્ધિ ચૈતન્યરહિત થાય છે, તેથી પાસે રહેલા ગુરૂજનોને પણ તે નમન કરતો નથી. માનથી જેનાં લોચન અંધ થયાં છે, એવો પ્રાણી સારા માર્ગને જોઈ શકતો નથી, તેથી તે સંસારરૂપી કૂવામાં પડે છે, તે યોગ્ય છે. હે રાજા ! માનરૂપી મહા ગજેન્દ્રને વશ થયેલો પ્રાણી આ પુરૂષની જેમ મૃત્યુ પામતા એવા પોતાના પિતાની, માતાની અને સ્ત્રીની પણ ઉપેક્ષા કરે છે.” તે સાંભળીને રાજાએ કહ્યું કે—“હે ભગવાન્ ! અનેક જનોથી વ્યાપ્ત થયેલી આ સભામાં ‘તે જ આ પુરૂષ’ એમ અમે શી રીતે ઓળખી શકીયે ?” ત્યારે ભગવાન્ બોલ્યા કે—“જે આ મારી ડાબા હાથની જમણી બાજુએ રહ્યો છે, તેને જુઓ ! તેણે બન્ને ભ્રુકુટી ઉંચી ચઢાવી છે, તેનું વક્ષઃસ્થળ વિશાળ છે, ગર્વના ભારથી તેની દૃષ્ટિ મીંચાયેલી છે, તેનું શરીર તપાવેલા સુવર્ણ જેવું લાલ થઈ ગયેલું છે, અને તેનાં નેત્રો કાંઈક રક્ત છે. આવા સ્વરૂપથી જાણે તે મૂર્તિમાન માન હોય તેવો જણાય છે. તે અહીં આવેલો છે. તેણે અતુલ માનથી મૂઢ થયેલા ચિત્તવડે જે કામ કર્યું છે, તે સાંભળો.—

## માન ઉપર માનભટની કથા.

અવંતિ દેશમાં લક્ષ્મીથી મોટી, દેવની સભા જેવી વિશાળ અને સારા શાલ ( ગઢ )થી શોભિત **વિશાલા** નામની નગરી છે. તે નગરીમાં સુલભ એવું અમૃત સમાન સિપ્રા નદીનું પાણી પીને ત્યાંના લોકો અમૃતનું પાન કરનારા દેવોની પણ પ્રશંસા કરતા નથી. તે નગરીમાં

---

૧ અહંકાર પદ્મા—લક્ષ્મીનું ઉચ્છેદન કરવામાં લાલસુ છે, નદીનું પૂર પદ્મ—કમળને ઉચ્છેદન કરે છે. ૨ પિતા તથા માતાના બે કુળને.

આકાશને ચુંબન કરનારી હવેલીઓની ચંદ્રશાળા ( અગાશી )માં રહેલી સ્ત્રીઓ જાણે કે તે નગરીની શોભા જોવાને આવેલી દેવાંગનાઓ હોય તેવી શોભતી હતી. ધનિક લોકોનાં હર્મ્યને વિષે તથા પંડિતોના ગૃહોને વિષે ગમન આગમન કરતી લક્ષ્મી અને સરસ્વતીને પરસ્પર પ્રીતિ વૃદ્ધિ પામતી હતી. તે નગરીના ઈશાન ખૂણામાં એક યોજન દૂર **કૂપપંડ્** નામે ગામ છે. તે ગામમાં એક પૂર્વના રાજવંશમાં ઉત્પન્ન થયેલો **ક્ષત્રભટ** નામે ભાગ્યહીન વૃદ્ધ ઠાકોર રહેતો હતો. તેને પોતાના જીવિત કરતાં પણ અધિક પ્રિય એવો **વીરભટ** નામે એક જ પુત્ર હતો. એકદા તે પુત્રને લઈને તે ક્ષત્રભટ ઉજ્જયિની નગરીમાં **પ્રદ્યોતન**-રાજાની સેવા કરવા ગયો. પ્રદ્યોતનરાજાએ તેને તે જ કૂપપંડ્ ગામ આપ્યું. કેટલેક કાળે સમીપના શત્રુઓસાથે વારંવાર લડાઈ થવાથી તે ક્ષત્રભટના અવયવો શિથિલ થઈ ગયાં, તથા વૃદ્ધાવસ્થાની જીર્ણતાથી ચાલવામાં પણ તે શક્તિમાન રહ્યો નહીં. તેથી વીરભટ પુત્રને રાજાને સોંપીને પોતે ઘેર જ રહ્યો. તે વીરભટને **શાંતિભટ** નામનો પુત્ર થયો. તે પુત્ર અનુક્રમે વૃદ્ધિ પામીને રાજાની સેવા ( નોકરી ) કરવા લાગ્યો. તે શાંતિભટ સ્વભાવે સ્તબ્ધ, અભિમાની અને યુવાવસ્થાથીજ ગર્વિષ્ઠ હોવાથી પ્રદ્યોતનરાજાએ તથા રાજપુત્રોએ તેનું શાંતિભટ નામ બદલીને **માનભટ** નામ પાડ્યું હતું. હે પુરંદરદત્તરાજા ! તેજ આ માનભટ એક દિવસે પ્રદ્યોતનરાજાની સભામાં સર્વ સભાસદો પોતપોતાના સ્થાને બેઠા હતા, તે વખતે ગયો. પોતાના સ્વામીને તથા શ્રેષ્ઠ એવા મંત્રિવર્ગને નમસ્કાર કરીને તે પોતાને સ્થાને બેસવા ગયો, તો પોતાના આસનપર એક **પુલિંદ** નામના રાજપુત્રને બેઠેલો જોઈને તેણે કહ્યું કે—" હે પુલિંદ ! આ મારૂં બેસવાનું સ્થાન છે, માટે તું ઉઠ." પુલિંદે કહ્યું—" હું અજાણતાં જ અહીં બેઠો છું, તેથી મારો અપરાધ માફ કર, ફરીથી નહીં બેસું." તે સાંભળીને બીજા સભાસદોએ માનભટને ઉશ્કેર્યો કે—" તારા માનભટને સ્થાને પુલિંદ બેઠો. સર્વે માની પુરૂષો તૃણની જેમ જીવિત તથા ધનનો ત્યાગ કરે છે, પણ કદાપિ માનનો ત્યાગ કરતા નથી. કેમ કે માન જ મોટું ધન છે. દ્રવ્ય તો આકડાના રૂની જેવું હલકું છે, અને માન તો મંદરાચળની જેવું ભારે છે, તેથી માનવાળા પુરૂષો કદાચ દ્રવ્યનો ત્યાગ કરે, પણ

માનનો કદાપિ ત્યાગ કરતા નથી." આ પ્રમાણે લોકોનાં વચન સાંભળીને ક્રોધથી ધમધમાયમાન હૃદયવાળા નિર્દય માનભટે અનાર્યજનની જેમ કાર્યાકાર્યનો વિચાર કર્યા વિના પોતાના મૃત્યુની પણ દરકાર રાખ્યા વિના કટારીથી પુલિંદને વક્ષઃસ્થળમાં પ્રહાર કર્યો, તેથી તે પૃથ્વીપર પડી ગયો. પછી તે માનભટ સભામાંથી બહાર નીકળી ગયો. તેની પાછળ પુલિંદના પક્ષવાળા રાજપુત્રો દોડ્યા, પરન્તુ અતિ વેગવાળી ગતિથી માનભટ પોતાને ગામ આવી પહોંચ્યો, અને અપરાધમાં આવેલા સર્પની જેમ પોતાના ઘરમાં પેસી જઈને તેણે પોતાના પિતાનીપાસે સર્વ વૃત્તાંત કહ્યું. તે સાંભળીને તેના પિતામહે કહ્યું કે—" હે પુત્ર! જે કર્યું, તે કર્યું, પણ હવે પરદેશ જવું, અથવા તેની પાછળ અગ્નિપ્રવેશ કરવો યોગ્ય છે. તેમાં તેની પાછળ અગ્નિપ્રવેશ કરવો તે ઘટતો નથી, માટે વિદેશગમન કરવું જ યોગ્ય છે, નહીં તો જીવિતની હાની છે. માટે હે પુત્ર! ત્વરાથી વાહન સજ્જ કર, તેમાં સર્વ ઘરની સારાસાર વસ્તુઓ નાંખીને રેવાનદીતરફ ચાલો." એમ કહીને તે-પ્રમાણે તૈયારી કરી ક્ષત્રભટ તથા વીરભટ તો ચાલ્યા પરન્તુ માનભટ પાછો ફર્યો. તેને પિતાએ ઘણો વાર્યો તોપણ તે પરાક્રમના અભિમાનથી કેટલાએક પોતાના પુરૂષોનેસાથે રાખીને ત્યાંજ રહ્યો. કહ્યું છે કે:—

**द्विधापि लाभः संग्रामे, शूरो मृतिमवैति चेत्।**
**स्वर्गशर्माथवा जीवेत्ततः श्रेयः श्रियःपदम्॥ १ ॥**

**ભાવાર્થ:**—" શૂરવીરને સંગ્રામ કરવામાં બન્ને પ્રકારે લાભ છે. જો કદાચ તે મરણ પામે, તો સ્વર્ગનું સુખ મળે અને જીવે તો કલ્યાણકારી લક્ષ્મીનું સ્થાન પામે."

એપ્રમાણે તે માનભટ પાછો વળીને વિચાર કરે છે તેવામાં ત્યાં પુલિંદનું સૈન્ય આવી પહોંચ્યું એટલે તે બન્નેનું યુદ્ધ ચાલ્યું. તેમાં માનરૂપી અશ્વપર આરૂઢ થયેલા માનભટે ખડ્ગરત્ન ખેંચીને તેના સર્વ સૈન્યને ભાંગી નાંખ્યું. માનભટ પણ ઘણા પ્રહારોથી પીડા પામ્યો. તેનું પરાક્રમ મંદ થઈ ગયું, તેથી તે પોતાના પુરૂષોને લઈને પિતાને માર્ગે ચાલ્યો, અને રસ્તામાં જ તેમને મળ્યો. પછી તેઓ ચાલતા ચાલતા અનુક્રમે નર્મદા નદીનીસમીપે આવીને એક ગામમાં ગુપ્તરીતે રહ્યા.

ત્યાં કેટલેક દિવસે માનભટના વ્રણ રૂઝાયા અને તે સાજો થયો. ત્યાં રહીને તેમણે કેટલોક કાળ નિર્ગમન કર્યો.

એકદા ત્યાં વનભૂમિમાં વસંતઋતુની લક્ષ્મી ( શોભા ) અવતરી. તેના સંગથી સર્વ વૃક્ષો નવાંકુરની લક્ષ્મીવાળા થયા. અશોકવૃક્ષો વિયોગી સ્ત્રીઓને જાણે તેના પાદતલના ઘાતનું મનમાં સ્મરણ કરીનેજ હોય, તેમ શોકવાળી કરવા લાગ્યા. કામદેવ પણ તે ઋતુના સંગથી વિયોગી પુરૂષોને હણવા લાગ્યો, કેમકે તે કામદેવનું મિત્રસૈન્ય પુષ્પની લક્ષ્મીવડે ઘણું મોટું થયું હતું. મદ્યના ગંડૂષ ( કોગળા ) નાંખવાથી જાણે અત્યન્ત રોષ પામ્યો હોય, તેમ કેસરવૃક્ષ કેસરની લક્ષ્મીવડે વિરહી સ્ત્રીઓને હણવા લાગ્યો. પત્રોવડે સમૃદ્ધિમાન એવા પલાશના વૃક્ષો જાણે શત્રુરૂપ વિયોગી સ્ત્રીઓના પ્રાણનો નાશ કરવામાટે પલાશો ( રાક્ષસો ) જ હોય નહીં તેમ શોભવા લાગ્યા. આશોપાલવના વૃક્ષોની શાખાઓ નવપલ્લવના હાલવાવડે કરીને જાણે વસંતઋતુને વસ્ત્રથી ઉતારણું કરતી હોય, તેમ શોભવા લાગી. આવા વસંતસમયે તે માનભટ ગામના યુવાન પુરૂષોસાથે હીંચકા ખાવા ગયો. ત્યાં ગામના લોકોએ કહ્યું કે—" જે જેના હૃદયમાં પ્રિય હોય, તેનું તેણે નામ લેવું." તે વચન સર્વ લોકોએ અંગીકાર કર્યું. પછી પોતપોતાની પ્રિયાઓની પાસે તરૂણ પુરૂષો ગીત ગાવા લાગ્યા. અને કોઈ તરૂણે પોતાની **ગૌરાંગી** નામની સ્ત્રીનું નામ લીધું, એવી જ રીતે કોઈએ **શ્યામાંગી**, કોઈએ **તન્વંગી** અને કોઈએ **નીલોત્પલાક્ષી** એમ પોતપોતાની સ્ત્રીઓનાં નામ લીધાં. પછી માનભટનો વારો આવ્યો, ત્યારે તે હીંચકાપર ચડીને પોતાની સ્ત્રી **ગૌરાંગી** હતી, તોપણ **શ્યામાંગી** નામે ઉચ્ચાર કરીને કહ્યું. તેથી શ્યામાનું નામ લીધેલું સાંભળીને તેની સ્ત્રી ગૌરાંગી અત્યન્ત કોપ પામી, ત્યારે બીજી યુવતીઓએ તેની મશ્કરી કરી કે—" હે સખી ! તારાં રૂપ અને સૌભાગ્યની રચના સારી નથી, તેથી તારો પતિ બીજી શ્યામાંગી નામની પ્રિયાનું નામ લે છે." એ સાંભળીને તે સૌભાગ્યવાળી ગૌરાંગીના હૃદયમાં શલ્ય પેઠું હોય, તેમ તે વિચાર કરવા લાગી કે—" અહો ! મારા પતિએ મારી સખીઓનીસમક્ષ પણ મારા માનનું રક્ષણ કર્યું નહીં. અહો ! તે કેવો દાક્ષિણ્યતાથી રહિત છે ? કેવો નિર્લજ્જ અને પ્રેમરહિત છે ?

તેણે ઉલટું નામ લઈને મને ઘણું દુઃખ પમાડ્યું છે. મારી સૌભાગ્યલક્ષ્મીનું અપમાન કરવાથી મારે હવે જીવવું જ યોગ્ય નથી." એમ વિચારતી તે ગૌરાંગી સ્ત્રીઓના સમૂહમાંથી નીકળવાને ઉપાય શોધતી હતી, પણ તેમની દૃષ્ટિને છેતરવાનો તેને લાગ મળતો નહોતો. તેવામાં તે ગૌરાંગીનું દુઃખ જોઈ ન શકવાથી જ હોય નહીં તેમ સૂર્ય અન્યદ્વીપમાં ગયો (અસ્ત પામ્યો). ભમરાઓ કમળનો ત્યાગ કરીને કુમુદના સમૂહમાં ગયા. કેમ કે પ્રાયેકરીને **મધુપને**[1] એક સ્થાને પ્રીતિ હોતીજ નથી. દિવસનો અંત થવાથી વિશ્વનો પ્રકાશ કરનાર ખગ (સૂર્ય) અસ્ત પામ્યો, તેથી તેના સૌહાર્દથી દુઃખ પામ્યા હોય, તેમ ખગો (પક્ષીઓ) આક્રોશ કરવા લાગ્યા. અંધકારના સમૂહથી આખું વિશ્વ એવું વ્યાપ્ત થયું કે જેથી લોકો પોતાના હાથને પણ જોઈ શકતા નહોતા. એક ક્ષણવારમાં સર્વ દિશાઓ પણ અંધકારવડે ગ્રસિત થઈ. "સ્વામીવિનાનો કયો જન શત્રુથી પીડા ન પામે." અંધકારનું રાજ્ય થવાથી તે વખતે સમગ્ર ભૂતળ પણ અંધકારમય થઈ ગયું, પરન્તુ તે યોગ્ય છે. કેમ કે "**यथा राजा तथा प्रजा**—જેવો રાજા હોય તેવી પ્રજા પણ થાય છે." અંધકારવડે એકરૂપ કરેલા જગત્માં તે વખતે જળ કે સ્થળ, ઉંચું કે નીચું, અને સમ કે વિષમ કાંઈ પણ દેખાતું નહોતું. આવા સમયે તે ગૌરાંગી સ્ત્રીસમૂહમાંથી જેમ તેમ નીકળીને મરણનો ઉપાય વિચારતી ઘેર ગઈ. ત્યાં તેની સાસુએ તેને પૂછ્યું કે—"હે પુત્રી! તારો પતિ ક્યાં છે?" તે બોલી—"આ આવે, મારીજ પાછળ લાગ્યા છે." એમ બબડતી તે સ્ત્રી પોતાના શયનગૃહમાં પેઠી. પછી અત્યન્ત મોટા અને દુઃસહ એવા ઉલટા નામ ગ્રહણરૂપ વજ્રના પ્રહારથી દલિત થયેલી તે બોલી કે—"હે નીતિને પાલન કરનારા લોકપાળો! તમે સાંભળો. મેં મારા ચિત્તમાં મારા પતિવિના બીજાના નામનું પણ કદાપિ ચિંતન કર્યું નથી, તોપણ તે મારા પ્રાણપ્રિયે સખીઓની મધ્યે જે મારૂં અપમાન કર્યું છે, તે તેણે સારૂં કર્યું નથી." એમ બોલીને અતિ કોપ પામેલી તેણીએ તૃણની જેમ પ્રાણનો ત્યાગ કરવા માટે પોતાના કંઠમાં ફાંસો નાંખ્યો.

અહીં ઉદ્યાનમાં તે માનભટે પોતાની પ્રિયાને સ્ત્રીસમૂહમાં જોઈ

---

૧ મધુ-મધને પીનારા ભમરા, મધુ-મદિરાને પીનારા મનુષ્યો.

નહીં, તેથી તેને કાંઈક શંકા ઉત્પન્ન થઈ, એટલે તે તરત જ પોતાને ઘેર આવ્યો. તેણે પોતાની માને પૂછયું કે—"તમારી વહુ ઘેર આવી છે કે નહીં?" માએ કહ્યું કે—"અહીં આવીને તરત તે વાસગૃહમાં ગઈ છે." તે સાંભળીને માનભટે વાસગૃહમાં આવી તરત જ તેનો પાશ તોડી નાંખ્યો. પછી તેને જળનું સિંચન કર્યું, તેથી તે ક્ષણવારમાં સ્વસ્થ ચિત્તવાળી થઈ. ત્યારે માનભટે કહ્યું કે—"હે પ્રિયા! તારો કોણે અને શું અપરાધ કર્યો છે? તું કેમ કોપ પામી છે? શામાટે આમ કારણવિના પોતાના તથા મારા પણ જીવિતને સંશયરૂપી દોલા (હીંચકા)માં આરોપણ કર્યું?" તે સાંભળીને ગૌરાંગી પતિપ્રત્યે બોલી કે—"જ્યાં તે સૌભાગ્યવાળી અને કમળના પત્રસમાન દીર્ઘ લોચનવાળી શ્યામાંગી રહેતી હોય ત્યાં તમે પણ જાઓ." માનભટે કહ્યું—"હે પ્રિયા! હું આ વૃત્તાંતથી સર્વથા અજ્ઞાત છું. શ્યામાંગી કોણ? કોણે અને ક્યારે તેને જોઈ? તારીપાસે કોણે વાત કરી? તે સર્વ મને કહે." તે સાંભળીને ક્રોધાગ્નિથી બળતી તે બોલી—"અત્યારે અજાણ્યા થાઓ છો. જ્યારે તમે હીંચકાપર ચડ્યા હતા, ત્યારે સર્વ સખીઓનીપાસે તમે તે શ્યામાંગીનું નામ લીધું હતું, તે તો કેમ ભૂલી ગયા કે?" એમ કહીને મહા પવિત્ર અરણ્યમાં રહેલા મુનિની જેમ તે મૌન ધારણ કરીને રહી. માનભટે વિચાર્યું કે—"આ તો વિનાકારણે કોપ પર્વતપર ચડી." પછી તેણે વારંવાર સમજાવ્યા છતાં પણ તે કાંઈ જ બોલી નહીં, કેવળ અતુલ માનનો જ આશ્રય કરીને રહી. ત્યારે માનભટે વિચાર્યું કે—"આનું ચિત્ત ક્રોધથી પુષ્ટ થયું છે, તેથી તેના અનુનયમાટે તેના પગે પડવું જ હિતકારક છે." એમ વિચારીને તેણે તેપ્રમાણે કર્યું, પરન્તુ તેથી તો ઘણું ઘી નાંખવાથી અગ્નિની જ્વાળાની જેમ તે ઉલટી અધિક ક્રોધયુક્ત થઈ; પણ ચિત્તમાં શાન્તરસનું પોષણ કર્યું નહીં. છેવટ માનભટે વિચાર્યું કે—"આ મૃગાક્ષી અનુનય કર્યા છતાં પણ પ્રસન્ન થતી નથી, તે યુક્ત છે. કેમ કે સ્ત્રીઓ પ્રાયે એવી જ હોય છે. જો માર્ગમાં દુસ્તર એવી સ્ત્રીરૂપ નદી ન હોય તો મોક્ષાભિલાષી પુરૂષોને મોક્ષની લક્ષ્મી સમીપ જ છે. કામી પુરૂષો કામદેવના તાપના નાશનેમાટે સ્ત્રીઓનું સેવન કરે છે, પરન્તુ તે સ્ત્રીઓ તો ઉલટું મહા સંતાપનું સ્થાન થઈ પડે છે. સ્ત્રીઓ

વિદ્યુત્‌નીપેઠે ચંચળ પ્રકૃતિવાળી હોય છે, સંધ્યાનીપેઠે જોતાં જોતાંમાંજ તેનો રાગ[1] નાશ પામે છે અને નદીની પેઠે તે અતિ નીચગા[2] હોય છે. મોટા હિમની જેવી સ્ત્રી મોટા પુરૂષોના મનમાં રહેલા વિવેકરૂપી કમળને હણે છે, તેવી સ્ત્રીને કયો બુદ્ધિમાન પુરૂષ ઈચ્છે ? વિવેકરૂપી પર્વતપર આરૂઢ થયેલા પ્રૌઢ ગુણવાળાને પણ આ સ્ત્રી માત્ર જોવાથી જ ક્રીડામાત્રમાં નીચે પાડે છે. સ્ત્રી કોઈ અલૌકિક શસ્ત્રધારી હોય તેવી જણાય છે, કેમ કે તે પ્રાણીઓના બાહ્ય તથા અભ્યન્તર અન્ને પ્રાણોને ગ્રહણ કરે છે." આપ્રમાણે ચિરકાળસુધી વિચાર કરીને માનભટ વાસગૃહમાંથી બહાર નીકળ્યો. તેની માંએ પૂછ્યું કે— "હે વત્સ ! કહે, આ શું છે ?" તેને જવાબ આપ્યાવિનાજ માનભટ ઘરબહાર નીકળ્યો. ત્યારપછી ગૌરાંગીએ વિચાર્યું કે—"અહો ! મારૂં હૃદય વજ્રના જેવું કઠણ છે, કે જેથી સ્વામી પોતે મારા પગમાં પડ્યા, તોપણ હું પ્રસન્ન થઈ નહીં, તે મેં ઠીક કર્યું નહીં. વારંવાર પગમાં પડીને પણ મને પ્રસન્ન થયેલી જોઈ નહીં, તેથી વિલક્ષતાને પામેલા મારા પ્રાણનાથ ક્યાં ગયા ? તે બરાબર સમજાતું નથી. માટે તેની પાછળ જાઉં." એમ વિચારીને તે ગૌરાંગી વાસભુવનમાંથી બહાર નીકળી. તેની સાસુએ તેને પૂછ્યું કે—"હે પુત્રી ! ક્યાં ચાલી ?" ત્યારે તે—"હે માતા ! તમારા પુત્ર કયાંક જતા રહ્યા." એમ બોલતી તે ઉતાવળી દોડી, તેની પાછળ તેની સાસુ પણ એકદમ દોડી. એટલે માનભટના પિતા વીરભટે વિચાર્યું કે—"આખું કુટુંબ આજે ક્યાં ચાલ્યું ?" એમ વિચારીને તે વીરભટ પણ તેમના માર્ગે ચાલ્યો. આગળ ગાઢ અંધકારથી આચ્છાદિત થયેલા કૂવાતરફના માર્ગઉપર જતાં માનભટને તેની સ્ત્રીએ જેમ તેમ ઓળખ્યો. તે ચાલતાં ચાલતાં ઘણા વૃક્ષોની હજારો શાખાવડે જ્યાં ગાઢ અંધકાર થયો હતો, એવા એક કૂવાને કાંઠે આવ્યો. ત્યાં તેણે પાછળ આવતી પોતાની સ્ત્રીને ઓળખી. તેને આવતી જોઈને તેણે વિચાર કર્યો કે— "હું આની પરીક્ષા કરૂં." એમ વિચારીને માનભટે તે કૂવામાં એક મોટી શિલા નાંખી. તે શિલાના પડવાથી ઉત્પન્ન થયેલા શબ્દને

---

૧ રાગ–રંગ, પ્રીતિ. ૨ નદી નીચા સ્થાનમાં ગતિ કરે છે, સ્ત્રી નીચ પુરૂષપાસે જાય છે.

સાંભળીને "મારા પતિ કૂવામાં પડ્યા" એમ ધારીને દુઃખી થયેલી તે સ્ત્રીએ તત્કાળ પોતાનો દેહ કૂવામાં પડતો મૂક્યો. તેની પાછળ તેની સાસુએ પણ તે દુઃખથી દુઃખિત થઈને પોતાનો દેહ કૂવામાં નાંખ્યો અને તેની પાછળ આવતો તેનો સાસરો પણ તે મોટા દુઃખથી પડ્યો. તે ત્રણેને નાશ પામેલા જોઈને માનભટે મનમાં વિચાર્યું કે—"હવે મારે શું કરવું? આ દુઃખથી હું પણ મારા આત્માને કૂવામાં નાખું કે નહીં?" એમ વિચારીને હે પુરંદરદત્ત રાજા! તે માનભટ સમયે પ્રાપ્ત થયેલી તેમની [1]નિવાપાંજલિ ક્રિયા કરીને અત્યન્ત વૈરાગ્ય પામી દેશાંતરોમાં પરિભ્રમણ કરવા લાગ્યો. લોકોએ બતાવેલા ભૃગુપાત, ગંગાસ્નાન વિગેરેનું આચરણ કરવા લાગ્યો. અને છેવટ સ્ત્રી, માતા અને પિતાના વધથી ઉત્પન્ન થયેલા અત્યન્ત પાપસમૂહની શાંતિને માટે કૌશાંબી નગરીએ આવ્યો. હે નરેશ! તે આ બિચારો અજ્ઞાન અને મૂઢ ચિત્તવાળો માનભટ લોકોની ઉક્તિવડે તીર્થો કર્યા કરે છે, પરન્તુ જો ચિત્તની શુદ્ધિ હોય તો પુરૂષ ઘરમાં રહીને પણ પાપનો ક્ષય કરે છે. તેથી સર્વ પ્રકારે મનની જ શુદ્ધિ કરવી જોઈએ. ચિત્તની શુદ્ધિવિના સુપાત્રે આપેલું વિત્ત તથા કરેલો ક્રિયાનો સમૂહ ભસ્મને વિષે ઘૃતનો હોમ કર્યાની જેમ નિષ્ફળ છે."

આપ્રમાણે ગુરૂનાં વાક્યો સાંભળીને તે માનભટે માનનો ત્યાગ કરીને ભગવાન ધર્મનંદન ગુરૂના ચરણકમળનો આશ્રય કર્યો, અને પ્રતિબોધ પામેલા તેણે પ્રવ્રજ્યા માગી. એટલે સૂરિએ કહ્યું કે—"હે વત્સ! નિરન્તર અતિચારરહિત ચારિત્રનું પાલન કરવું અતિ દુષ્કર છે. કેમ કે તેમાં કેશનો લોચ કરવો પડે છે, નિરન્તર પ્રાણાતિપાતવિરમણ વિગેરે વ્રતોને અતિચારરહિત ધારણ કરવાં પડે છે, અઢાર હજાર શીલાંગના ભારને વહન કરવો પડે છે, રસવિનાનું વિરસ થયેલું અને લૂખું ભિક્ષા માગીને લાવેલું અન્ન જમવું પડે છે, પ્રાસુક, એષણીય અને સ્વાદવિનાના જળનું પાન કરવું પડે છે, ભૂમિપર સૂવું પડે છે, અને દુઃસહ એવા પરીસહો તથા ઉપસર્ગોના સમૂહ પ્રાપ્ત થાય તોપણ કિંચિત્ માત્ર શિથિલતા કરી શકાતી નથી. લોઢાના ચણા ચાવવા

---

૧ મરેલાની પાછળ થતી ક્રિયા.

સહેલા છે, પણ જિનેશ્વરકથિત વ્રતોનું પાલન કરવું સહેલું નથી." આ પ્રમાણે માનરૂપી મહા વિષમ વિષના આવેશને દલન કરવામાં સમર્થ એવું શ્રીધર્મનંદન ગુરૂના ઉપદેશવચનરૂપ અમૃતનું કંઠસુધી પાન કરીને માનભટે પ્રવ્રજ્યા ગ્રહણ કરી.

## ॥ इति माने मानभटकथानकम् ॥

ફરીથી ગુરૂ બોલ્યા કે—"હે ભવ્ય પ્રાણીઓ! જો તમે આત્માના કલ્યાણને ઇચ્છતા હો, તો આર્જવ ( સરળતા )રૂપ પરશુવડે માયારૂપી લતાને છેદી નાખવી જોઈએ. હે વિદ્વાનો! જો માયારૂપી નદીના મોટા પૂરને તરવા ઇચ્છતા હો, તો યત્નવડે આર્જવરૂપી વહાણને જલદી તૈયાર કરો. માયાને જગતના જંતુઓને ભયંકર એવી રાક્ષસી જાણવી. તેને સરળ ચિત્તના સદ્‌ભાવરૂપી સ્ફુરણાયમાન મહામંત્રના પ્રભાવથી વશ કરવી. આ જગતમાં અસત્યની ખાણરૂપ માયાને જે પુરૂષે અંગિકાર કરી તેની દુર્ગતિ થાય છે અને જેણે અંગિકાર ન કરી તેને કલ્યાણલક્ષ્મી આધીન રહે છે. માયા એ દુર્નયરૂપી રાજાને ક્રીડા કરવાની શ્રેષ્ઠ ભૂમિ છે, સમગ્ર દુઃખોને ઉત્પન્ન કરનારી છે અને પાપરૂપી વૃક્ષોનું તે વન છે. માટે હે પુરંદરદત્ત રાજા! માયા કરનારો માણસ આ પુરૂષની જેમ યશ, ધન અને મિત્રવર્ગનો નાશ કરે છે, તથા પોતાના જીવિતને પણ સંશયરૂપ તુલા ( ત્રાજવા )માં આરોપણ કરે છે." રાજાએ કહ્યું કે—"હે ભગવાન્! તે પુરૂષ કયો? અને તેણે શું કર્યું? તે અમે જાણતા નથી." ગુરૂ બોલ્યા કે—"જે આ તારી સન્મુખ અને મારી પાછળ શરીરના ભાગનો સંકોચ કરીને રહેલો શરીરે શ્યામ કાંતિવાળો અતિ પાપી દેખાય છે, તે માયાવી છે. તે માયાવીએ પૂર્વે જે કર્યું છે, તે સાંભળો.

## માયાઉપર માયાદિત્યની કથા.

જંબૂદ્વીપ નામના દ્વીપને વિષે ભરતનામના ક્ષેત્રમાં કાશી નામે દેશ છે, તેમાં વારાણસી નામે શ્રેષ્ઠ પુરી છે. તે નગરીમાં મેહેલોની સ્ફટિકમય ભિંતોમાં મૃગાક્ષી સ્ત્રીઓ જ્યાં જુએ છે ત્યાં પોતાનેજ અહર્નિશ દેખ્યા કરે છે. તે નગરીમાં સર્વ ઐશ્વર્યથી શોભતા એવા ત્યાગીઓ ( દાતારો )ને જ દુઃખ હતું, કેમ કે ત્યાં યાચના કરવામાટે

યાચકો કોઈ વખત પણ મળી શકતા નહીં. તે નગરીમાં કામાગ્નિ ગંગાનદીના જળકણને હરણ કરનારા સંધ્યાકાળના વાયુવડે યુવાન પુરૂષોના કુતૂહલને પ્રદીપ્ત કરતો હતો. તે નગરી ચૌદ મહાસ્વપ્નોથી જેનો જન્મમહિમા સૂચવન થયો છે, જેણે શરીરની અનુપમ રમણીયતાથી ઘણા કામદેવોનો તિરસ્કાર કર્યો છે, જેણે ઉત્પન્ન થયેલા નિર્મળ કેવળજ્ઞાનવડે સમગ્ર પદાર્થનો સમૂહ અવલોકન કર્યો છે, સંસારના ઉદરરૂપ વિવરમાં સંચાર કરનારા જેણે સમગ્ર જનસમૂહને શરણ આપવામાટે ઉચ્ચારણ કરેલી શુદ્ધ ધર્મદેશનારૂપ સિંહનાદવડે સર્વ કુવાદીરૂપી મોટા હાથીઓનો પરાજય કર્યો છે, અને સુરેન્દ્ર, અસુરેન્દ્ર તથા નરેન્દ્રોએ જેના બન્ને ચરણકમળની સેવા કરી છે, એવા ત્રણ જગત્‌ને આનંદ આપનારા શ્રીવામારાણીના પુત્ર ભગવાન્ પાર્શ્વનાથ તીર્થંકરની જન્મભૂમિ છે, તે નગરીની વાયવ્યદિશામાં શાલિગ્રામ નામે ગામ છે. અગાધ કૂવાઓથી વ્યાપ્ત, વિકટ એવા વટવૃક્ષોથી સાંકડું જણાતું અને અશોકવૃક્ષની શ્રેણીથી મનોહર એવું તે ગામ કોના ચિત્તને પ્રીતિ ઉત્પન્ન કરે તેવું નહોતું? તે ગામમાં **ગંગાદિત્ય** નામે એક વણિક રહેતો હતો. તે ગામ ધનધાન્યથી સ્મૃદ્ધિમાન છતાં પણ તે એકજ દારિદ્રતાની મુદ્રાથી પરભવ પામેલો હતો, કામદેવસમાન રૂપવાન છતાં પણ તેજ એક લોકોમાં કદ્રૂપો હતો, વધારે શું કહેવું? તેજ એક દુર્ભાગી હતો, તેનું દર્શન જ સમગ્ર જનને ઉદ્વેગ પમાડનાર હતું, તથા તે જ કૃતઘ્ની, ચાડીયો અને સર્વ દુર્ગુણોનું મંદિર હતો. તે નિરંતર માયાના સ્વભાવવાળો હોવાથી લોકોએ તેનું ગંગાદિત્ય નામ દૂર કરીને **માયાદિત્ય** એવું નામ સ્થાપન કર્યું હતું. હે પુરંદરદત્ત રાજા! તેજ આ માયાદિત્ય છે.

તે ગામમાં **સ્થાણુ** નામે એક વણિકપુત્ર રહેતો હતો. તેના પૂર્વ સુકૃતસમૂહનો ક્ષય થવાથી તે ધનરહિત થયો હતો. તેને તે માયાદિત્યની સાથે પ્રીતિ બંધાણી. પણ તે સ્થાણુ સ્વભાવે સરળ, કૃતજ્ઞ, પ્રિયવાદી, દયાળુ, બીજાને નહીં છેતરનાર, નિરંતર દીનજનોનો વત્સલ અને દૂષણરહિત હતો. તે સ્થાણુને ગામના વૃદ્ધજનોએ ઘણી રીતે વાર્યાં છતાં પણ પોતે શુદ્ધ મનવાળો હોવાથી તે માયાદિત્યનું સામીપ્ય કોઈ વખત મૂકતો નહીં. કહ્યું છે કે—

**जानाति साधुर्वक्राणि, दुर्जनानां मनांसि न ।**
**आर्जवेनार्पयत्येव, स्वकीयं मानसं परम् ॥ १ ॥**

**ભાવાર્થ**—"સત્પુરૂષ દુર્જનોનાં વક્ર મનને જાણતો નથી અને સરળતાને લીધે પોતાનું શુદ્ધ મન બીજાને આપે છે."

ત્યારપછી તે સજ્જન અને દુર્જનને પંડીત અને મૂર્ખની જેમ, હંસ અને બકની જેમ તથા ભદ્રજાતિના હાથી અને બર્બરજાતિના હાથીની જેમ સ્થાણુને નિર્મળભાવથી અને માયાદિત્યને કપટભાવથી પરસ્પર પ્રીતિ વધવા લાગી. પરસ્પર વિશ્વાસ પામેલા તે બન્ને મિત્રોએ એકદા વિવિધપ્રકારના ધન ઉપાર્જન કરવાના ઉપાયોનો વિચાર કર્યો. પછી સ્વજનોની રજા લઈને, માંગલિક ઉપચારો કરીને તથા પાથેય (ભાતું) ગ્રહણ કરીને તે બંને દક્ષિણ દિશાતરફ ચાલ્યા. માર્ગમાં અનેક પર્વતો, નદીઓ, વૃક્ષો અને શ્વાપદોથી વ્યાપ્ત એવા દુર્ગમ વનનું ઉલ્લંઘન કરીને તેઓ સ્વર્ગપુર જેવા પ્રતિષ્ઠાનપુરમાં આવ્યા. ત્યાં વિવિધપ્રકારના વેપાર કરીને મહાકષ્ટથી તેમણે પાંચ પાંચ હજાર સોનામહોરો ઉપાર્જન કરી. પછી તેઓ સ્વદેશતરફ જવામાટે તૈયાર થયા. તે વખતે "આ દ્રવ્યનું ચોર ને ભિલ્લોથી રક્ષણ કરવું અતિ દુષ્કર છે" એમ વિચારીને તેમણે દશ હજાર મહોરોનાં દશ રત્નો લીધાં અને તેને જીર્ણ થયેલા વસ્ત્રને છેડે બાંધ્યાં, તથા માથાં મુંડાવીને ધાતુથી રંગેલાં વસ્ત્રો પહેરીને દૂર તીર્થયાત્રાથી આવતા યાત્રીનો વેષ ધારણ કર્યો. માર્ગમાં કોઈ સ્થાને ભિક્ષા માગતા, કોઈ સ્થાને પૈસા આપીને જમતા, અને કોઈ સ્થાને અન્નક્ષેત્રમાં જમતા. એવી રીતે ચાલતાં તેઓ કોઈ ગામ નજીક આવ્યા. ત્યાં સ્થાણુએ કહ્યું કે—"હે મિત્ર! મારૂં શરીર માર્ગના શ્રમથી ખેદ પામ્યું છે, તેથી ભિક્ષા માગવા જવાની મારી શક્તિ નથી, તો આજે આપણે સુંદર માંડા ખાઈએ." તે સાંભળીને માયાદિત્યે કહ્યું—"હે મિત્ર! તું જ ગામમાં જઈને માંડા કરાવ, કેમકે હું એ બાબતમાં નિપુણ નથી. પણ તું જલદી આવજે." સ્થાણુએ કહ્યું—"ભલે, હું જઈશ, પણ આ રત્નની ગ્રંથિનું શું કરવું?" માયાદિત્ય બોલ્યો કે—"આ નગરના વ્યવહારને કોણ જાણે છે? (આપણે અજાણ્યા હોવાથી કાંઈ જાણતા નથી.) કદાચ તું ગામમાં જાય, અને કોઈ લઈ લે માટે

મારીજપાસે ગ્રંથિ રહેવા દે." તેથી સ્થાણુ તેના હાથમાં રત્નની ગ્રંથિ આપીને ગામમાં પેઠો. પછી માયાદિત્યે વિચાર્યું કે—"કોઈ પણ ઉપાયથી આ રત્નગ્રંથિ મારી જ થાય તો મારો પરિશ્રમ કૃતાર્થ થાય." એમ વિચારીને જેને પાપબુદ્ધિ ઉત્પન્ન થઈ છે, એવા તે માયાવીએ તે રત્નગ્રંથિ જેવી જ બીજી પત્થરના કકડાની ગ્રંથિ તૈયાર કરી. તેટલામાં કંદોઈની દુકાનો બંધ હોવાથી માંડા કરાવ્યા વિનાજ સ્થાણુ પાછો આવ્યો. અને મિત્રને જોઈને બોલ્યો કે—"હે મિત્ર! કેમ આજે તારા નેત્ર ભયભ્રાંત થયા હોય તેમ જણાય છે?" માયાદિત્યે જવાબ આપ્યો કે—"તને અહીં આવતાં મેં બરાબર ઓળખ્યો નહીં, તેથી મેં 'કોઈ ચોર આવે છે.' એમ ધાર્યું, માટે હું ભયભીત થયો હતો. આ લે મારે આ રત્નગ્રંથિનું કાંઈ કામ નથી." એમ કહીને ત્યાંથી ચાલ્યો જવામાટે આકુળ ચિત્તવાળો તે માયાવી ભૂલથી સત્ય રત્નની ગ્રંથિ તેને આપીને, પોતે ખોટી રત્નની ગ્રંથિ લઈને, 'હું ભિક્ષામાટે જાઉં છું' એમ કપટથી કહીને એક રાત્રી દિવસમાં બાર યોજન દૂર નીકળી ગયો. તેટલે દૂર જઈ પેલી રત્નગ્રંથિ છોડીને જુએ છે, તો કેવળ પાષાણના જ કકડા જોયા. તે જોઈને ઠગાયા જેવો અને ચોરાયા જેવો તે થઈ ગયો. પછી સ્થાણુપાસેથી સત્ય રત્નની ગ્રંથિ લેવામાટે ફરીથી પણ કૂડકપટને ધારણ કરનારો તે ચિરકાળ-સુધી સર્વત્ર ભટક્યો. અહીં ગામની બહાર રહેલા સ્થાણુએ ઘણીવાર-સુધી તેની રાહ જોઈને પછી મિત્રની ઘણી શોધ કરી, પણ તે મળ્યો નહીં. એટલે મિત્રના ગુણનું સ્મરણ કરીને અનેક પ્રકારે વિલાપ કરતાં તેણે તે દિવસ નિર્ગમન કર્યો, રાત્રે કોઈ દેવમંદિરમાં જઈને સુઈ રહ્યો. રાત્રીને પાછલે પહોરે કોઈ ગુજરાત દેશના રહીશ મુસાફરે નીચેપ્રમાણે ગાયન કર્યું.

**धवलइव योत्रविधुरः स्वजनो नो भारकर्षणे प्रवणः ।**
**स च गोष्ठांगणभूतलविभूषणं केवलं भवति ॥ १ ॥**

**ભાવાર્થ**—જોતરથી વિશ્લેષ પામેલા ઉત્તમ આખલાની જેવો જે સ્વજન ગૃહનો ભાર વહન કરવામાં નિપુણ ન હોય, તે [1]**ગોષ્ઠના** આંગણાની પૃથ્વીનું કેવળ ભૂષણ જ થાય છે. (બીજા કશા કામનો નથી.)"

---

૧ ગોષ્ઠ–સભા, ગાયનો વાડો.

આપ્રમાણે સૂક્ત સાંભળવાથી સ્થાણુને પણ એક શ્લોક યાદ આવ્યો.

**अथ क्षितौ विपत्तौ च, दुःसहे विरहेऽपि च ।**
**येऽत्यन्तधीरता भाजस्ते नरा इतरे स्त्रियः ॥ १ ॥**

**ભાવાર્થ**—"આ પૃથ્વીઉપર જે માણસો વિપત્તિમાં તથા દુઃસહ વિરહમાં પણ અત્યંત ધૈર્યનો આશ્રય કરે છે, તેઓ જ પુરૂષો છે, અને બીજા સ્ત્રીસમાન છે."

તે રાત્રીનું અતિક્રમણ કરીને સ્થાણુએ વિચાર કર્યો કે—"જો કદાચ મારો મિત્ર મરી ગયો હશે, તો તેના કુટુંબીજનોને હું તેના પાંચે રત્નો આપી દઈશ." એપ્રમાણે વિચારતો તે પવિત્ર બુદ્ધિવાળો સ્થાણુ પોતાના નગરતરફ ચાલ્યો. માર્ગમાં જતાં તેને અનુક્રમે નર્મદા નદીનેકાંઠે વિલખા મુખવાળો અને શરીરની કાંતિરહિત એવો તે માયાદિત્ય દૃષ્ટિગોચર થયો. તે માયાદિત્ય સ્થાણુમિત્રને જોઈને તેને ગાઢ આલિંગન કરીને કપટથી પોતાનું અસત્ય વૃત્તાંત કહેવા લાગ્યો કે—"હે મિત્ર! તે દિવસે હું તારીપાસેથી નીકળીને ગામમાં ભિક્ષામાટે ગયો. ત્યાં ઘેર ઘેર અટન કરતાં હું કોઈ ધનિકના ગૃહમાં પેઠો. ત્યાં મને કોઈએ ભિક્ષા આપી નહીં. તેથી થોડોક વખત હું ત્યાં ઉભો રહ્યો. તેવામાં ક્રોધથી અન્ધ થયેલા જાણે યમના દૂત હોય, તેવા તે ધનિકના સીપાઈઓ મને ચોર કહીને વિવિધપ્રકારે માર મારતા ગૃહસ્વામીપાસે લઈ ગયા. ગૃહસ્વામીએ તેઓને કહ્યું કે—"આ ચોરને પકડ્યો તે ઠીક કર્યું. તેણે આપણું કુંડળ ચોર્યું છે, માટે તેને સર્વથા પ્રયત્નથી સાચવવો. હું રાજદ્વારમાં જાહેર કરૂં છું." તે સાંભળીને મેં વિચાર કર્યો કે—

**भुजंगगतिवद्वक्रचित्तेन विधिना नृणाम् ।**
**अन्यथा चिन्तितं कार्यमन्यथैव विधीयते ॥ १ ॥**

**ભાવાર્થ**—"સર્પની ગતિજેવા વક્રચિત્તવાળો વિધિ માણસોના અન્યથા ચિંતવેલા કાર્યને અન્યથા જ કરે છે."

ત્યારપછી અપરાધ રહિત અને વિલાપ કરતા એવા મને તે સીપાઈઓએ એક ખૂણામાં નાંખ્યો. ત્યાં હું પડ્યો રહ્યો. મધ્યાહ્નસમયે કોઈ સ્ત્રી દયાથી મારેમાટે યોગ્ય આહાર લઈને આવી. તે

સ્ત્રી મને સુંદર રૂપવાળો જોઈને મારાપર અનુરાગવાળી થઈ. તે સ્થાને કોઈ પણ હતું નહીં. તેથી મેં તેણીને પૂછ્યું કે—"હે ભદ્રે! જો તું મને સર્વ વાત સત્ય રીતે કહે, તો હું તને પૂછું." ત્યારે તે બોલી કે—"હે સુંદર! હું સર્વ સત્ય કહીશ." મેં પૂછ્યું—"મને નિરપરાધીને સીપાઈઓએ શામાટે પકડ્યો છે?" તે બોલી—"હે સુભગ! આ નવમીને દિવસે મારો પતિ દેવીને બળીદાન આપવાનો છે, માટે તે દેવીની આરાધનાના નિમિત્તે તને ચોર કહીને કપટથી પકડ્યો છે." તે સાંભળીને મને જીવિતના અંતનો અધિક ભય થયો, તેથી મેં તેણીને ફરીથી પૂછ્યું કે—"મારો જીવવાનો કોઈ પણ ઉપાય છે? હોય તો કહે." તેણીએ કહ્યું કે—"તારો જીવવાનો ઉપાય કાંઈ પણ નથી. તેમ જ હું મારા પતિની દ્રોહી થાઉં નહીં. તોપણ તારાઉપર મને ઘણો સ્નેહ ઉપજે છે, તેથી મારૂં વચન સાંભળ. નવમીને દિવસે સમગ્ર પરિવાર મારા સ્વામીનીસાથે તીર્થસ્થાને સ્નાન કરવા જશે, તે વખતે તારૂં રક્ષણ કરવામાટે એક બે જ માણસો હશે." તે સાંભળીને મને કાંઈક હીંમત આવી. પછી નવમીને દિવસે અવસર જોઈને હું તે ઘરની બહાર નીકળી ગયો. અને કોઈ પણ ન જુએ, તેમ ઠેકાણે ઠેકાણે તારી શોધ કરતો હું અહીં સરળ એવા ઘણાં [1]વાનીર વાળા નર્મદાને તીરે આવ્યો, તેવામાં તને જોયો. હે મિત્ર! તારા દુઃસહ વિરહના સમયમાં મેં આવું દુઃખ અનુભવ્યું." તે વૃત્તાંત સાંભળીને તેને સત્ય માનનારા સ્થાણુનાં નેત્ર અશ્રુજળથી આર્દ્ર થઈ ગયાં. ત્યારપછી બન્ને મિત્રો મુખ ધોઈ આહાર કરીને ત્યાંથી ચાલ્યા. માર્ગમાં ભૂલા પડવાથી દિઙ્મૂઢ થયેલા અને ભયભીત દૃષ્ટિવાળા તે બન્ને મિત્રો દુસ્તર સંસારની જેવા કોઈ અરણ્યમાં પેઠા. આપણે કયાં આવ્યા છીએ? અને અહીંથી કયાં જઈશું? તેની તેમને ખબર ન પડી. આગળ ચાલતા સ્થાણુએ કહ્યું કે—"હું ક્ષુધાથી બહુ પીડાઉં છું, માટે તું આ રત્નગ્રંથિ ગ્રહણ કર, કેમકે કદાચ મારીપાસેથી પડી જાય." એમ કહીને તેણે માયાદિત્યને તે રત્નગ્રંથિ આપી. તે લઈને માયાદિત્યે વિચાર્યું કે—"અહો! મારે જે કામ કરવાનું હતું, તે આણે જાતે જ કર્યું." પછી મધ્યાહ્નકાળ થયો. સૂર્યના કિરણો લલા-

---

૧ વાનીર–એક જાતનું નદીમાં થતું ઘાસ.

ટને તપાવવા લાગ્યાં. તેથી અત્યંત તૃષાતુર થયેલા તેઓ પાણીનેમાટે સર્વત્ર શોધ કરવા લાગ્યા, તેવામાં એક વટવૃક્ષની નીચે કૂવો જોયો. તે જોઈ દુષ્ટબુદ્ધિવાળા માયાદિત્યે વિચાર્યું કે—"આને કૂવામાં નાંખી દેવો એજ ઉત્તમ ઉપાય છે." એમ વિચારીને તેણે કહ્યું કે—"હે મિત્ર સ્થાણુ! કૂવામાં કેટલું ઉંડું જળ છે? તે જોઈને કહે, કે જેથી હું તે અનુમાને લતાના તંતુઓનું મજબૂત દોરડું બનાવું." તે સાંભળીને સરળ ચિત્તવાળો મહાનુભાવ જળનું પ્રમાણ જોવા લાગ્યો. એટલે મોહથી જેનું ચિત્ત મોહિત થયું છે, એવા તે માયાવીએ લજ્જાની અપેક્ષા રાખ્યાવિના, પ્રીતિની અવગણના કરીને, દાક્ષિણ્યતાને તજી દઈને, પરલોકનો વિચાર દૂર મુકીને અને સજ્જનના માર્ગનો પણ તિરસ્કાર કરીને જળનું પ્રમાણ જોતા સ્થાણુને કૂવામાં નાંખી દીધો. પાંદડાં અને ઘાસના સમૂહથી વ્યાપ્ત એવા તે કૂવામાં સ્થાણુ શેવાળ ઉપર પડ્યો, તેથી તેના શરીરમાં તેવાપ્રકારની અધિક બાધા થઈ નહીં. વિશ્વાસુ ચિત્તવાળા સ્થાણુએ વિચાર્યું કે—"અહો! પ્રથમ દારિદ્ર પ્રાપ્ત થયું, પછી અરણ્યમાં પરિભ્રમણ પ્રાપ્ત થયું, અને તેમાં પણ પ્રિયમિત્રનો વિયોગ થયો, તે ત્રણે બાબત દુષ્ટ દૈવે કરી. મને અહીં કયા નિર્દય ચિત્તવાળાએ નાંખ્યો. અહીં તો એક માયાદિત્ય જ સમીપે હતો, બીજું કોઈ હતું નહીં. ત્યારે શું તેણે મને કૂવામાં નાંખ્યો? ના, ના, તે વૃત્તાંત અસંભવિત છે. ખરેખર મેં દુષ્ટ વિચાર કર્યો. કદાચિત્ વાયુવડે મેરૂપર્વતનું શિખર પણ કંપાયમાન થાય, અને કદાપિ સૂર્ય પશ્ચિમમાં ઉદય પામે, પરંતુ મિત્ર તો આવું કામ કરે જ નહીં. અહો! અનલ્પ સંકલ્પ વિકલ્પો કરનારા મારા હૃદયને ધિક્કાર છે. જરૂર કોઈ પૂર્વજન્મના શત્રુ રાક્ષસે અથવા પિશાચે મને નાંખી દીધો છે." એપ્રમાણે વિચાર કરતો સ્થાણુ આવી અવસ્થામાં પણ સ્વસ્થ ચિત્તે રહ્યો. "સજ્જનોની એવી જ પ્રકૃતિ હોય છે." હવે માયાદિત્યે પણ વિચાર્યું કે—"અહો! જે કરવાનું હતું, તે કરી લીધું. હવે આ દશે રત્નોનું ફળ ભોગવું." એમ વિચારતો માયાદિત્ય વનમાંથી નીકળવા પરિભ્રમણ કરવા લાગ્યો, તેવામાં તેને ચોરના સેનાપતિએ દીઠો. તેણે તેને પકડ્યો, અને રત્નો લઈ લીધાં. પછી તે ચોરનો પતિ ફરતો ફરતો ભવિતવ્યતાનેયોગે અસાધારણ તૃષાથી

બાધા પામી તેજ વટનીચે આવ્યો. તેણે ચોરોને આજ્ઞા કરી કે—"અરે! સૈનિકો! કૂવામાંથી પાણી ખેંચો." તે સાંભળીને તે ચોરજનોએ પલાશપત્રના પડીયામાં પથરો મૂકીને લતાતંતુના દોરડાથી બાંધીને જળ ખેંચવામાટે કૂવામાં નાંખ્યો. તે કૂવાનીઅંદર રહેલા સ્થાણુએ જોઈને મોટા શબ્દથી કહ્યું કે—"કોઈએ મને દુર્દૈવના યોગથી આ કૂવામાં નાંખી દીધો છે, માટે મને પણ બહાર કાઢો." તે સાંભળીને તેઓએ સેનાપતિપાસે વિજ્ઞપ્તિ કરી કે—"કોઈએ આ કૂવામાં કોઈ માણસને નાંખ્યો છે." સેનાપતિ બોલ્યો કે—"અરે! જળ ખેંચવું બંધ કરી પ્રથમ તે જ બિચારાને બહાર કાઢો." આપ્રમાણે તેના આદેશને વશ રહેનારા તે લોકોએ તરત જ સ્થાણુને કૂવા બહાર ખેંચી લીધો. પછી સેનાપતિએ સ્થાણુને પૂછયું કે—"હે ભદ્ર! તું કયાંનો રહીશ છે? ક્યાંથી અહીં આવ્યો છે? તારૂં નામ શું? કોણે આ જીર્ણ કૂવામાં તને નાંખ્યો હતો?" ત્યારે સ્થાણુ બોલ્યો—"હે દેવ! પૂર્વ દેશથી અમે બે માણસો દક્ષિણદિશામાં ગયા હતા. ત્યાં કેટલેકકાળે અમે પાંચ પાંચ રત્નો ઉપાર્જન કરી હર્ષિત થયા સતા પોતાના દેશતરફ જતાં માર્ગમાં ભૂલા પડ્યા, તેથી આ અટવીમાં આવ્યા. અહીં તૃષાથી આતુર–તૃષાથી પીડા પામેલા અમે જળની શોધ કરવા લાગ્યા. એટલે તૃષાથી તપ્ત થયેલા અમે આ જીર્ણ કૂવો જોયો. ત્યારપછી શું થયું? તે હે દેવ! હું બરાબર જાણતો નથી. પણ મને કોઈએ આ કૂવામાં નાંખ્યો, એટલું જ જાણું છું. પરંતુ જેમ ગુરૂ પ્રાણીને સદ્ધર્મોપદેશના વચનવડે સંસારથી બહાર કાઢે, તેમ આપ કૃપાળુએ મને કૂવામાંથી બહાર કાઢ્યો છે." તે સાંભળીને સેનાપતિએ કહ્યું કે—"કેવળ તે જ દુરાચારીએ તને કૂવામાં નાંખ્યો છે." સ્થાણુએ કહ્યું—"નહીં, નહીં, શાંતં પાપં. પોતાના જીવિતથી પણ અધિક પ્રિય એવા મારાપર તે આવું ચંડાળના જેવું દુષ્ટ આચરણ કેમ કરે?" સેનાપતિએ પૂછયું—"હમણા તે ક્યાં છે?" સ્થાણુએ કહ્યું—"તે હું જાણતો નથી." તે સાંભળી સર્વ ચોરો પરસ્પર હસતું મુખ કરીને બોલ્યા કે—"આ બિચારો સદા સરળ સ્વભાવવાળો કાંઇપિણ જાણતો નથી. આનું ચિત્ત તો શુદ્ધ જ છે." પલ્લીપતિએ કહ્યું કે—"આપણે જેનીપાસેથી રત્ન ગ્રહણ કર્યાં છે, તે જ આનો મિત્ર હશે

એમ જણાય છે." ચોરો બોલ્યા—"હાજી, એ વાત સંભવે છે." પછી પલ્લીપતિએ સ્થાણુને પૂછ્યું કે—"તે તારો મિત્ર કેવો છે?" સ્થાણુ બોલ્યો—"હે દેવ! મારો મિત્ર શરીરે શ્યામ છે, તેનાં નેત્રો પીંજરાં છે, અને તેનું શરીર કૃશ છે." સેનાપતિએ કહ્યું કે—"હે ભદ્ર! તેં સંપૂર્ણ લક્ષણવાળો ઠીક મિત્ર કર્યો છે કે જેનાથી તું કૂવામાં નંખાયો. તે તારાં રત્નો જોવાથી તું ઓળખી શકશે?" સ્થાણુએ કહ્યું—"હા, હું ઓળખું છું." ત્યારે સેનાપતિએ તે રત્નો દેખાડ્યાં. સ્થાણુએ પોતાનાં રત્નો ઓળખીને કહ્યું કે—"આપે ક્યારે અને ક્યાંથી આ રત્નો લીધાં? શું મારા મિત્રને મારી નાંખીને તમે આ રત્નો લઈ લીધાં?" તેઓએ કહ્યું કે—"તારા મિત્રને અમે માર્યો નથી, માત્ર તેને બાંધીને રત્નો લઈ લીધાં છે." એમ કહીને સેનાપતિએ દયાથી તે સ્થાણુને પાંચ રત્નો આપ્યાં. તે લઈને સ્થાણુ મિત્રની શોધ કરતો ચાલ્યો, તો એક ગહનવનમાં જેની બાહુલતાને વેલાના તંતુવડે મજબુત બાંધી લીધેલી છે તથા બે ચરણને પણ બાંધીને પોટલાની જેમ રવડતો મુકી દીધો છે, એવા પોતાના મિત્રને નીચેમુખે રહેલો જોયો. પછી તેને બંધથી મુક્ત કરીને હા! હા! શબ્દ કરતો સ્થાણુ દયાથી બોલ્યો કે—"મેં પાછા ફરીને પાંચ રત્નો મેળવ્યાં છે, તેમાંથી અઢી રત્ન તારાં અને અઢી મારાં. તું મનમાં ખેદ કરીશ નહીં." એમ કહીને સ્થાણુ તેને અરણ્યના સીમાડાપરના એક ગામપાસે લઈ ગયો. ત્યાં સ્થાણુએ ઔષધાદિકના ઉપચારથી કેટલેક દિવસે તે માયાદિત્યને વ્રણરહિત કર્યો. પછી માયાદિત્યને વિચાર થયો કે—"મેં આવી અયોગ્ય ચેષ્ટા કર્યા છતાં પણ આ સ્થાણુ કેવો પરોપકારી છે? હવે મારે શું કરવું? મેં માયાવીએ પ્રથમ રત્ન લઈ લીધાં, મિત્રને કૂવામાં નાંખ્યો, તથા અસત્ય વચનોએ કરીને તેને છેતર્યો, તેથી મને નરકમાં પણ સ્થાન મળવાનું નથી. માટે હવે તો અગ્નિમાં પ્રવેશ કરીને મારા આત્માને અગ્નિમાં સુવર્ણની જેમ શુદ્ધ કરૂં." એમ વિચાર કરીને મિત્રને છેતરવારૂપ પાપથી ઉત્પન્ન થયેલી ચિંતાના સંતાપમાં સંતપ્ત થયેલો માયાદિત્ય સ્થાણુએ તથા બીજા લોકોએ ના કહ્યા છતાં પણ ચિતાગ્નિમાં પ્રવેશ કરવા તૈયાર થયો, એટલે ગામના વૃદ્ધજનોએ અનેક વાકયોથી તેને બોધ કર્યો, તેથી તે માયાદિત્ય મિત્રવંચનાથી ઉત્પન્ન થયેલા પાપનું નિવારણ

કરવામાટે સ્થાણુ મિત્રનેસાથે લઈને લોકપ્રસિદ્ધ સર્વ તીર્થોની આરાધના કરતો કરતો અનુક્રમે અહીં આવીને બેઠો છે."

આપ્રમાણે પોતાનું યથાર્થ વૃત્તાંત ગુરૂના મુખથી સાંભળીને માયાદિત્ય બોલ્યો કે—"હે દયાના નિવાસરૂપ પૂજ્ય ગુરૂ! મેં માયાથી મોહિત થયેલા ચિત્તવડે જે મિત્રનો દ્રોહ કર્યો છે, તે પાપના નાશનેમાટે મારાપર કૃપા કરીને સર્વ સિદ્ધિને નિવાસ કરવાના સ્થાનરૂપ એવી પ્રવ્રજ્યા મને આપો." તે સાંભળીને ભગવાન્ ધર્મનંદનગુરૂએ જ્ઞાનના અતિશયથી તેના હૃદયમાં માયા કષાયનો પ્રચાર શાંત થયેલો જાણીને શ્રી તીર્થંકરે કહેલી વિધિપ્રમાણે દીક્ષા આપી.

॥ इति मायायां मायादित्य कथा ॥

ચારિત્રરૂપી મલયાચળપર્વતના સુંદર ચંદન વૃક્ષરૂપ શ્રી ધર્મનંદનગુરૂ ફરીથી બોલ્યા કે—"જે માણસ ક્રોધાદિકથી રહિત છતાં પણ લોભનો ત્યાગ કરતા નથી, તે શ્યામ લોહના ગોળાની જેમ ભવસાગરમાં ડુબે છે. સંસારરૂપી કાંતારમાં વિવેકરૂપી પ્રાણનો નાશ કરનાર લોભરૂપી સર્પથી સ્પષ્ટરીતે ડસાયેલા જીવો પોતાનું હિત કે અહિત કાંઈપણ જાણતા નથી. લોભી મનુષ્યમાં રહેલી નિર્મળ ગુણની શ્રેણી પણ અગ્નિથી તપાવેલા લોઢાનીઉપર જળના બિંદુની જેમ તત્કાળ લય પામે છે. જેમ સમુદ્ર ઘણાં જળથી તૃપ્ત થતો નથી, અને જેમ અગ્નિ ઘણાં કાષ્ઠોથી તૃપ્ત થતો નથી, તેમ પ્રાણી ઘણા ધનથી પણ સંતોષ પામતો નથી. હે પુરંદરદત્ત રાજા! લોભને પરવશ થયેલો પ્રાણી આ પુરૂષની જેમ દ્રવ્યનો નાશ કરે છે, મિત્રને હણે છે, અને પોતે દુઃખસાગરમાં પડે છે." તે સાંભળીને રાજાએ વિનંતિ કરી કે—"હે ભગવાન્! તે કયો પુરૂષ? અને તેણે શું કર્યું છે?" ત્યારે ગુરૂ બોલ્યા કે—"હે રાજા! જે આ તમારીપાછળ અને વાસવ મંત્રીની ડાબી બાજુએ જાણે કેવળ અસ્થિનું જ પંજર હોય તેમ અતિ કૃશ દેહવાળો અને જાણે સાક્ષાત્ લોભની જ મૂર્ત્તિ હોય તેવો બેઠો છે, તેણે લોભથી પરાભવ પામીને જે કાર્ય કર્યું છે, તે એક ચિત્તે સાંભળો.

## લોભઉપર લોભદેવની કથા.

આ જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રના મધ્યખંડને વિષે તક્ષશિલા

નામની નગરી છે. તે નગરી પોતાની રમણીય સંપત્તિવડે પોતાના મનમાં સ્વર્ગની નગરીને પણ લઘુતા પમાડે છે. કાંગરાની શ્રેણીથી શોભતા પ્રાકારના મિષે કરીને હજાર ફણાવાળો શેષનાગ જાણે તે નગરીનું સૌંદર્ય જોવા આવ્યો હોય, તેવો તે નગરીનો પ્રાકાર શોભે છે. તે નગરી જાણે કે ભોગાવતી નગરીને જોવામાટે રસાતળમાં પેસતી હોય, તેમ તેનો સ્ફટિકમણિનો પ્રાકાર પરિખાના જળમાં પ્રતિબિંબિત થતો શોભી રહ્યો છે. તે નગરીમાં [1]**સુશિવ**, [2]**સદારંભ**, [3]**વૃષાશ્રય**, [4]**સ્વભય અને** [5]**સ્વશન** એવા જાતિવંતજનો તે તે જાતિના વૃક્ષોના ઉદ્યાનની જેવા શોભે છે. તે નગરીમાં જાણે ક્રીડાને માટે આવેલા મેરૂપર્વતના કુમારો હોય, તેવા સુવર્ણમય પ્રાંસાદો શોભી રહ્યા છે. અસંખ્ય [6]**હરિઓ**વડે પ્રસિદ્ધિ પામેલી અને નિરંતર [7]**જય**થી શોભતી એવી તે નગરીને જોઈને જાણે લજ્જા પામી હોય, તેમ સ્વર્ગપુરી અદશ્ય થઈ ગઈ છે. જે નગરીમાં બાહુબળીએ શ્રી ઋષભદેવસ્વામીના ચરણન્યાસને સ્થાને હજાર આરાવાળું મણિમય ધર્મચક્ર બનાવ્યું હતું. તે નગરીમાં લોકોનાં ચિત્તો ઉત્કૃષ્ટ સ્નેહમાં લાલસુ છે અને મુનિનાં ચિત્તો મુક્તિના સ્નેહમાં લાલસુ છે. તથા તે નગરીમાં [8]**સદાપરમદાર**, [9]**સદારાગપર** અને [10]**સદાહારસાર** એવા વૈભવીજનના સમૂહ તથા મુનિજનના સમૂહ વસે છે. તે પૂરીની નૈઋત્ય દિશામાં ઘણા ધાન્યના ઢગલાઓથી સુંદર દેખાતું **ઉચ્ચલ** નામે એક ગામ છે, તે ગામમાં ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલો **ધનદેવ** નામનો સાર્થવાહનો પુત્ર રહે છે. બીજા સાર્થવાહના પુત્રોસાથે ક્રીડા કરતાં તેનો કેટલોક કાળ વ્યતીત થયો. તે ધનદેવ સ્વભાવથી જ

---

૧ સુ–સારા, શિવ–મંગળવાળા લોકો, શિવ-પુંડરીકવૃક્ષોવાળા ઉદ્યાન. ૨ સારા આરંભવાળા. ૩ વૃષ–ધર્મને આશ્રય કરનાર, વૃષ નામની ઔષધિને આશ્રય કરનાર. ૪ સુ–સારી રીતે, અભય–ભયરહિત; સારા અભય વૃક્ષોવાળા ઉદ્યાન. ૫ સુ–સારૂં, અશન–ભોજનવાળા; સારા અશન વૃક્ષોવાળા. ૬ પંડિતો, ઇન્દ્રો. ૭ વિજય, ( જયંત. ઇન્દ્રનો પુત્ર ). ૮ સદા–હમેશાં, પરમ શ્રેષ્ઠ, દારા–સ્રીવાળા જનો; સદા અપરમ દારાવાળા મુનિઓ. ૯ સદા રાગમાં તત્પર જનો; સદા અરાગમાં તત્પર વીતરાગમાં તત્પર મુનિઓ. ૧૦ સદા હાર–માળાના સારવાળા જનો; સત્–નિર્દોષ, આહારના સારવાળા મુનિઓ.

લોભમાં ચિત્તવાળો હતો, નિરંતર બીજાને છેતરવામાં શિરોમણિ હતો, અસત્ય વચન બોલનારો હતો અને પરદ્રવ્યનું હરણ કરનારો હતો. તેનાં એવાં કૃત્યોથી બીજા સાર્થવાહના પુત્રોએ તેનું ધનદેવ નામ તજી દઈને **લોભદેવ** નામ પાડ્યું હતું. અનુક્રમે તે લોભદેવ યુવાવસ્થા પામ્યો, ત્યારે તેનું ચિત્ત અત્યંત લોભને વશ થયું. એકદા તેનું ચિત્ત દ્રવ્ય ઉપાર્જન કરવામાટે અત્યંત ઉત્સાહિત થવાથી તેણે ગુરૂજનની આજ્ઞા લઈને મોટા અશ્વો તૈયાર કરી, વાહનોનો સ્વીકાર કરી, પાથેય ગ્રહણ કરી મિત્રવર્ગની રજા લીધી. પછી સૂર્યની દૃષ્ટિવાળું ચરલગ્ન આવ્યું ત્યારે તિથિ અને નક્ષત્રથી પવિત્ર એવા ચંદ્રના બળવાળા મુહૂર્તને વિષે તેણે સ્નાન તથા દેવપૂજા કરી. જે તરફની નાસિકાનાડી ચાલતી હતી, તે તરફનો પાદ પ્રથમ મૂકીને પ્રયાણ કર્યું. તેના સ્વજનો તેનીપાછળ વળાવવા ચાલ્યા. લોભદેવ પ્રફુલ્લિત મુખવાળો થયો સતો દક્ષિણ દિશાતરફ ચાલ્યો. તેને તેના પિતાએ કહ્યું કે—"હે વત્સ! તું સર્વ શાસ્ત્ર ભણેલો છે તેથી તને ઉપદેશ આપવો તે માણિક્યને ઘણના પ્રહાર જેવું, સરસ્વતીને ભણાવવા જેવું અને મોતીને ઉજાળવા જેવું સર્વથા નિરૂપયોગી છે. તોપણ મારૂં ચિત્ત તારાપર સ્નેહનેલીધે મોહિત થયું છે, તેથી હું તને કાંઇક કહું છું તે સાંભળ —"હે પુત્ર! પરદેશ બહુ લંબાણ છે, રસ્તામાં માર્ગો ઘણા વિષમ છે, લોકો ઘણા વક્ર હૃદયવાળા હોય છે, સ્ત્રીઓ બીજાને છેતરવામાંજ તત્પર હોય છે, દુર્જનો ઘણા હોય છે, સજ્જનો થોડા હોય છે, કરીયાણાનું રક્ષણ કરવું મુશ્કેલ છે, યુવાવસ્થા દુર્ધર છે, તથા કાર્યની ગતિ વિષમ છે; તેથી તારે સર્વથા કોઈ ઠેકાણે પંડિત, કોઈ ઠેકાણે મૂર્ખ, કોઈ ઠેકાણે દયાળુ, કોઈ ઠેકાણે નિર્દય, કોઈ વખત શૂરવીર અને કોઈ વખત કાયર જેવા થઈને માર્ગનું નિર્ગમન કરવું." ઇત્યાદિ પિતાનાં શિક્ષા વચન સાંભળીને તે લોભદેવ અમંદ આનંદના સમૂહરૂપ ક્ષીરસાગરમાં મગ્ન થયો, અને તેના બન્ને નેત્રોમાંથી હર્ષના અશ્રુ પડ્યાં. સ્વજનો પાછા વળ્યા. પછી લોભદેવ અવિચ્છિન્ન પ્રયાણે દક્ષિણ દિશાનો આશ્રય કરીને ચાલતાં કેટલેક કાળે સોપારકપુરમાં આવ્યો. તે પુરમાં પતંગમાંજ માત્ર ઉત્પાત[1] દેખાતો હતો, સ્ત્રીઓની ભ્રકુટી-

---

૧ ઉડવું તે, ઉપદ્રવ.

માં જ વક્રતા હતી, અને ધ્વજાઓનો જ કંપ થતો હતો પણ પ્રજામાં તેમાંનું કાંઈપણ હતું નહીં. તે પુરમાં પ્રામાણિક પુરૂષોમાં જ સંવાદ થતો હતો, લગ્નમાં જ કન્યાઓના કરનું ગ્રહણ થતું હતું, દહીંનું જ મથન થતું હતું અને પૂગીફળોને જ ભાંગવામાં આવતાં હતાં પણ પ્રજામાં તેમાંનું કાંઈ પણ થતું નહી. અમે તે નગરની વિશેષ શું સ્તુતિ કરીએ? ત્યાં વસતા મોક્ષાર્થીજનો ભવનો સારી રીતે ઉચ્છેદ કરવા-માટે સદ્ધર્મ અને સત્કર્મમાં જ અત્યંત ચિત્તને સાવધાન રાખી રહેલા હતા. તે નગરીમાં વિશ્વને ઉલ્લાસ પમાડનાર **યશોદયાપરિગત**[1] શ્રી-કૃષ્ણની જેમ તથા સર્વ મંગલોપચારના સમૂહવાળા મહાદેવની જેમ ગણિકાનો સમૂહ તથા ધાર્મિક લોકો સર્વને મોહ પમાડે છે. તે નગરીમાં ગુણસમૂહના નિધિરૂપ **રૂદ્ર** નામે એક જીર્ણ શેઠ રહે છે. તેને ઘેર રહીને લોભદેવે કેટલેક કાળે અશ્વો વેચીને ઘણું ધન ઉપાર્જન કર્યું.

પછી તે લોભદેવ પોતાના ઘરતરફ જવાને ઉત્સુક મનવાળો થયો. હવે તે નગરમાં ત્યાંના રહીશ તથા દેશાંતરમાંથી આવેલા કેટલાએક અધમ આચરણવાળા વણિકલોકો વસે છે. તેઓ હમેશાં સાયંકાલે એક સ્થાને એકઠા થઈને પરસ્પર પ્રીતિપૂર્વક "ક્રયવિક્રયવડે શું ઉપાર્જન કર્યું? આજે દેશાંતરથી શું શું પણ્ય[2] આવ્યું છે?" ઇત્યાદિ વાતો કરે છે અને પરસ્પર ચંદન અને તાંબૂલ વિગેરે આપે છે. એકદા લોભદેવ તે મંડળમાં બેઠો હતો, તે વખતે કોઈ એક વણિકે પૂછયું કે—"કોઈ એવો દેશ છે કે જ્યાં અલ્પ મૂલ્યવાળી વસ્તુથી મોટા મૂલ્યવાળી વસ્તુ પ્રાપ્ત થાય છે?" તે સાંભળીને ગોષ્ઠીમાં રહેલા એક વણિકે કહ્યું કે—"હા, દુસ્તર સમુદ્રનું ઉલ્લંઘન કરીને હું રત્નદ્વીપે ગયો હતો, ત્યાં મેં લીંબડાનાં પાંદડાં આપીને રત્નો ગ્રહણ કર્યાં હતાં. અને એ-પ્રમાણે ક્રયવિક્રય કરીને હું પાછો વળી ક્ષેમકુશળતાથી અહીં આવ્યો છું." આ વાર્તા સાંભળીને લોભતત્ત્વમાં જ જેનું મન લાગેલું છે, એવા લોભદેવે પોતાને ઘેર જવાનો વિચાર છોડી દઈને ફરીથી નવું દ્રવ્ય ઉપાર્જન કરવામાટે મન કર્યું. અને પોતાને ઉતારે આવીને સ્નાન ભોજન કર્યાં પછી લોભદેવે તે સાંભળેલી વાત રૂદ્ર શેઠનીપાસે

---

૧ લોકો યશ અને દયાથી પરિગત–સહિત છે, શ્રીકૃષ્ણ યશોદા નામની માતાથી પરિગત છે. ૨ કરીયાણું.

કરીને કહ્યું કે—“ હે તાત રૂદ્ર! રત્નદ્વીપે જવાથી મોટો લાભ પ્રાપ્ત થાય તેવું છે, કેમકે ત્યાં લીંબડાનાં પત્રોથી રત્નો મળે છે. તો શા-માટે મારે તે ઉદ્યમ ન કરવો?” તે સાંભળીને રૂદ્રશેઠે કહ્યું કે—“ હે વત્સ! અર્થ અને કામને વિષે જેટલો મનોરથ કરીએ તેટલો જ તે પ્રસરે છે. કહ્યું છે કે—‘ **लाभाल्लोभो हि वर्धते.** લાભથી લોભ વધે છે.’ તો પ્રથમ ઉપાર્જન કરેલા દ્રવ્યને લઈને તારા દેશતરફ જા. સમુદ્રનું ઉલ્લંઘન કરવામાં ઘણી જાતના ઉપદ્રવો રહેલા છે, માટે મનમાં વધારે લોભ ન કર. આટલા જ દ્રવ્યને મરજીપ્રમાણે ભોગવ, દીનાદિકને દાન આપ, દુઃખી અવસ્થાવાળા સંબંધીઓનો ઉદ્ધાર કર, સર્વથા આ ધનનું ફળ ભોગવ, અને અધિક દ્રવ્ય ઉપાર્જન કરવારૂપ લોભરાક્ષસનો નિગ્રહ કર.” તે સાંભળીને લોભદેવ બોલ્યો કે—

**यः कार्ये दुर्गमे धीरः कार्यारंभं न मुंचति ।**
**वक्षोऽभिसारिकेव श्रीस्तस्य संश्रयते मुदा ॥ १ ॥**

**ભાવાર્થ**—“ દુર્ગમ એવા કાર્યમાં પણ ધીર એવો જે માણસ કાર્યનાં આરંભને મૂકતો નથી, તેના વક્ષઃસ્થળનો અભિસારિકાની[1] જેમ લક્ષ્મી આશ્રય કરે છે.”

તેથી હે પિતા! પુરૂષે પ્રારંભ કરેલા કાર્યનો નિર્વાહ કરવામાં જ મનને દૃઢ રાખવું જોઈએ. માટે તમે પણ મારીસાથે રત્નદ્વીપે ચાલો.” શેઠે કહ્યું—“ હું તો નહીં આવું, તું જ એકલો જા.” લોભદેવ બોલ્યો—“કેમ તમે નહીં આવો? તેનું કારણ કહો.” રૂદ્રશેઠે કહ્યું કે—“ હું સાતવાર વહાણમાં બેસીને સમુદ્રમાં પેઠો છું. પણ સાતે વાર મારૂં વહાણ ભાંગી ગયું છે, તેથી મારૂં સમુદ્રસંબંધી દ્રવ્યનું પ્રારબ્ધ જ નથી.” લોભદેવે કહ્યું—“ સૂર્ય પણ હમેશાં ઉદયાચળપર ચડે છે, પોતાનો પ્રતાપ ફેલાવે છે, અને અસ્ત પણ પામે છે તો પછી બીજાને તેવું કેમ ન થાય? માટે બીજો વિચાર દૂર કરીને સર્વથા લક્ષ્મીનું ઉપાર્જન કરવામાં સાવધાન રહેવું જોઈએ, તેથી તમારે અવશ્ય મારીસાથે રત્નદ્વીપ આવવું.” ત્યારે શ્રેષ્ઠી બોલ્યો કે—“ હે વત્સ! એમજ હોય, તો હવે તને હું કહું છું કે—હું મંદભાગી છું, માટે આ યાનપાત્રમાં તું જ કરી-

---

૧ પુરૂષની વાંચ્છામાટે ભમતી સ્ત્રી.

યાણાનો નાયક થા." તે સાંભળીને લોભદેવે તે અંગીકાર કર્યું. પછી યાનપાત્ર (વહાણ) તૈયાર કર્યું, કરીયાણાં લેવા માંડ્યાં, ખલાસીઓ નીમ્યા, જોશીઓએ પ્રયાણનો દિવસ મુકરર કર્યો, મુહૂર્ત્ત જોયું, નિમિત્તો જોયાં, શુકનો જોયાં, શિષ્ટજનોનું સન્માન કર્યું, દેવતાઓની પૂજા કરી, વહાણનો સઢ તૈયાર કર્યો, કૂપસ્તંભ ઉંચો કર્યો, કાષ્ઠનો સંચય કર્યો, પરિગ્રહને સ્થાપન કર્યો, અનાજ વિગેરે ભોજન વહાણમાં ભર્યું તથા પાણીના વાસણો પણ ભરી લીધાં. એવી રીતે તૈયારી કરતાં પ્રયાણનો દિવસ આવ્યો. તે દિવસે તે બન્નેજણે હર્ષયુક્ત ચિત્તે સ્નાન કર્યું, પુષ્પની માળા ધારણ કરી, વિલેપન કર્યું અને વસ્ત્રો તથા આભૂષણો પહેર્યાં; પછી પોતાના પરિવારસહિત સમુદ્રકિનારે જઈને યાનપાત્રમાં બેઠા. વહાણ ચાલ્યું, વાજિંત્રો વાગ્યાં, શુકાન ચલાવ્યું, એટલે યાનપાત્રે સમુદ્રમાં ગમન કરવા માંડ્યું. વાયુ પણ અનુકૂળ વાવા લાગ્યો, તેથી કેટલેક કાળે તે વહાણ રત્નદ્વીપે પહોંચ્યું. ત્યાં બન્ને જણ નીચે ઉતરીને અત્યંત ઉત્તમ ભેટ લઈ ત્યાંના રાજાપાસે ગયા. તેના ચરણયુગલમાં ભેટ મૂકી. રાજાપાસેથી સારૂં સન્માન પામીને તે બન્નેએ હર્ષયુક્ત ચિત્તે ક્રય વિક્રય કરીને પુષ્કળ ધન મેળવ્યું. પછી પોતાના દેશતરફ જવા ઉત્સુક થયા, તેથી વહાણ તૈયાર કરીને ચાલ્યા.

અનુકૂળ વાયુનેલીધે સમુદ્રમાં ઝડપથી ચાલતું વહાણ જોઈને લોભદેવે વિચાર કર્યો કે—"અહો ! મનોરથ કરતાં પણ અધિક લાભ પ્રાપ્ત થયો. રત્નોથી આ આખું યાનપાત્ર ભરાઈ ગયું છે. પરંતુ કાંઠે જશું, ત્યારે આ રૂદ્રશ્રેષ્ઠી મારો ભાગીદાર થશે, તે ઠીક નહીં." એમ વિચારતા લોભદેવે દાક્ષિણ્યને ગણ્યાવિના જ નિર્દયપણાનું અવલંબન કરીને શરીરચિંતાનેમાટે બેઠેલા રૂદ્રશ્રેષ્ઠીને સમુદ્રમાં નાંખી દીધો. પછી તે વહાણ ત્રણ યોજન દૂર ગયું, ત્યારે લોભદેવે મોટા શબ્દથી પોકાર કરી કહ્યું કે—"અરે ! દોડો, દોડો, મારો મિત્ર ઘણા મકરોથી ભયંકર આ દુસ્તર સાગરમાં પડી ગયો." તે સાંભળીને ખલાસીઓ તથા સ્વજનો સમુદ્રમાં જોવા લાગ્યા, અને બોલ્યા કે—"ક્યાં પડી ગયો ?" લોભદેવ બોલ્યો—"અહીં જ પડી ગયો છે, પણ હું ધારૂં છું કે તેને મગર ગળી ગયો. હવે મારે જીવીને શું કરવું છે ? હું પણ તેના દુઃસહ વિયોગને સહન કરી શકીશ નહીં, માટે પ્રાણનો ત્યાગ કરીશ."

તે સાંભળીને કર્ણધારે તથા સ્વજનોએ તેને સારી રીતે સમજાવીને રાખ્યો, અને યાનપાત્ર ચલાવ્યું.

રૂદ્રશ્રેષ્ઠી સમુદ્રમાં મોટા મગરના મુખરૂપી કુહરમાં રહેલી દાઢાઓરૂપી કરવતનો ભોગ થઈ પડી મૃત્યુ પામીને અકામનિર્જરાવડે રત્નપ્રભા પૃથ્વીના પહેલા હજાર યોજનમાં રહેલા વ્યંતરભવનમાં અલ્પ સ્મૃદ્ધિવાળો રાક્ષસ થયો. ત્યાં તેણે વિભંગજ્ઞાનથી મગરવડે ગળાતા પોતાના દેહને તથા સમુદ્રમાં ચાલ્યા જતા યાનપાત્રને જોઈને વિચાર્યું કે—"અરે! આ પાપી લોભદેવે મને આ સમુદ્રમાં નાંખી દીધો. અરે! આ દુરાચારીનું કેવું સાહસ? તેણે સ્નેહનો સંબંધ પણ ગણ્યો નહીં, ચિત્તમાં પરોપકારને પણ ધારણ કર્યો નહીં, અને સજ્જનપણું પણ રાખ્યું નહીં." એમ વિચારતાં તે રાક્ષસનો કોપાગ્નિ અતિ પ્રજ્વલિત થયો, એટલે તેણે વિચાર્યું કે—"આને મારીને હું તત્કાળ આ સર્વ ધનનો માલિક થાઉં. અથવા એવી રીતે કરૂં કે આ ધન એનું કે બીજા કોઈનું થાય નહીં." એમ વિચારીને તે રાક્ષસ સમુદ્રમાં આવ્યો. ત્યાં તે વહાણને જોઈને તે રાક્ષસ પ્રતિકૂળ ઉપસર્ગ કરવા લાગ્યો. પ્રથમ તો જાણે કે મરણ પામેલા રૂદ્રશ્રેષ્ઠીને જોવામાટે જ હોય નહીં તેમ આકાશમાં શ્યામ મેઘમંડળ ચડી આવ્યું. વાદળાંઓ વિજળીરૂપી ચક્ષુવડે જાણે શ્રેષ્ઠીને જોતા હોય, તેમ આકાશમાં ચોતરફ ભમવા લાગ્યાં, કેમકે વાદળાંઓ સ્વભાવથી જ આર્દ્ર હૃદયવાળાં હોય છે. પછી સમરાંગણમાં તીક્ષ્ણબાણોના સમૂહવડે વીરપુરૂષોની જેમ સમુદ્રમાં [1]અમેય જળધારાવડે મેઘ સ્વેચ્છાએ વૃષ્ટિ કરવા લાગ્યો. ઉદય પામેલા મેઘોવડે આખું વિશ્વ અંધકારમય થઈ ગયું, પણ તે યોગ્ય છે, કેમકે આ જગત્‌માં પુત્રો પિતાના અત્યંત સદૃશપણાને પામે છે. સમુદ્રના ચપળ કલ્લોલોથી વારંવાર આમ તેમ ચાલતું, પ્રચંડ વાયુથી ઉપદ્રવ પામેલું, પ્રાણીઓના પ્રાણને ભય ઉત્પન્ન કરતું અને અગણિત પણ્યવસ્તુથી ભરેલું સમુદ્રની અંદર ચાલતું તે વહાણ રાક્ષસના ક્રોધવશથી તત્કાળ ભાંગી ગયું. પરંતુ સમુદ્રમાં દ્વીપની જેમ અને મરૂદેશમાં જળની જેમ ભવિતવ્યતાને યોગે લોભદેવને એક પાટીયું હાથ લાગ્યું, તેને તે વળગી પડ્યો. તેના અવલંબનથી તે સાત રાત્રી દિવસે તારાદ્વીપે આવી

---

૧ અમેય—જેનું માન થઈ શકે નહીં તેવી.

પહોંચ્યો. ત્યાં તે સમુદ્રને કિનારે આવેલા વનના શીતળ પવનવડે એક ક્ષણવારમાં જીવતા જેવો થયો. તેવામાં સમુદ્રને કાંઠે રહેનારા, શરીરે કૃષ્ણકાંતિવાળા અને રાતા નેત્રવાળા યમના દૂત જેવા પુરૂષોએ તેને પકડ્યો. તે જોઈ લોભદેવે તેમને પૂછયું કે—"તમે મને કેમ પકડો છો?" તેઓ કપટથી બોલ્યા કે—"હે ભદ્ર! ધૈર્યવાન થા, ખેદ કરીશ નહીં. કેમકે દુ:ખી અવસ્થાને પામેલા વહાણના વેપારીઓની આગતા સ્વાગતા કરવાનો અમારો નિયોગ છે." એમ કહીને તેઓ લોભદેવને પોતાને ઘેર લઈ ગયા, ત્યાં વિનયથી નમ્રતાપૂર્વક તેઓએ તેને આસનપર બેસાડી સ્નાન કરાવ્યું, પછી ભોજન કરાવી તથા વસ્ત્ર પહેરાવીને તેઓ બોલ્યા કે—"હે ભદ્ર! ચિત્તમાં વિશ્વાસ રાખજે અને ભયનું ભાજન થશો નહીં." તે સાંભળીને લોભદેવે વિચાર્યું કે—"અહો! આ લોકો કેવા નિષ્કારણ વત્સલ છે?" એમ તે વિચાર કરે છે, તેવામાં તે નિર્દય લોકોએ તેને ગાઢ બાંધીને શસ્ત્રવડે માંસનો પ્રદેશ કાપીને તેના શરીરમાંથી માંસ તથા લોહી કાઢી લીધું. પછી ફરીથી ઔષધના પ્રયોગથી તેના અંગને લેપ કરી તેનું શરીર સારૂં કર્યું. પાછા છ માસ વ્યતીત થયા ત્યારે તેજપ્રમાણે માંસ તથા લોહી કાઢી લઈને ફરીથી તેનું શરીર સારૂં કર્યું. એપ્રમાણે વારંવાર કરતાં માત્ર હાડકાંનુંજ પંજર અવશેષ રહ્યું છે, એવા તેને બાર વર્ષ વ્યતીત થયાં. પછી એકદા તે લોભદેવના શરીરમાંથી તત્કાળ માંસ કાઢેલું હોવાથી તેનું શરીર વહેતા લોહીથી લિપ્ત થયું હતું, તેવખતે તેને એક ભારંડ પક્ષીએ ઉપાડ્યો. તે પક્ષી સમુદ્રઉપર આકાશમાં ઉડતો હતો, તેવામાં બીજા ભારંડ પક્ષીનીસાથે તેને યુદ્ધ થયું, તેમાં ભવિતવ્યતાને યોગે ચંચુપુટમાં રહેલો લોભદેવ તેમાંથી છુટી જઈને સમુદ્રમાં પડ્યો. તેમાં દુર્જનના વચનથી સજ્જનની જેમ તેને સમુદ્રના ખારા જળથી અધિક વેદના થઈ. મિત્રનો નાશ કરવારૂપ મહા પાપથી મલિન હૃદયવાળા તે લોભદેવને સમુદ્રે પણ ઘણા કલ્લોલની શ્રેણીથી ધક્કા મારીને બહાર કાઢી નાખ્યો. તે કોઈક તીરે નીકળ્યો. ત્યાં ક્ષણમાત્ર શીતળ વાયુથી આશ્વાસન પામીને પાસેના વનમાં અટન કરવા લાગ્યો. ત્યાં તેણે એક વટવૃક્ષનું તળીયું જોયું તો તે પૃથ્વી મરકતમણિની હતી, તથા અનેક પ્રકારના સુગંધી પુષ્પોના સમૂહથી વ્યાપ્ત હતી. તે જોઈને લોભદેવે

વિચાર્યું કે—" અહો ! શાસ્ત્રોમાં સંભળાય છે કે દેવતાઓ સ્વર્ગમાં વસે છે. પરંતુ તે દેવો રમ્ય તથા અરમ્યના વિશેષને જાણતા નથી; નહીંતો ત્રણ લોકને આનંદ આપનાર એવા આ સ્થાનનો ત્યાગ કરીને સ્વર્ગનો આશ્રય શામાટે કરે ?" એમ વિચારીને તે લોભદેવ તે વટવૃક્ષની નીચે બેઠો. પછી અત્યંત તીવ્ર વેદનાથી દુઃખી થયેલો તે ચિરકાળસુધી વિચારવા લાગ્યો કે—" એવો કયો ધર્મ હશે કે જેથી દિવ્ય ભોગ ધારણ કરનારા દેવો સ્વર્ગલોકમાં સુખનો અનુભવ કરે છે ? અને એવું કયું પાપ હશે કે જેથી નરકમાં નારકી જીવો અમંદ દુઃખથી પણ અધિક દુઃખને વહન કરે છે ? વળી મેં એવું શું પાપ કર્યું હશે કે જેથી હું આવા પ્રકારના દુઃખનું ભાજન થયો ?" આપ્રમાણે વિચાર કરતાં તે લોભદેવના મનમાં એકદમ જાણે તીક્ષ્ણ શરનું શલ્ય હોય તેમ રૂદ્રશ્રેષ્ઠીનું સ્મરણ થયું. તેથી તેણે વિચાર્યું કે—" અહો ! મારી જેવાના જીવિતને ધિક્કાર છે ! મેં પાપીએ દ્રવ્યના લોભથી સર્વનું પ્રિય કરનાર અને કળાના નિધિ એવા રૂદ્રશ્રેષ્ઠીને હણ્યો ! હવે હું તેવા કોઈ કર્મનું આચરણ કરૂં, કે જેથી પ્રિયમિત્રના વધરૂપ પાપથી કલુષ થયેલા આત્માનો તીર્થભૂમિમાં ત્યાગ કરીને સર્વ પાપથી મુક્ત થાઉં." એમ વિચારીને તે ક્ષણવાર ત્યાં સુઈ ગયો. પછી ઉઠીને કોઈક દિશામાં કોઈની મધુર વાણી સાંભળીને તેણે વિચાર્યું કે—" અહો ! આ વાણી સંસ્કૃત, પ્રાકૃત કે અપભ્રંશ પણ નથી, આ તો ચોથી પૈશાચી ભાષા છે, તે હું સાંભળું." એમ વિચારીને તે સાંભળવા લાગ્યો. પિશાચો પરસ્પર વાતો કરે છે, તેમાં એક પિશાચ બોલ્યો કે—" પાપના નાશમાટે તપ કરતા લોકોને આ ઉપવનના આભોગનું સ્થાન રમણીય છે." બીજાએ કહ્યું—" તેકરતાં પણ મેરૂપર્વત વધારે સુંદર છે." ત્રીજાએ કહ્યું—"એનાથી પણ હિમથી શીતળ થયેલા શિલાતળવાળો હિમાલયગિરિ જ રમણીય છે." ચોથાએ કહ્યું—" તમે સૌ એમ ન બોલો, સર્વ પાપનું હરણ કરવામાં ગંગાનદી જ પ્રધાન છે." આપ્રમાણે સાંભળીને લોભદેવ ગંગાતરફ ચાલ્યો. તેણે લોભનો સંગ દૂર કર્યો, અને તેને અખંડ વૈરાગ્યરંગ પ્રાપ્ત થયો. હે પુરંદરદત્ત રાજા ! તે લોભદેવ અનુક્રમે ફરતો ફરતો અહીં આવીને બેઠો છે."

આપ્રમાણે ભગવાને કહેલું પોતાનું વૃત્તાંત સાંભળીને તે લોભદેવ

લજ્જા, હર્ષ અને ખેદને આધીન થયો સતો શ્રીધર્મનંદનગુરૂના ચરણમૂળમાં પડીને બોલ્યો કે—" જેના ચરણકમળ વંદન કરવા યોગ્ય છે, એવા આપે જે કહ્યું, તે બરાબર સત્ય છે. હવે મારે શું કરવા યોગ્ય છે તે કહો." ત્યારે મુનિરાજ શ્રીધર્મનંદનગુરૂ બોલ્યા કે—" હે વત્સ! મિત્રના વધથી ઉત્પન્ન થયેલા પાપસમૂહના ક્ષયનેમાટે લાભરૂપી મહા રાક્ષસને અસ્પૃહારૂપ શસ્ત્રવડે મૃત્યુ પમાડ; તથા વિનયથી નમ્ર થઈને મોટા તપવડે પૂર્વે કરેલા કર્મના મર્મસ્થાનનું મથન કરવા માટે જૈન તપસ્યારૂપી સરોવરનેવિષે રાજહંસની લીલાને ધારણ કર, ક્ષમારૂપી કાંતાનું સેવન કરવાનો અભ્યાસી થા, ઉગ્ર કાયોત્સર્ગનું આચરણ કર, અને પાપિષ્ઠ એવી મહા રજોગુણની પ્રકૃતિના વિકારનો ત્યાગ કર, તેમ કરવાથી જ્યાં જરા, મૃત્યુ, વ્યાધિ, આધિ (મનની વ્યથા) અને દુ:ખ સર્વથા નથી, એવા નિર્મળ અને શાશ્વત મોક્ષપદને તું પામીશ." તે સાંભળીને લોભદેવે કહ્યું કે—" હે ભગવાન્! જો હું તેવા ચારિત્રને યોગ્ય હોઉં, તો મને પ્રવ્રજ્યા આપવા કૃપા કરો." એમ કહીને તે ગુરૂના ચરણકમળમાં પડ્યો અને તેનાં નેત્રો અશ્રુજળથી આર્દ્ર થયાં. પછી તે લોભદેવનો લોભ શાંત થયેલો જાણીને પૂજ્ય શ્રીધર્મનંદનગુરૂએ તેને દીક્ષા આપી.

॥ इति लोभे लोभदेवकथा ॥

ફરીથી શ્રીધર્મનંદનસૂરિ બોલ્યા કે—" હિમનાસમૂહ સદૃશ ઉદય પામેલો મહામોહ યશરૂપી સુગંધથી વ્યાપ્ત એવા વિવેકરૂપી કમળને હણી નાખે છે. હે રાજા! આ સંસારને જિનેશ્વરોએ સર્વ દુઃખમય માનેલો છે, તે સંસારના સ્વભાવને મહામોહથી હણાયેલા પ્રાણીઓ જાણતા નથી. જે માણસ મોહરૂપી અશ્વવડે સન્માર્ગથી કોઈ પણ વખત હરણ કરાતો નથી, તે જ માણસ અગણ્ય પુણ્યને ભજનારો તથા પૃથ્વીના અલંકારરૂપ થાય છે. આ મહા દુર્ધર એવા મોહરાજાએ તીવ્ર વ્રત પાળવામાં ધુરંધર એવા જૈન મુનિઓને મૂકીને સમગ્ર ત્રણ લોકને જીતી લીધા છે. અહો! આ મોહ સર્વદા મોટા સમુદ્ર જેવો છે, કેમકે તેનો તાગ મહાવંશોથી[1] પણ કદાપિ પમાતો નથી. હે રાજા! મહા-

---

૧ મોટા વાંસથી મહાસાગરનો તાગ પમાય નહીં, મોટા ઉંચા કુળમાં ઉત્પન્ન થયેલા પુરૂષોથી મોહનો તાગ-પાર પમાતો નથી.

મોહથી જેનું મન મોહિત થયું છે, એવો માણસ આ પુરૂષની જેમ ગમ્યાગમ્યનો પણ વિચાર કરતો નથી, પોતાની બ્હેનપ્રત્યે પણ ગમન કરે છે, અને પિતાને પણ મારી નાંખે છે." તે સાંભળીને રાજાએ વિજ્ઞપ્તિ કરી કે—"હે સ્વામી! ઘણા લોકોથી વ્યાપ્ત થયેલી આ સભામાં તે કયો પુરૂષ? તે હું જાણતો નથી." તે સાંભળીને ગુરૂએ કહ્યું કે—"જે આ તારાથી દૂર અને વાસવમંત્રીના દક્ષિણભાગે લેપ્યમય મૂર્ત્તિની જેમ કાર્યાકાર્યના વિચારરહિત માત્ર ઉપરથી જ દેખાતી સુંદર આકૃતિવાળો ઠુંઠાની જેમ બેઠેલો છે, તે જ તે પુરૂષ છે. મોહથી જેનું ચિત્ત મોહિત થયું છે, એવા તેણે જે અકાર્ય કર્યું છે, તે સાંભળોઃ—

## મોહઉપર મોહદત્તની કથા.

જેમાં સઘળા કુશળ લોકો જ વસે છે એવા ગામોથી સુંદર કોશલ નામે દેશ છે. તે દેશમાં **કોશલા** નામે નગરી છે. તે નગરીનું ઉલ્લંઘન કરવાને શત્રુનું સૈન્ય સમર્થ નથી, તે નગરના ઘરો સ્ત્રીઓના મુખરૂપી ચંદ્રની ચંદ્રિકાથી અત્યંત ધોવાઇને શ્વેત થયેલાં છે, તેમાં રહેલાં દેવાલયો ગંગાનદીમાં પ્રતિબિંબિત થયેલા અને વાયુથી હલાવેલા ધ્વજાના છેડાએ કરીને જાણે ચંદ્રના કલંકનું માર્જન કરતા હોય તેવા શોભે છે. તે નગરીમાં ભાવનાયુક્ત સમગ્ર ગુણોએ કરીને સુંદર એવી રામાઓ (સ્ત્રીઓ) એક માત્રાના અધિકપણાથી ઘણી રમાઓનો (લક્ષ્મીઓનો) પરાભવ કરે છે, તથા તેમાં રહેલા પ્રાસાદોની શ્વેત ધ્વજાઓ વાયુથી હલ્યા કરે છે, તેથી આકાશમાં ત્રણ માર્ગે જનારી ગંગાનદી જાણે સહસ્ત્ર માર્ગે જનારી થઈ હોય, એવો ભાસ થાય છે. તે નગરીમાં ક્ષત્રિયોમાં મુકુટસમાન, પવિત્ર બુદ્ધિનું ભાજન, દાન દેવામાં કુશળ અને ન્યાયમાં ચતુર એવો **કોશલ** નામે રાજા રાજ્ય કરે છે. તે રાજાની સેનાના ચાલવાથી ઉડેલી ધૂળવડે સૂર્યનાં કિરણો પણ ઢંકાઈ જાય છે, તેના પરાક્રમ ગુણનું વર્ણન કરવામાં સર્પરાજ પણ સમર્થ થતો નથી, તેના અશ્વોએ ખુંદેલી પૃથ્વીથી ઉડેલી રેણુવડે સૂર્યની કાંતિ પણ ક્ષીણ જણાય છે, તેના હસ્તિસમૂહના અત્યંત મદના ઝરવાથી મદની નદીઓ વહે છે, અને તેમના નિઃશ્વાસના અમંદ પ્રતિધ્વનિવડે દરેક માર્ગે મેઘની જેવી ગર્જના થયા કરે

છે. તે રાજાના પ્રયાણમાં હસ્તી વિગેરેના જે નિઃશ્વાસના શબ્દો થતા હતા, તે શબ્દો જ શત્રુ રાજાઓને પલાયન કરવામાં ઉત્સાહી કરતા હતા. તે રાજાની યાત્રામાં પણ દુર્ગનું ઉલ્લંઘન કરતાં જે નિઃશ્વાસના શબ્દો થતા, તેનાથી શત્રુરાજાઓના શ્રવણમાં બહેરાપણું પ્રાપ્ત થતું હતું અને તેના સૈન્યે ઉડાડેલી અવિચ્છિન્ન ધૂળવડે તેમનાં નેત્રોમાં અંધતા પ્રાપ્ત થતી હતી. તેમજ તે રાજાના વિક્રમ ગુણની સ્તુતિ કરવાને હજાર જીભ્હાવાળો શેષનાગ પણ સમર્થ થતો નહોતો. તે રાજાને પંડિતોમાં મુખ્ય એવો **તોસલ** નામે પુત્ર હતો. તે મૂર્ત્તિએ કરીને ઇંદ્રના પુત્ર જયંતસમાન હતો પણ અકુલીન નહોતો, સિંહની જેવો પરાક્રમી હતો પણ નખના આયુધવાળો નહોતો, સૂર્યની જેવો પ્રતાપી હતો પણ કઠોર નહોતો, તથા તે પુત્ર ચંદ્રની જેમ સર્વત્ર આહ્લાદ કરનાર હતો પણ કલંકવાળો નહોતો. આપ્રમાણે વિવિધ ગુણોથી પરિપૂર્ણ તે કુમાર અસ્ખલિત ગતિથી નિરંતર પોતાના નગરમાં ભમતો હતો. એકદા તેણે મેઘમંડળમાંથી પ્રગટ થયેલું જાણે પૂર્ણિમાનું ચંદ્રબિંબ હોય, તેવું કોઈ મોટા નગરશેઠની હવેલીની સુંદર બારીમાંથી નીકળેલું અને કમળપત્ર જેવા દીર્ઘ નેત્રવાળું કોઈ બાળાનું મુખકમળ જોયું. તે બાળાએ પણ સાક્ષાત્ કામદેવસમાન તેને જોયો, તેથી તેનું મન અત્યંત અનુરાગના સાગરમાં નિમગ્ન થયું. તેણીને જોઈને તે કુમારનું ચિત્ત પણ પરસ્ત્રીના અવલોકનથી કોપ પામેલા કામદેવે પોતાના પાંચે શરથી વીંધીને સો છિદ્રવાળું કર્યું. પછી નિર્દય કામદેવના પ્રહારથી જાણે અત્યંત વેદના પામ્યો હોય તેમ તે કુમારે જમણા હાથવડે પોતાના વક્ષઃસ્થળને સ્પર્શ કર્યો, અને નાભિપ્રદેશે ડાબો હાથ રાખીને તર્જની આંગળી ઉંચી કરી. તે જોઈને પરાધીન થયેલી તે બાળાએ જમણા હાથવડે ખડ્ગના જેવી નિશાની પ્રગટ કરી. તેવી તેણીની ચેષ્ટા જોઈને કુમાર પોતાના મહેલતરફ ચાલતાં વિચાર કરવા લાગ્યો કે—" અહો આ બાળાના નિર્મળ લાવણ્યવાળા મુખે ચંદ્રનો તિરસ્કાર કર્યો છે, તેણે ખડ્ગના ચિન્હરૂપ મિષે કરીને મારા પેટમાં છરી મારી છે, તેના મુખચંદ્રના ઉદયથી લાવણ્યનો સાગર ઉલ્લાસ પામ્યો છે, તેની વાણી અમૃતસમાન છે, તેની દૃષ્ટિ મત્સ્યનાજેવી છે, તેના ઓષ્ઠ પ્રવાળા જેવા ( રાતા ) છે, તેના દાંત

મુક્તાફળજેવા છે, તેના બે સ્તન કૂર્મજેવાં છે, અને તેના હાથ વેત્રલતાજેવા છે. શૃંગારના સર્વસ્વરૂપ આ બાળા કામદેવની રાજધાની છે, અને પ્રફુલ્લ યુવાવસ્થાવડે ઉત્તમ લાવણ્યની દીર્ઘિકા (વાવ) છે. અહો! આ બાળિકાનુંરૂપ સર્વ રૂપોનું ઉલ્લંઘન કરે છે. તેની સૌભાગ્યની રચના કોઈ અદ્ભુત છે. અહો! તેની ચતુરાઈ! તથા અહો! તેની અનુપમ લાવણ્યની લક્ષ્મી!" ઇત્યાદિક વિચાર કરતાં તે કુમાર પોતાના વાસભવનપાસે આવી પહોંચ્યો. અહીં તે બાળા પણ તે રાજકુમાર અનુક્રમે નેત્રમાર્ગથી દૂર ગયો એટલે કામદેવના બાણના પ્રહારથી જેના શરીરના સર્વ અવયવો શિથિલ થઈ ગયા છે એવી થઈ સતી પોતે મૂકેલા દીર્ઘ અને ઉષ્ણ નિઃશ્વાસના ધુમાડાથી શયનગૃહની ચિત્રવિચિત્ર ભીંતને શ્યામવર્ણવાળી કરતી શય્યામાં આળોટવા લાગી. મૃગનાસરખા નેત્રવાળી અને સુકુમાર અંગવાળી તે બાળા ચિરકાળસુધી પોતાના ઇષ્ટ મિત્રની જેમ તે રાજપુત્રનું મનમાં સ્મરણ કરવા લાગી. તે વિયોગિનીને નિર્મળ શય્યામાં, પ્રશસ્ય ઉદ્યાનમાં કે સ્પૃહણીય ચંદ્રકાંતિમાં પણ કદાપિ શાંતિ થઈ નહિ. તેને ચંદ્ર પણ સૂર્યસમાન થયો, ચંદનરસ અગ્નિજેવો થયો અને રાત્રી પણ દિવસજેવી થઈ. એવી રીતે તેને સર્વ વિપરીત થવા લાગ્યું. કહ્યું છે કે—

**योगिनां चंदनाद्यैर्यैः, शीतैः प्रीतिः प्रजायते ।**
**तनुर्ज्वलति तैरेव, सततं विप्रयोगिनाम् ॥ १ ॥**

**ભાવાર્થ**—"જે શીતલ ચંદનાદિકવડે સંયોગિ જનોને પ્રીતિ ઉત્પન્ન થાય છે, તેનાથી જ વિયોગી જનોનું શરીર નિરંતર બળે છે."

એકદા રાજકુમાર તે હૃદયનું હરણ કરનાર બાળાના સંગમના ઉપાયરૂપ જળવડે કરીને પોતાના દુઃસહ વિરહાગ્નિથી તપેલા દેહને શાંત કરવાના વિચારો કરતો હતો તેવામાં કિરણસમૂહને ચોતરફ ફેલાવતા સૂર્યે પશ્ચિમાચળની ચૂલાનું અવલંબન કર્યું. એટલે ચોતરફ અંધકાર પ્રસરી ગયો, ત્યારે કામદેવના બાણના પ્રહારથી વ્યથા પામેલો કુમાર "દુઃખવિના સુખ નહીં મળે" એમ વિચારીને ઉભો થયો. પછી તે તોસલકુમારે પોતાનું વસ્ત્ર મજબૂત બાંધ્યું, કમળના પત્ર-

જેવી શ્યામ અને યમરાજની જિંહ્વાજેવી ભયંકર કટારીને કટીતટમાં બાંધી, દક્ષિણ હાથમાં શૂરવીર શત્રુસમૂહને નાશ કરનારૂં ખડ્ગરત્ન ધારણ કર્યું, ખભાપર વસુનંદકને[1] લટકાવ્યું, અને આખા શરીરપર કાળું વસ્ત્ર ઓઢી લીધું. એપ્રમાણે તૈયાર થઈને તે બાળાના ઘરપાસે આવ્યો, ત્યાં આકાશમાં ઉત્ક્ષિપ્તકરણ દઈને (કોઈપણ પ્રકારે ઉપર ચડીને) બારીમાં આવ્યો. ત્યાં શય્યામાં બેઠેલી તે મૃગનયનીને તેણે જોઈ. તે બાળાના અવયવો નિર્મળ બળતા દીપકથી દેદીપ્યમાન જણાતા હતા, અને તે અવળું મુખ રાખીને શય્યાપર બેઠી હતી. કુમારે પૃથ્વીપર વસુનંદકનાઉપર ખડ્ગ મૂકીને પગનો સંચાર ન થાય તેમ ધીમે ધીમે તેનીપાસે આવીને તે સુંદર નેત્રવાળીના બે નેત્રો પોતાના બે હાથવડે ઢાંકી દીધાં. તેથી તે સુંદરીએ રોમાંચરૂપી કંચુકનો અનુભવ કરતાં વિચાર્યું કે—"આજે મારૂં આખું શરીર રોમાંચ યુક્ત થયું છે અને આ હસ્તકમળ નાજુક મૃણાલિનીના પત્રજેવા કોમળ લાગેછે, માટે હું ધારૂં છું કે મારા અંતઃકરણના સર્વસ્વનો ચોર તે કુમાર જ આવ્યો છે." એમ વિચારીને તે બોલી કે—"હે સૌભાગ્યના નિધિ! મને મૂકી દો." તે સાંભળીને કુમારે હસતા હસતા તેના નેત્રો શિથિલ કર્યાં. કુમારને પોતાને ઘેર આવેલો જોઈને તે બાળા વિનયથી ઉભી થઈ, અને કુમારને આસન આપ્યું. કુમારે તેપર બેસીને કહ્યું કે—"હે સુંદરિ! તારા સંગમને હું ઇચ્છું છું." તે બોલી કે—"તમે કહો છો, તે યોગ્ય છે, પરંતુ ઉંચ કુળની સ્ત્રીઓને કેવળ શીલનું રક્ષણ કરવું એજ હિતકારક છે." તે સાંભળીને કુમાર બોલ્યો કે—"જો એવી તું શીળવાળી હો, તો હું જાઉં છું." એમ કહીને તે ખડ્ગરત્ન તથા વસુનંદક લઈને એકદમ ઉભો થયો. એટલે તેને વસ્ત્રના છેડાવડે પકડીને તે બાળા બોલી કે—"હે ભદ્ર! ચોરની જેમ મારૂં હૃદય ચોરીને કેમ જાઓ છો? તમને હું બાહુલતાના પાશથી કેદ કરીશ." તે સાંભળીને કુમાર ઉભો રહ્યો. બાળા બોલી કે—"હે રાજપુત્ર! અહીં જે પરમાર્થ છે, તે પ્રથમ સાંભળો, અને પછી જેમ યોગ્ય લાગે તેમ કરજો. આ કોશલા નગરીમાંજ **નંદન** નામે શ્રેષ્ઠી છે. તેને **રત્નરેખા** નામે પત્ની છે. તેની કુક્ષિથી ઉત્પન્ન થયેલી **સુવર્ણદેવા**

---

૧ ઢાલ.

નામની માબાપને અતિ વહાલી હું પુત્રી છું. મારા માબાપે મને **વિષ્ણુદત્ત**ના પુત્ર **હરિદત્ત**ને પાણિગ્રહણમાટે આપેલી છે. તે હરિદત્ત મને પરણીને તરત જ વેપારનેમાટે વહાણમાં બેસીને લંકાપુરી ગયા છે. તેને ગયાને આજ બાર વર્ષ ઉપર થયાં છે. તે મૃત્યુ પામ્યા છે કે જીવે છે તેની કાંઇપિણ ખબર નથી. કામદેવરૂપી મોટા આવર્ત અને ગર્તાથી દુસ્તર, વિષયરૂપી મત્સ્ય અને કૂર્મવડે ભયંકર તથા અતિગહન, એવા આ યૌવનરૂપી અપાર મહાસાગરને અપવાદ રહિતપણે ઉલ્લંઘન કરતાં મારા આટલા દિવસો તો વ્યતીત થયા છે. વિષયો દુર્જેય હોવાથી અને ઇન્દ્રિયસમૂહ ચંચળ હોવાથી એકદા મારા મનમાં એવી સંકલ્પવિકલ્પની શ્રેણી પ્રગટ થઈ કે—'અહો! જરા, મૃત્યુ, શોક અને ક્લેશથી ભરેલા આ સંસારમાં પ્રિયના સંગથી બીજું કાંઈપિણ સુંદર નથી. અને મારો જન્મ તો બકરીના કંઠના આંચળની જેમ, અરણ્યમાં રહેલા માલતીના પુષ્પની જેમ અને બહેરાના કાનમાં કથન કર્યાની જેમ નિરર્થક જ ચાલ્યો જાય છે, તેથી હવે જીવવું વૃથા છે.' એમ વિચારીને મેં મરવાનો નિશ્ચય કર્યો. પછી 'આજે તો સર્વ પ્રાણીઓને સારી રીતે જોઈ લઉં' એમ ધારીને હું બારીમાં બેઠી, તેજ વખતે ભવિતવ્યતાનેયોગે તમે જ મારી દૃષ્ટિગોચર થયા. તમને જોઈને તરત જ હું રાગને પરવશ થઈ ગઈ. તમે તમારા હૃદયનો સ્પર્શ કરી એક આંગળી ઉંચી કરી, તે જોઈને મેં વિચાર્યું કે—આ રાજપુત્રે હૃદયનો સ્પર્શ કરવાથી એવી સંજ્ઞા કરી કે 'તું મારા હૃદયને અત્યંત અભીષ્ટ છે.' અને આંગળી ઉંચી કરવાથી એવી સંજ્ઞા કરી કે 'એક વખત સંગમ આપ.' તે જાણીને મેં તમને મારો હાથ ખડ્ગરૂપે બતાવીને એમ કહ્યું કે—'જો તમે ખડ્ગના બળથી આવશો, તો તમારો સંગમ થશે; તે વિના થશે નહીં.' ત્યારથી આરંભીને હે રાજપુત્ર! મારૂં મન તમારા સંગમની આશામાં બંધાયું છે પરંતુ આજસુધી તમે ન જણાયા તેથી કંપાયમાન થતી એવી મેં આજે તો મરણનો નિશ્ચય કર્યો હતો; તેટલામાં તમે આવ્યા, તેથી હવે તો તમારા મેળાપથી મારૂં જ્ઞાન નાશ પામ્યું છે, ગુરૂજનનો વિનય ગલિત થયો છે, વિવેકરૂપી રત્ન ચોરાઈ ગયું છે, અને ધર્મનો ઉપદેશ વિસ્મરણ થયો છે. પરંતુ હે રાજપુત્ર! જો હું તમારીસાથે સંગમ કરૂં, તો મારા કુળરૂપી

મંદિરમાં હું એક દુઃશિલા કહેવાઉં, સ્વજનો મારો પરાભવ કરે, અને લોકો મોટો અપવાદ આપે. હવે જો લોકાપવાદની ઉપેક્ષા કરૂં છું તો મારૂં ઇચ્છિત થાય છે, નહીં તો મરવું એજ શ્રેષ્ઠ છે." આપ્રમાણે બોલતી તે સુંદર દાંતવાળી બાળાને રાત્રીને ચંદ્રની જેમ તે કુમારે અત્યંત ગાઢ આલિંગન કર્યું, અને તેણીની યુવાવસ્થા પ્રીતિથી સફળ કરી. પછી આખી રાત્રી ત્યાં રહીને કુમારે તેને પોતાના વિરહકાળમાં વિનોદ કરવામાટે પોતાના નામથી અંકિત એક મુદ્રિકા ( વીંટી ) આપી. ત્યાર પછી સંધ્યાના રાગે પૂર્વ દિશાનો ભાગ અલંકૃત કર્યો, ત્યારે તે કુમાર એકદમ તે મંદિરમાંથી જેવી રીતે આવ્યો હતો તેવી જ રીતે નીકળી ગયો. તે પ્રમાણે હંમેશાં તે બાળાપાસે આવતાં જતાં તેને આઠ માસ વ્યતીત થયા. તેવામાં તેવા પ્રકારના કર્મને સંયોગે અને ભવિતવ્યતાના નિયોગે કરીને તે બાળા ગર્ભવતી થઈ. તે વાત તેની સખીઓએ તેની માતા રત્નરેખાને કહી. અને તે રત્નરેખાએ તે વાત નંદિ શ્રેષ્ઠીને કહી, તે જાણીને શ્રેષ્ઠીને ક્રોધ ઉત્પન્ન થયો, તેથી તેણે તે વૃત્તાંત કોશલરાજાપાસે નિવેદન કર્યું. રાજાએ કહ્યું કે—"હે શેઠ! તમે ઘેર જાઓ, હું હમણાં જ તેનો તપાસ કરૂં છું." પછી રાજાનો હુકમ પામીને મંત્રીએ ચોતરફ તપાસ કરી. તો તોસલકુમાર હાથ લાગ્યો નહીં. મંત્રીએ તે વાત રાજાને નિવેદન કરી. તે સાંભળીને અત્યંત કોપથી જેના અધરોષ્ઠ ફરકવા લાગ્યા છે, એવા રાજાએ હુકમ કર્યો કે—"હે સચિવ! હું અન્યાયી એવા પુત્રને પણ ક્ષમા કરતો નથી, માટે તેનો જલદી નિગ્રહ કર." તે સાંભળીને સચિવ "જેમ દેવની આજ્ઞા" એમ કહીને કોઈ બીજા મિષથી તે કુમારને શોધી કાઢી સ્મશાનભૂમિમાં લઈ ગયો. પછી કાર્યાકાર્ય જાણવામાં નિપુણ એવા મંત્રીએ કુમારને કહ્યું કે—"હે કુમાર! તમારા દુરાચારથી તમારા પિતા તમારાપર અતિ કોપ પામ્યા છે, તેથી તમને મારી નાંખવાની મને આજ્ઞા કરી છે. પરંતુ સ્વામીના પુત્ર હોવાથી તમે પણ મારા સ્વામી છો, તેથી તમને શી રીતે મારૂં? હું સર્વદા તમારા વંશનો સેવક છું. માટે તમે એવી રીતે નાશી જાઓ, કે જેથી તમારી ખબર પણ અહીં સાંભળવામાં આવે નહીં. તેમ જ તમારે 'હું તોસલ છું.' એમ કોઈપણ ઠેકાણે કહેવું નહીં." એમ કહીને મંત્રીએ કુમારને રજા આપી. કુમાર પણ તેજ વખતે ત્યાંથી

નીકળીને ઘણા નગરોનું ઉલ્લંઘન કરી અનુક્રમે પાટલીપુત્ર નગરે પહોંચ્યો. તેવખતે તે પૂરમાં **જયવર્મા** નામે રાજા રાજ્યનું પાલન કરતો હતો. તેનીપાસે જઈને કુમાર તે રાજાની સેવા કરવા લાગ્યો.

અહીં કોશલા નગરીમાં તે બાળા સુવર્ણદેવાનું દુષ્ટ આચરણ જાણીને બંધુજનો તથા બીજા લોકો તેણીની નિંદા કરવા લાગ્યા, તેથી તેમ જ કુમારના વિરહથી ઉદ્વેગ મનવાળી અને ગર્ભથી ઉત્પન્ન થતા દુઃખના ભારથી વ્યથા પામેલી તેણી વિચાર કરવા લાગી કે—" જે મારો ત્યાગ કરીને ગયો, તે રાજપુત્ર ક્યાં હશે?" એમ વિચાર કરતી હતી, તેવામાં તેની કોઈ સખીએ તેને કહ્યું કે—" તારા દોષથી રાજાના હુકમવડે પ્રધાને કુમારને મારી નાંખ્યો છે." તે સાંભળીને સુવર્ણદેવાએ ગર્ભિણી હોવાથી તે કુમારની પાછળ મરણ તો સ્વીકાર્યું નહીં, પણ મધ્ય રાત્રીએ કાંઈ મિષ કરીને ઘેરથી નીકળી ગઈ. ભવિતવ્યતાનેયોગે પાટલીપુત્રતરફ જ કોઈ સાથ જતો હતો, તેનીસાથે તે સુંદર દાંતવાળી સુવર્ણદેવા ચાલી. ગર્ભની વેદનાથી પીડા પામતી એવી તે બાળા ધીમે ધીમે ચાલતી હતી, ઉતાવળાં પગલાં મૂકવામાં પણ તે સમર્થ નહોતી તેથી તે સાર્થની પાછળ રહી ગઈ, સાર્થથી ભ્રષ્ટ થઈ. અનુક્રમે ચાલતાં ચાલતાં તે તાલ, હિંતાલ, તમાલ, કદંબ, જંબુ અને જંબીર વિગેરે હજારો વૃક્ષોથી ગાઢ એવા વનમાં પેઠી. તેમાં દિશાના વિભાગોથી મૂઢ થયેલી એવી તેણીને નીકળવાનો માર્ગ પણ સૂઝ્યો નહીં, તૃષાએ કરીને તેના ચિત્તની વૃત્તિ અસ્થિર થઈ ગઈ, ક્ષુધાથી પીડા પામવા લાગી, તેનું મુખ શ્યામ થઈ ગયું, માર્ગમાં ચાલવાથી થાકી ગઈ, સિંહના નાદથી ભય પામવા લાગી, વાઘને જોઈને તેનું હૃદય કંપવા લાગ્યું, અને આડે રસ્તે ચડી ગઈ. તેથી તે વિલાપ કરવા લાગી કે—" હે પિતા! હું તમને અત્યંત વહાલી હતી છતાં પણ તમે મારૂં રક્ષણ કર્યું નહીં. હે પ્રિયતમ! મેં તમારે માટે ક્રીડામાત્રમાં જ શીલ, કુળ, યશ, લજ્જા અને સખીજનોનો વસ્ત્રને છેડે લાગેલા તૃણની જેમ અને ઘરમાંથી સાવરણીવડે કાઢેલા કચરાની જેમ સર્વથા ત્યાગ કર્યો, છતાં તમે પણ મારી ઉપેક્ષા કરો છો?" ઇત્યાદિ વિલાપ કરતી તે પૃથ્વીપર મૂર્છા ખાઈને પડી. તે વખતે તેણીને મરેલી જાણીને ચંદ્ર જાણે તે દુઃખથી દુઃખિત થયો હોય, તેમ કરનો (કિરણનો) સંકોચ કરીને

પશ્ચિમ સમુદ્રની અંદર નિમગ્ન થયો. એટલે મહાગજેંદ્રના યૂથની જેવું મલિન અને વિંધ્યાચળપર્વતના શિખરપર રહેલા વૃક્ષોનાસમૂહ જેવું શ્યામ અંધકાર ચોતરફ વ્યાપી ગયું. તેવખતે જાણે દયા આવી હોય, તેમ શીતળ વાયુએ તેણીને આશ્વાસન કર્યું એટલે તેસાવધ થઈ. પછી તે મહા ભયંકર વનમાં શરણ રહિત અને એકલી એવી સુવર્ણદેવાએ એક પુત્ર અને એક પુત્રીને જન્મ આપ્યો. પુત્રજન્મનો હર્ષ તો બાજુપર રહ્યો પણ અંધકારના સમૂહમાં તે પુત્રનું મુખપણ તે જોઈ શકી નહીં.

પછી તે સુવર્ણદેવા વિલાપ કરવા લાગી કે—"હે વત્સ! પિતા, માતા, પતિ અને સ્વજનોએ તો મારો ત્યાગ કર્યો છે, માટે હવે તો તુંજ એક મારૂં શરણ, તુંજ ગતિ અને તું જ મતિ છે. કેમકે સ્ત્રીઓનું બાલ્યાવસ્થામાં પિતા રક્ષણ કરે છે, યુવાવસ્થામાં પતિ રક્ષણ કરે છે, અને વૃદ્ધાવસ્થામાં પુત્ર રક્ષણ કરે છે, પણ કદાપિ સ્ત્રીઓ નાથ રહિત સ્વતંત્ર હોતીજ નથી." આ રીતે તે વિલાપ કરતી હતી, તેવામાં તેણીના દુષ્ટ એવા મહા કષ્ટનો જાણે તિરસ્કાર કરવા આવ્યો હોય, તેમ સૂર્ય ઉદયાચળ-પર્વતના મસ્તક (શિખર)પર આરૂઢ થયો. વર્ણનો લોપ કરનાર અંધકારસમૂહનો નાશ કરવામાટે જાણે ક્રોધ પ્રાપ્ત થયો હોય, તેમ લાલ થયેલો સૂર્ય ઉદય પામ્યો. આપ્રમાણે પ્રાતઃકાળ થયે સને તેણીએ વિચાર્યું કે—"હવે મારે શું કરવું? મરવું તો ઠીક નથી, કેમકે હું મરી જાઉં તો આ બન્ને બાળકો પણ મરી જ જાય; તેથી આ બાળકોનું પાલન કરવું, એજ હમણાં તો શ્રેયસ્કર છે." એમ વિચારીને તે કોઈ ગામની નજીક આવી. પછી તોસલ રાજકુમારના નામથી અંકિત મુદ્રાને પુત્રના કંઠમાં આરોપણ કરી, અને પોતાના નામથી અંકિત મુદ્રાને પુત્રીના કંઠમાં નાંખી. તથા પોતાના ઉત્તરીય વસ્ત્રના બે છેડા કાઢીને એક છેડે પુત્રને અને બીજે છેડે પુત્રીને બાંધીને તે બન્ને બાળકોને ત્યાં મૂકી સુવર્ણદેવા શરીરનો મળ દૂર કરવામાટે વિંધ્યાચળપર્વતની તળેટીમાં રહેલા નિર્ઝરણાપાસે ગઈ. તેવામાં તરતની પ્રસવ પામેલી વાઘણ પોતાના બાળકનેમાટે ખાવાનું લેવા ભમતી ભમતી નવા રૂધિરના ગંધને અનુસારે ત્યાં આવી, તેણે વસ્ત્રને બે છેડે બાંધેલાં તે બન્ને બાળકોને ઉપાડ્યાં. માર્ગમાં જતાં એકતરફ બાંધેલી બાળકી માર્ગમાં જ

પડી ગઈ. સરી પડેલી તે બાળકીને તે વાઘણે જાણી પણ નહીં. તે-વખતે પાટલીપુત્રના રાજા શ્રીજયવર્માનો દૂત પોતાની સ્ત્રીસહિત ત્યાં આવ્યો. તેણે તે બાળકીને જોઈને તેને ઉપાડી લઈ સંતતિ રહિત પોતાની ભાર્યાને આપી. પછી તે દંપતી તે પુત્રીને લઈને પાટ-લીપુત્રમાં આવ્યા. તે બાળકીનું **વનદત્તા** એવું નામ પાડ્યું. અહીં તે વાઘણ થોડી પૃથ્વી આગળ ચાલી, તેવામાં કોઈ બીજા કાર્યમાટે ત્યાં આવેલા જયવર્મા રાજાના પુત્ર **શબરશીલે** તેને વાઘ જાણીને મોટા શસ્ત્રના પ્રહારથી હણી નાખી એટલે તે મૃત્યુ પામી. પછી શબર-શીલ તેની નજીક આવ્યો, તો મૃણાલનાસરખા કોમળ દેહવાળો, રક્ત કમળસરખા બે પાદવાળો, વિકસ્વર કમળનાજેવા નેત્રવાળો અને પૂર્ણિમાના ચંદ્રજેવા મુખવાળો એક બાળક તેણે જોયો. તે બાળકને નજીકના ગામમાં લઈ જઈને તેણે હર્ષયુક્ત ચિત્તથી પોતાની પ્રિયાને આ 'તારો પુત્ર' એમ કહીને આપ્યો. તે લઈને તેની સ્ત્રીએ પણ કહ્યું કે—"મોટી કૃપા કરી." પછી શબરશીલે પુત્રજન્મના વર્ધાપનનો મહોત્સવ કરીને બારમે દિવસે તે પુત્રનું **વ્યાઘ્રદત્ત** એવું નામ પાડ્યું. તેવખતે આખા ગામમાં સર્વત્ર 'શબરશીલની ગુપ્તગર્ભવાળી સ્ત્રીને પુત્ર પ્રસવ થયો' એવી પ્રસિદ્ધિ થઈ. પછી શબરશીલ તે પુત્રને લઈને પાટલીપુત્રમાં આવ્યો. ત્યાં તે પુત્રસરખા સ્વભાવવાળા રાજપુ-ત્રોનીસાથે ક્રીડા કરવા લાગ્યો. તેનું ચિત્ત મહામોહથી મોહિત થયું હતું, તેથી લોકોએ તેનું **મોહદત્ત** એવું નામ પાડ્યું. અનુક્રમે તે મોહદત્ત સકળ કળાના સમૂહવડે, વયવડે અને ગુણસમૂહવડે વૃદ્ધિ પામવા લાગ્યો.

અહીં સુવર્ણદેવા શરીરને પવિત્ર કરીને આવી, તો બાળકોને જોયાં નહીં, તેથી તે મૂર્છા પામી. તેને ફરીથી શીતળ વાયુએ આશ્વાસન કર્યું. એટલે તેણે ચૈતન્ય પામીને ઘણીવારસુધી વિલાપ કર્યો. પછી પોતાની જ મેળે પ્રતિબોધ પામીને ત્યાંથી આગળ ચાલી. આગળ વાઘણનાં પગલાં જોઈને—"મારાં બાળકોને વાઘણ ખાઈ ગઈ" એમ વિચારતી તે તેના જ માર્ગને અનુસારે ચાલતી કોઈ ગોષ્ઠમાં કોઈ આભીરીને ઘેર આવી. તે આભીરીએ તેણીને પુત્રી કરીને રાખી. ત્યાં કેટલાએક દિવસ રહીને પછી ગામેગામ ભટકતી તે પાટલીપુત્રમાં આવી. ત્યાં

કર્મનેયોગે તેજ દૂતને ઘેર ગઈ. ત્યાં તે દૂતની સ્ત્રીએ તેજ પુત્રીને તેનું પાલન કરવા આપી. સુવર્ણદેવા તેને પોતાની પુત્રીપણે ઓળખ્યાવિના જ કેવળ તેનેવિષે પુત્રીની ભાવના કરતી પાલન કરવા લાગી. તે પુત્રી ક્રમે કરીને નવા યૌવનથી મનોહર લાવણ્યવાળી, સૌભાગ્યની ભૂમિ અને ચાતુર્ય ગુણમાં ધુરંધર થઈ.

એકદા જનના મનને હર્ષ આપનાર અને ભ્રમરના મધુર ગુંજારવથી વ્યાપ્ત એવા વસંતઋતુમાં કામત્રયોદશીને દિવસે બહારના ઉદ્યાનમાં કામદેવની યાત્રા જોવામાટે તે વનદત્તા, માતા અને સખીનીસાથે ગઈ. ત્યાં સ્વેચ્છાથી તે ફરતી હતી, તેવામાં ત્યાં આવેલા મોહદત્તે તેને જોઈ. તે બન્નેને પરસ્પર જોવાથી પ્રીતિ ઉત્પન્ન થઈ. તેથી પરસ્પરના દર્શનરૂપ જળથી સ્નેહવૃક્ષનું સિંચન કરતાં તે બન્ને જણ ચિરકાળસુધી ત્યાં એકઠાં રહ્યાં. તેવામાં સુવર્ણદેવાએ પોતાની પુત્રીઉપર મોહદત્તના ગાઢ અનુરાગને જોઈને પુત્રીને કહ્યું કે—" હે વત્સે! તને અહિં આવ્યાને ઘણો વખત થઈ ગયો છે, તેથી તારા પિતા વિરહ દુઃખે કરીને આકુળ ચિત્તવાળા થયા હશે, માટે ચાલ, આપણે ઘેર જઈએ. જો તને કદાચ કામદેવને જોવાનું કૌતક હોય, તો હે પુત્રી! આજનો ઉત્સવ થઈ રહ્યા પછી નિર્જન થયેલા આ ઉદ્યાનમાં ફરીથી આવીને ઇચ્છાપ્રમાણે ભગવાન્ કામદેવનું દર્શન કરજે." એમ કહીને વનદત્તાને લઈને તે ઉદ્યાનમાંથી નીકળી. પછી મોહદત્તે વિચાર્યું કે— "અહો આનો મારાઉપર ઘણો સ્નેહ છે." એમ વિચારીને સુવર્ણદેવાનું વચન અવશ્ય સંકેતવાળું છે એમ ધારીને મોહદત્ત ઉદ્યાનમાંથી બહાર નીકળ્યો. વનદત્તા કામદેવરૂપ મહાપિશાચથી ગળાયેલા દેહવડેજ ઘેર આવી, પણ ચિત્તવડે તે ઘેર આવી નહીં. (તેનું ચિત્ત તો મોહદત્તપાસે જ હતું.) ત્યાંપણ તે અત્યંત વિરહાગ્નિની જ્વાળાથી બળવા લાગી. તેથી આશોપાલવના નવાંકુરોથી પાથરેલી શય્યામાં સુતી, કામજ્વરના સમૂહથી આતુર થયેલી તે હુંકારશબ્દ વિસ્તારવા લાગી, મૃણાલતંતુને વલયની જેમ રાખ્યા, રંભાદળનું આવરણ (ઓઢવાનું) કર્યું, ચંદન રસથી સર્વ અંગપર વિલેપન કર્યું, તોપણ તેના મુખમાંથી નીકળતા ઉષ્ણ નિઃશ્વાસથી તેના અધરોષ્ઠ સુકાઈ જવા લાગ્યા. કળાનો અભ્યાસ, પુષ્પનું ધારણ, તાંબૂલ ભક્ષણ

અને અલંકારોનો તેણે ત્યાગ કર્યો. દિવસે ચંદ્રની કળાનીપેઠે તેનું મુખકમળ કાંતિરહિત થયું, અને પલંગમાં કે પૃથ્વીતળમાં તેને કોઈપણ ઠેકાણે સુખ પ્રાપ્ત થયું નહીં. પછી બીજે દિવસે કામદેવનો ઉત્સવ સમાપ્ત થયે સતે વનદત્તા તે જ ઉદ્યાનમાં જવાની ઇચ્છાથી માતા અને સખીજનસહિત ચાલી. રાજમાર્ગે જતાં તેને તોસલ રાજપુત્રે જોઈ. દેશાંતરમાં રૂપ, યૌવન અને લાવણ્યનું પરાવર્તન થયેલું હોવાથી તે તોસલને સુવર્ણદેવાએ ઓળખ્યો નહીં, તેમજ તોસલકુમારે પણ દૂર દેશથી તેણીનું આગમન અસંભવિત ધારવાથી તે સુવર્ણદેવાને ઓળખી નહીં. માત્ર તોસલ રાજકુમારને તે વનદત્તા-ઉપર ઘણી પ્રીતિ ઉત્પન્ન થઈ. તેથી તેણે વિચાર્યું કે—"આ સુંદર નેત્રવાળીને દ્રવ્ય આપવાવડે, પરાક્રમવડે અથવા બીજા કોઈપણ ઉપાયવડે હું પરણું. આ બાળા બાહ્યોદ્યાનતરફ જાયછે, તે ઠીક થયું. હું પણ તેના જ માર્ગને અનુસરીને પાછળ પાછળ જાઉં." એમ વિચારીને તોસલકુમાર જવા લાગ્યો. તે વનદત્તા હાથણીની જેમ સુંદર ગતિથી ચાલતી અનુક્રમે વનમાં જઈને ફરવા લાગી, તેવામાં અત્યંત અનુરાગી હૃદયવાળા તોસલે લોકના અપવાદની દરકાર કર્યા-વિના, લજ્જાને દૂર મૂકીને, જીવવાની પણ આશાને છોડીને તથા ભયને પણ ગણ્યાવિના વિચાર્યું કે—"અહીં વખત ઠીક આવ્યો છે." એમ વિચારી તરવાર ખેંચીને મહામોહથી મૂઢ ચિત્તવાળો તોસલ વનદત્તાપ્રત્યે બોલ્યો કે—"હે ભદ્રે! જો તારે જીવિતનું પ્રયોજન હોય તો મારીસાથે ક્રીડા કર, નહીં તો આ ખડ્ગલતાવડે તને [1]કથાશેષ કરી નાખીશ." આપ્રમાણે તોસલનું આચરણ જોઈને સખીજનો હા! હા! શબ્દ કરવા લાગ્યા. તેવખતે સુવર્ણદેવા પોકાર કરીને બોલી કે—"અરે માણસો! જલદી દોડો, દોડો. વ્યાધનીજેવો આ પાપી પુરૂષ વનમાં હરિણીની જેમ મારી નિરપરાધી પુત્રીને મારી નાંખે છે." તે સાંભળીને કદલીગૃહમાંથી મોહદત્ત એકદમ ખડ્ગ ખેંચીને બહાર આવીને બોલ્યો કે—"અરે! દુષ્ટ! જેનું નામ લેવા યોગ્ય નથી એવા હે નિર્લજ્જ અધમ પુરૂષ! સ્ત્રીઓનાઉપર તું પ્રહાર કરે છે? હું તેણીનો રક્ષક છું. માટે મારી સન્મુખ થા." તે સાંભળી

---

૧ કથાશેષ—જેની માત્ર કથાજ બાકી છે તે—મૃત્યુ.

તોસલ તેની સન્મુખ દોડ્યો. તેણે મોહદત્ત ઉપર ખડ્ગનો પ્રહાર કર્યો તે પ્રહારને કાર્યકુશળ મોહદત્તે વંચી લઈને સામો પ્રહાર કર્યો, તેથી તોસલ રાજકુમાર યમરાજના દાંતરૂપ કરવતને ગોચર થયો અર્થાત્ મરણ પામ્યો. પછી મોહદત્ત વનદત્તાની સન્મુખ આવ્યો. વનદત્તાએ તેને જીવિતદાન આપનાર જાણીને પ્રિયતરીકે અંગીકાર કર્યો. 'પુત્રી જીવી' એમ ધારીને સુવર્ણદેવા હર્ષ પામી. મોહદત્તે કહ્યું—"હે ભદ્રે! વિશ્વાસવાળી થા, કંપારો છોડી દે, ભય પામીશ નહીં." પછી મોહ પામેલો મોહદત્ત તેને દ્રઢ આલિંગન દઈ તેનીસાથે ક્રીડા કરવા તૈયાર થયો, તેવામાં અકસ્માત દીર્ઘ અને મધુર ધ્વની તેના શ્રવણનો અતિથિ થયો કે—"અરે મૂઢ! પોતાની માતાના દેખતાં છતાં પોતાના પિતાને મારીને હવે બ્હેનનીસાથે ક્રીડા કરવાને ઇચ્છે છે?" તે સાંભળીને મોહદત્ત ચોતરફ જોવા લાગ્યો, પણ કોઈ જોવામાં આવ્યું નહીં. એપ્રમાણે ત્રણવાર તેણે સાંભળ્યું, તેથી તેને શંકા ઉત્પન્ન થઈ. તેના ચિત્તમાં એકસાથે ક્રોધ અને કુતૂહલ થયું. તેથી તે મોહદત્ત હાથમાં ખડ્ગરત્ન લઈને વનમાં ચોતરફ જોવા લાગ્યો. તેવામાં જાણે મૂર્તિમાન ધર્મ હોય, તેવા એક પૂજ્ય મુનિ તેને દૃષ્ટિગોચર થયા. "આ મુનિરાજે કહ્યું હશે" એમ વિચારતો મોહદત્ત તે મુનિના ચરણયુગ્મને વંદના કરી તેની નજીક બેઠો. એટલે તેનીપાસે સુવર્ણદેવા, વનદત્તા અને સર્વ સખીઓ પણ બેઠી. પછી મોહદત્તે વિજ્ઞપ્તિ કરી કે—"હે પૂજ્ય! માતાની નજરે પિતાનો નાશ કરીને બ્હેનની સાથે હું ક્રીડા કરવા ઇચ્છું છું, તે શી રીતે? એ મારો પિતા શી રીતે? આ મારી માતા શી રીતે? અને આ મારી બ્હેન શી રીતે?" ત્યારે તે મુનિરાજે કોશલા નગરીથી આરંભીને તોસલના મરણપર્યંતની સર્વ વાત તેને સ્પષ્ટરીતે કહી સંભળાવી. પછી કહ્યું કે—"એક તો તેં અકાર્ય કર્યું કે પ્રથમ તારા પિતા તોસલને મારી નાંખ્યો, અને હવે બ્હેનનીસાથે વિષયસુખ ભોગવવાની ઇચ્છા કરે છે, તે બીજું અકૃત્ય કરવા તૈયાર થયો છે! અહો! મહામોહના વિલાસને સર્વથા ધિક્કાર છે!" તે સાંભળીને સુવર્ણદેવા તથા વનદત્તાએ નીચું મુખ કર્યું. મોહદત્ત પણ કામભોગથી નિર્વેદ પામ્યો, મનુષ્યદેહને મહા અપવિત્ર માનવા લાગ્યો, અને મહા વૈરાગ્યમાર્ગમાં પ્રવૃત્ત થયો. તે બોલ્યો કે—"હે મુનિરાજ! અનંત

દુઃખરૂપી વૃક્ષોનું મૂળ અજ્ઞાન જ છે, અજ્ઞાન જ દુઃખ છે, અને અજ્ઞાન જ ભય છે. તો હે પૂજ્ય ! મારે હીનભાગીને હવે સર્વથા શું કરવું ઉચિત છે ? તે આપ કહો, જેથી સમગ્ર પાપ મૂળથી જ નાશ પામે." ત્યારે ભગવાન્ બોલ્યા કે—" સ્ત્રી, પુત્ર અને મિત્ર વિગેરે સર્વનો ત્યાગ કરીને સંસારસાગરમાં મૂર્ત્તિમાન નૌકાસમાન્ દીક્ષાનો આશ્રય કર." તે સાંભળીને મોહદત્તે કહ્યું કે—" હે ભગવાન્ ! ત્યારે મને પ્રવ્રજ્યાનો સંગી કરો." મુનિએ કહ્યું કે—"હું ચારણમુનિ છું, હું ગચ્છના પ્રતિબંધમાં રહેલો નથી, તેથી હું તને દીક્ષા આપવા સમર્થ નથી. હું મહાતીર્થ શ્રીશત્રુંજય તરફ ગગનમાર્ગે જતો હતો. તે શત્રુંજયગિરિ અઢાર યોજન શિખરપર અને પચાસ યોજન મૂળે વિસ્તારમાં છે એમ સિદ્ધાન્ત જાણનારા કહે છે. તે પર્વતઉપર ત્રણ જગત્‌ને પવિત્ર કરનારા શ્રીઋષભદેવસ્વામી પોતે રહ્યા હતા, તેથી તે પર્વત સર્વ પર્વતોમાં શિરોમણિ છે. તે ગિરિપર રહેલા શ્રીઋષભસ્વામી જ્યાંસુધી પ્રાણીઓને દૃષ્ટિગોચર થાય નહીં ત્યાંસુધી જ તેનાં કર્મો ઉલ્લાસ પામે છે. તે પર્વતઉપર કર્મરૂપી હસ્તીઓનું દલન કરવામાં સિંહસમાન શ્રીપુંડરીક મહામુનિ પાંચ કોટી મુનિઓસહિત સિદ્ધિપદ પામ્યા છે. તે ગિરિઉપર નમિ અને વિનમિ નામના બે વિદ્યાધર રાજાઓ બે કરોડ મુનિઓ સહિત પરમપદ પામ્યા છે. શ્રીરામ, ભરત અને વાલિખિલ્ય વિગેરે દશ કરોડ મુનિઓસાથે અને પ્રદ્યુમ્ન વિગેરે કુમારો સાડાત્રણ કરોડ મુનિઓસાથે તેમ જ નારદ, પાંચ પાંડવો અને બીજા પણ અનેક મુનિવરો કર્મનો ક્ષય કરીને ત્યાં જ સર્વ દુઃખનો ક્ષય કરનાર એવા મોક્ષસ્થાનને પામ્યા છે. જે સ્થાને એક પણ જીવ સિદ્ધિ પામે, તે સ્થાન જગત્‌માં ઉત્તમ તીર્થ કહેવાય છે, તો જ્યાં કરોડો મુનિઓ સિદ્ધિ પામ્યા, એવા શત્રુંજયનેમાટે તો શું કહેવું ? તે પર્વતના વૃક્ષોનો સમૂહ સુંદર પુષ્પોના મિષથી જિનેશ્વરના ચરણસ્પર્શથી રહિત એવા બીજા પર્વતોને હસે છે. તેપર્વત સ્ફુરણાયમાન એવા નીઝરણાના ખળખળાટવડે એવું કહે છે કે—" હે માણસો ! મને છોડીને તમે બીજા તીર્થોમાં શામાટે ભટકો છો ?" જે પ્રાણીઓ સર્વ પ્રકારની શંકાઓને સર્વથા તજી દઈને અને અત્યંતપણે વાંચ્છામાત્રથી નિવૃત્ત થઈને એ તીર્થને સેવે છે તે પોતાનીમેળે સિદ્ધિપદને પામે છે. એવા મહાપવિત્ર શ્રીશત્રુંજય મહાતીર્થપ્રત્યે જતાં મેં અવધિજ્ઞાનથી તને તારા

પિતાને હણનારો જાણીને વિચાર્યું કે—"આણે એક તો અકાર્ય કર્યું. પણ જ્યાંસુધી તેણે બીજું અકાર્ય કર્યું નથી, ત્યાંસુધીમાં હું તેને પ્રતિબોધ કરૂં. કેમકે આ ભવ્ય પ્રાણી છે, પરંતુ તેનું મન મોહથી વ્યામોહ પામ્યું છે, તેથી તેણે આ અકાર્ય કર્યું છે. જે તીર્થંકરો દુસ્તર એવા સ્વયંભૂરમણ સમુદ્રને પણ બાહુદંડવડે લીલામાત્રમાં તરી શકે છે, જેઓ એકજ ભુજદંડવડે પર્વતોસહિત આખી પૃથ્વીને છત્રની જેમ લીલામાત્રમાં ધારણ કરી શકે છે, અને જેઓ લક્ષયોજનના પ્રમાણવાળા મેરૂપર્વતને તેના દંડને સ્થાને સ્થાપન કરવામાં એક હેલામાત્રમાં શક્તિમાન છે તેવા ત્રણ લોકમાં તિલકસમાન જિનેશ્વરો પણ કર્મને આધિન થાય છે, તો પછી આ બિચારા મોહદત્તનેમાટે શુ કહેવું?" આપ્રમાણે વિચારીને મેં આકાશથી નીચે ઉતરી તને પ્રતિબોધ કર્યો છે. તે સાંભળીને મોહદત્તે વિજ્ઞપ્તિ કરી કે—"હે ભગવાન્! ત્યારે મને શી રીતે દીક્ષા પ્રાપ્ત થશે?" ચારણમુનિ બોલ્યા કે—"તું કૌશાંબી નગરીની દક્ષિણ દિશાતરફ જા. ત્યાં તું પુરંદર રાજાના ઉદ્યાનમાં સમવસરેલા મુનિઓમાં શ્રેષ્ઠ એવા શ્રીધર્મનંદન આચાર્યને જોઈશ. તે ગચ્છાધિપતિ પોતેજ તારૂં વૃત્તાંત જાણીને તને દીક્ષા આપશે." એમ કહીને તે ચારણમુનિ કમલના પત્રજેવા શ્યામ આકાશમાં ઉત્પતી ગયા. પછી હે પુરંદરદત્ત મહારાજા! તેજ આ મોહદત્ત ચારણમુનિનું વચન અંગીકાર કરીને ગૃહવાસનો ત્યાગ કરી મારી શોધ કરતો કરતો અહીં આવ્યો છે."

આપ્રમાણે શ્રીગુરૂના મુખથી પોતાનું વૃત્તાંત સાંભળીને મોહદત્ત બોલ્યો કે—"હે ભગવાન્! આપે જે કહ્યું તે સર્વ સત્ય છે, તેમાં કિંચિત્ પણ અસત્ય નથી. તો હવે મને દીક્ષાપાત્ર કરો." તે સાંભળીને અતિ ગૌરવતાને યોગ્ય એવા શ્રીધર્મનંદનગુરૂએ જેની ચિત્તવૃત્તિ મોહના દૂર થવાથી નિર્મળ થયેલી છે, એવા મોહદત્તને સર્વ સુખસિદ્ધિના બીજરૂપ જિનેશ્વરે કહેલી દીક્ષા આપી. પછી ફરીથી શ્રીધર્મનંદનગુરૂએ કહ્યું કે—"હે મંત્રીંદ્ર વાસવ! જે તેં 'આ ચાર ગતિના લક્ષણવાળા સંસારનું પ્રથમ કારણ શું છે?' એવો પ્રશ્ન કર્યો હતો, તેના ઉત્તરમાં આ ક્રોધ, માન, માયા, લોભ અને

મોહ, એ પાંચ મહામલ્લો જ સંસારના કારણભૂત છે. અને તેની પ્રવૃત્તિથી જ જીવ દુર્ગતિને માર્ગે લઈ જવાય છે. એમ સમજજે."

॥ इत्याचार्यश्रीपरमानन्दसूरिशिष्यश्रीरत्नप्रभसूरिविरचिते कुवलयमालाकथासंक्षेपे श्रीप्रद्युम्नसूरिशोधिते क्रोधमानादिकषायचतुष्टय तथा मोहस्वरूपवर्णनो नाम प्रस्तावो द्वितीयः ॥

---

## अथ तृतीयः प्रस्तावः ।

ત્યારપછી પ્રસન્ન ચિત્તવાળો પુરંદરદત્ત રાજા સર્વદા અમંદ આનંદના મૂળરૂપ કંદલતામાં મેઘસમાન શ્રીધર્મનંદન ગુરૂના મુખથી કષાયાદિકના વિપાકવાળી દેશનારૂપ વચનામૃતનું તૃષાતુરની જેમ પાન કરી સભામાંથી ઉઠી પોતાને ઘેર ગયો. પછી દિવસનો અધીશ્વર ( સૂર્ય ) અસ્તાચળ પર્વતના શિખરને પ્રાપ્ત થયો, ત્યારે રાજાએ સાયંકાળનું કૃત્ય વિધિપૂર્વક કરીને વિચાર કર્યો કે—" આ વસંતઋતુના મહોત્સવમાં અત્યારે પ્રદોષ સમયે તે સાધુઓ શું કરતા હશે? જે પ્રમાણે તે કહે છે તેજ પ્રમાણે તેઓ વર્તે છે કે નહીં ! તે હું જોઉં." એમ વિચારીને અંધકારનો સમૂહ સર્વત્ર ફેલાઈ ગયો ત્યારે કટિતટમાં કટાર બાંધીને તથા હાથમાં ખડ્ગ લઈને રાજા એકલો જ કોઈ ન જાણે તેમ મહેલમાંથી નીકળ્યો. માર્ગમાં જતાં નગરની શેરીઓમાં ઘણાં સ્ત્રીપુરૂષોનાં દ્વંદ્વની, દૂતીઓની તથા અભિસારિકાઓની[1] પરસ્પર સંકેતની વાતો સાંભળતો ચાલ્યો. આગળ જતાં ગાઢ અંધકારથી વ્યાપ્ત એવા કોઈ એક ચત્વરમાં[2] જાણે સ્તંભ હોય તેમ જેના અંગ સાથે વૃષભ પોતાના શરીરને ઘસતા હતા, એવા કૃશ અંગવાળા અને પ્રતિમા ધારણ કરીને રહેલા કોઈ મુનિ તેના જોવામાં આવ્યા. તેમને દાવાનળથી દગ્ધ થયેલા સ્થાણુની[3] જેવા વિરૂપ અને મંદરાચળપર્વતની જેવા નિશ્ચળ જોઈને રાજાએ વિચાર્યું કે—" અહીં દિવસે સ્તંભ તો હતો નહીં. તો આ સ્વરૂપે કરીને શું ધર્મનંદન મુનિના કોઈ સાધુ છે ? કે બીજો કોઈ દુષ્ટ પુરૂષ આવી રીતે ઉભો છે ? પ્રથમ

---

૧ યાર પાસે જનારી સ્ત્રી. ૨ જ્યાં ચાર માર્ગ એકઠા થતા હોય તેવો ચોક. ૩ વૃક્ષનું ઠુંઠું.

તેની પરીક્ષા કરૂં." એમ વિચારીને રાજા ખડ્ગ ખેંચીને 'મારો મારો' એમ બોલતો તેની પાસે ગયો, તો પણ તે ક્ષોભ પામ્યા નહીં. તેથી 'આ તો મુનિ જ છે' એમ નિશ્ચય કરીને રાજા તેની સ્તુતિ કરતો ત્રણ પ્રદક્ષિણાપૂર્વક તે મુનિને વંદના કરીને આગળ ચાલ્યો. આગળ જતાં નગરનો દુર્લંધ્ય કિલો આવ્યો, તેનું વિદ્યુત્‌ની જેમ ઉડીને રાજાએ ઉલ્લંઘન કર્યું. પછી અનુક્રમે તે રાજા ઉદ્યાનની પાસે સિંદૂર વૃક્ષવાળા કુટ્ટિમના તળ નજીક આવી પહોંચ્યો. ત્યાં તે રાજાએ શ્રીધર્મનંદન-ગુરૂના સાધુઓને જોયા, તો કેટલાએક મધુર સ્વરથી સ્વાધ્યાય કરતા હતા, કેટલાએક ધર્મશાસ્ત્રનો પાઠ કરતા હતા, કેટલાએક પદસ્થ, પિંડસ્થ, રૂપસ્થ અને રૂપાતીત એવા ધ્યાનમાં સાવધાન હતા, કેટલાએક ગુરૂના ચરણકમળની શુશ્રૂષા (સેવા) કરતા હતા, અને કેટલાએક આચાર વિ-ચારમાં તત્પર હતા. તે જોઇને રાજાએ વિચાર્યું કે—"આ તો જે પ્રમાણે કહેતા હતા, તેજ પ્રમાણે કરે છે. હવે આચાર્ય ભગવાન્ કયાં છે? અને તે પોતે શું કરે છે? તે જોઉં." એમ વિચારીને રાજાએ આમ તેમ જોયું, તો તેજ દિવસે દીક્ષા આપેલા પેલા પાંચ મુનિઓને ધર્મનો ઉપદેશ કરતા સાંભળ્યા. એટલે 'આ મુનિઓની પાસે ગુરૂ શી વાત કરે છે?' એમ વિચારીને રાજા તમાલવૃક્ષના મૂળમાં બેસી ગુરૂની કહેલી વાતો સાંભળવા લાગ્યો.

ગુરૂ બોલ્યા કે—"હે દેવોને પણ પ્રિય એવા સાધુઓ! આ જીવ મહા કષ્ટથી પૃથ્વી, જળ, તેજ, વાયુ અને વનસ્પતિમાં અનંત કાળ-સુધી પરિભ્રમણ કરીને પછી દ્વીંદ્રિય, ત્રીંદ્રિય અને ચતુરિંદ્રિયપણું પામે છે, પછી તિર્યંચ પંચેંદ્રિય થાય છે, અને ત્યારપછી અત્યંત દુર્લભ એવા મનુષ્યજન્મને પામે છે. તેમાં પણ આર્યદેશ, પ્રશસ્ત જાતિ, ઉત્તમ કુળ, સર્વ ઇંદ્રિયોની સંપૂર્ણતા, નીરોગીપણું, લાંબુ આયુષ્ય, સારી મનોવાસના, સદ્‌ગુરૂનો યોગ, અને તેના વચનનું શ્રવણ એ સર્વ ઉત્ત-રોત્તર મહા દુર્લભ છે. આટલી સર્વ સામગ્રી મળ્યા છતાં પણ જિને-શ્વરે કહેલું બોધિરત્ન પ્રાપ્ત કરવું અત્યંત દુર્લભ છે. બોધિરત્નને પ્રાપ્ત કર્યા પછી પણ ધર્મમાં શંકા કરીને, ભિન્ન ભિન્ન ધર્મની અભિલાષાએ કરીને, ધર્મના ફળમાં સંદેહ કરીને, કુતીર્થિકોની પ્રશંસા કરીને તેમ જ તેમના પરિચયવડે કરીને, ચાર કષાય અને પાંચ વિષયોથી મોહ

પામેલા ઘણા જીવો સમ્યક્ત્વને વૃથા ગુમાવી દે છે. કેટલાએક જીવો જ્ઞાનને જ પ્રધાન કરીને પાંગળા માણસની જેમ ક્રિયારહિત થાય છે, અને કેટલાએક જીવો ક્રિયાને જ પ્રશસ્ય માનીને અંધની જેમ જ્ઞાનનો આદર કરતા નથી. તેથી તેઓ બન્ને મોહિત થયેલા હોવાથી ભવરૂપી દાવાનળમાં નાશ પામે છે." આપ્રમાણે ગુરૂ કહેતા હતા, તે વખતે રાજાએ મનમાં વિચાર કર્યો કે—"આ ગુરૂ કહે છે, તે સર્વ સત્ય છે. પરંતુ આ દુર્લભ રાજ્ય, સ્ત્રીઓથી ઉત્પન્ન થતું સુખ અને પરિજનોથી મળતો આનંદ ભોગવીને પછી હું ધર્મનું આચરણ કરીશ." આપ્રમાણે વિચાર કરતા એવા તે રાજાના ભાવને જ્ઞાનવડે જાણીને તે પાંચે સાધુઓને જ ઉદ્દેશીને ગુરૂએ કહ્યું કે—"આ લોકમાં જે રાજ્યનું અને સ્ત્રી વિગેરેનું સુખ છે, તે સર્વ અનિત્ય તેમ જ તુચ્છ છે. અને સિદ્ધિ (મુક્તિ)થી ઉત્પન્ન થયેલું સુખ અનંત, અક્ષય અને અવ્યાબાધ છે. તે વિષે એક દષ્ટાંત કહું છું તે સાંભળો:—

સમગ્ર પુરમાં શ્રેષ્ઠ એવું પાટલીપુત્ર નામે એક નગર છે. તે નગરમાં ધનવડે કરીને ધનદની જેવો એક **ધન** નામે ઉત્તમ શ્રેષ્ઠી વસે છે. તે એકદા વહાણમાં બેસીને રત્નદ્વીપ તરફ ચાલ્યો. તે સમુદ્રમાં જતો હતો, તેવામાં પ્રચંડ વાયુ વાવા લાગ્યો, તેથી આકાશ સુધી ઉછળતી કલ્લોલની શ્રેણીવડે આમતેમ ભટકતું તે વહાણ ભાંગી ગયું. તે વખતે જેમ ક્ષુધાથી ક્ષામ ઉદરવાળો પુરૂષ આહાર પામે, હિમથી પીડાયેલો માણસ જેમ અગ્નિને પામે, અને જેમ તૃષાતુર માણસ જળને પામે, તેમ તે ધન એક પાટીયું પામ્યો. તેના આશ્રયથી તે ધન સાત દિવસે કડવાં ફળોથી વ્યાપ્ત એવા સેંકડો વૃક્ષો જેમાં રહેલાં છે, એવા **કુડંગ** નામના દ્વીપે નીકળ્યો. તે દ્વીપ સંસારની જેવો અપાર અને વિષની જેવો મહા વિષમ હતો. તે દ્વીપમાં સ્વેચ્છાથી ફરતા ધને કોઈ બીજા પુરૂષને જોયો. જૈન ધર્મને પામીને ભવ્ય પ્રાણી હર્ષિત થાય તેમ તે પુરૂષને જોઈને હર્ષિત મુખવાળા ધને નિર્મળ અંતઃકરણથી તેને પૂછ્યું કે—"હે ભાઈ! તું ક્યાંનો રહીશ છે? અને શા કારણથી આ દ્વીપમાં આવ્યો છે?" તે સાંભળીને તેણે કહ્યું કે—"હું સુવર્ણદ્વીપ તરફ જતો હતો. ત્યાં ભયંકર અગાધ સમુદ્રમાં પૂર્વભવમાં ઉપાર્જન કરેલા દુષ્કૃતની જેવા વાયુએ અગણિત કરીયાણાંથી ભરેલું મારૂં વહાણ

તત્કાળ ભાંગી નાંખ્યું. મને એક પાટીયું હાથ લાગવાથી તેને આધારે હું અહીં કુડંગદ્વીપે આવી પહોંચ્યો છું." તે સાંભળીને ધનશ્રેષ્ઠીએ પણ પોતાનું વૃત્તાંત કહીને કહ્યું કે—"આપણે બન્ને સરખા દુઃખી છીએ તેથી આ દ્વીપમાં સાથે જ ફરીએ." પછી તે દ્વીપમાં ફરતાં તેમને કોઈ વખત એક ત્રીજો પુરૂષ મળ્યો. તેને જોઈને તેઓએ પૂછ્યું કે—"હે ભાઈ! તું કયા નગરથી આ દ્વીપમાં આવ્યો છે?" ત્યારે તે બોલ્યો કે—"લંકાપુરીતરફ જતાં મારૂં વહાણ ભાગ્યું, અને એક પાટીયું મળવાથી તેને આધારે હુ અહીં પહોંચ્યો છું." તે સાંભળીને તે બે જણ બોલ્યા કે—"બહુ ઠીક થયું, આપણે ત્રણે સમાન દુઃખવાળા છીયે, માટે આપણી અત્યંત મિત્રાઈ થઈ. હવે આપણે અહીં કોઈ ઉંચા વૃક્ષઉપર વહાણ ભાંગ્યાની નિશાની બાંધીએ." તે વાત અંગીકાર કરીને તેઓએ એક વલ્કલને કોઈ વૃક્ષના શિખરઉપર બાંધ્યું. પછી ક્ષુધા તૃષાથી ગ્લાનિ પામેલા તે ત્રણે જણા સર્વત્ર ભ્રમણ કરવા લાગ્યા. પરંતુ ખાવાલાયક ફળની ઉત્પત્તિવાળું કોઈપણ વૃક્ષ જોયું નહીં. એપ્રમાણે તે દ્વીપમાં સર્વત્ર સ્વેચ્છાએ વિચરતા અને સેંકડો દુઃખોથી આકુળ થયેલા તેઓએ મહાકષ્ટે ઘરના આકારવાળાં ત્રણ કુડંગ જોયાં. તેમાંના એક એક કુડંગનો આશ્રય કરીને તે ત્રણે મિત્રો રહ્યા. તે કુડંગોમાં એક એક ઉંબરાનું ઝાડ હતું, તે જોઈને તેમનાં હૃદયમાં અત્યંત હર્ષ થયો. પછી તેઓ પરસ્પર બોલ્યા કે—"અહો! હવે આપણે જે પામવાનું હતું, તે પામ્યા છીયે, આપણે આ વૃક્ષો જોવામાત્રથી જ સ્વસ્થ ચિત્તવાળા થયા." પછી તેઓ કુડંગોમાં પેસીને ઉંબરાનાં ફળો જોવા લાગ્યા, પણ એકે ફળ તેમણે દીઠું નહીં. તેથી તે ત્રણે જણ અત્યંત દુઃખી મનવાળા થઈ ગયા. કેટલાએક દિવસો ગયા પછી તેઓના સેંકડો મનોરથે કરીને તે ઉંબરાનાં વૃક્ષો ફળોથી વ્યાપ્ત થયાં. તેનું કાગડા વિગેરેના ઉપદ્રવથી તેઓ રક્ષણ કરવા લાગ્યા.

અહીં સમુદ્રમાં કોઈ [1]સાંયાત્રિક જતો હતો, તે દયાળુએ વહાણ ભાંગ્યાનું ચિહ્ન જોઈને બે સુકાનીઓને મોકલ્યા. તે સુકાનીઓ તે દ્વીપમાં આવીને સર્વત્ર માણસની શોધ કરવા લાગ્યા, તેવામાં ઉંબરાનાં ફળોમાં જીવિતની આશા બાંધીને રહેલા તે ત્રણે પુરૂષોને કુડંગમાં

---

૧ સમુદ્ર રસ્તે વેપાર કરનાર—વહાણવટી.

જોયા. તેમને જોઈને તેઓએ કહ્યું કે—"અમને એક વહાણના વેપારીએ તમને લઈ આવવા માટે અહીં મોકલ્યા છે. અધિક દુઃખ અને શીત-વાળા આ દ્વીપમાં તમે શી રીતે રહી શકો છો?" તે સાંભળીને ત્રણમાંથી એકજણ બોલ્યો કે—"આ દ્વીપમાં શું દુઃખ છે? આ ઘરના જેવું કુડંગ છે, અને આ ઉંબરાનું વૃક્ષ ફળ્યું છે, તે ફરીથી પણ ફળશે. હુ તો અહીં મોટા સુખમાં રહું છું. તેથી હું તો કોઈપણ પ્રકારે સામે કાંઠે આવીશ જ નહીં." એમ કહીને તે પુરૂષ તો ત્યાં જ રહ્યો. પછી તે સુકાનીઓએ બીજાને કહ્યું કે—"તું અમારી સાથે સામે કાંઠે ચાલ." ત્યારે તે બોલ્યો કે—"હું ઉંબરાનું એક પાકેલું ફળ ખાઈને પછી જે કોઈ બીજો નાવિક આવશે તેની સાથે આવીશ." એમ કહીને તે બીજો માણસ પણ ત્યાં જ રહ્યો. પછી તે સુકાનીઓએ ત્રીજાને કહ્યું કે—"હે ભદ્ર! અહીં રહીને શું કરે છે? સામે કાંઠે ચાલ." તે સાંભળીને 'તમે આવ્યા તે બહુ સારૂં થયું.' એમ કહીને તે ત્રીજો પુરૂષ તેઓની સાથે જઈને અત્યંત પ્રીતિથી નાવમાં ચડી બેઠો. કેટલેક દિવસે તે વહાણ કાંઠે પહોંચ્યું એટલે તે પોતાના પુત્ર, મિત્ર, સ્ત્રી, ધન અને ધાન્યાદિક વસ્તુઓની ભેળો થયો અને નિરંતર સુખનો અનુભવ કરવા લાગ્યો. હે સાધુઓ! આ દૃષ્ટાંતનો ઉપનય સાંભળો. જે દુસ્તર સમુદ્ર કહ્યો તે આ મહા ઘોર સંસાર સમજવો, અને જે કુડંગ નામે મહાદ્વીપ કહ્યો તે મનુષ્યભવ જાણવો. તે દ્વીપમાં જે કુડંગ કહ્યા, તે નિવાસો (ઘરો) સમજવા અને તેમાં જે ત્રણ પુરૂષો કહ્યા, તે આ સંસારમાં વર્તનારા જીવો ત્રણ પ્રકારના સમજવા. તેમાં જે ઉંબરાનાં વૃક્ષો કહ્યાં, તે દીર્ઘ નેત્રવાળી સ્ત્રીઓ જાણવી, અને તે વૃક્ષોનાં જે ફળો કહ્યાં, તે ઘણાં છોકરાં જાણવાં. વૃથા આશારૂપી પાશમાં પડેલા મૂર્ખ જીવો દારિદ્ર, દુઃખ અને રોગના સમૂહરૂપ કાગડાઓથી નિરંતર તે વૃક્ષરૂપ સ્ત્રીઓનું રક્ષણ કરે છે, અને ગૃહના અનેક પ્રકારનાં કાર્યોમાં જેનું ચિત્ત વ્યગ્ર થયેલું છે, એવા તે મૂર્ખ જીવો પરલોકમાં આત્માનું જે હિતકર છે, તે તો ભૂલી જ જાય છે. તેમાં જે વહાણવટી કહ્યો, તે ગુરૂ સમજવા. તેણે જે બે નિર્યામક મોકલ્યા, તે શ્રાવક અને સાધુના બે પ્રકારના ધર્મ જાણવા. જે વહાણ કહ્યું તે દીક્ષા સમજવી, અને જે સામો કાંઠો કહ્યો, તે મોક્ષ જાણવું. સંસારના દુઃખથી

સંતાપ પામેલા જીવોને જેઓ પાર ઉતારે છે, તેઓ મહા સત્ત્વવાળા અને સર્વ તત્ત્વોનું અવલોકન કરનારા આપ્ત પુરૂષો જાણવા. આ મનુષ્યજન્મ નિંદવાલાયક છે, અને અનેક પ્રકારે શોચ કરવાલાયક છે. માટે તેને તજીને મોક્ષ સુખનું સેવન કર." એ પ્રમાણે મુનીશ્વરો સર્વ જીવોને ઉપદેશ કરે છે. તેના સાંભળનારા ત્રણ પ્રકારના જીવોમાંથી પહેલો પુરૂષ અભવ્ય જીવ જાણવો, તે બોલ્યો કે—'અહીં મનુષ્યભવમાં શું દુઃખ છે? અને મોક્ષમાં વધારે શું સુખ છે? માટે મારે તો મોક્ષમાં આવવું જ નથી.' બીજો પુરૂષ તે દૂરભવ્ય જીવ જાણવો. તે બોલ્યો કે—'હે મુનીશ્વર! પુત્ર, મિત્ર, સ્ત્રી વિગેરેની મમતાનો ત્યાગ કરવાને હું સમર્થ નથી." ત્રીજો પુરૂષ તે ભવ્ય પ્રાણી જાણવો. તે સદ્ધર્મની દેશના સાંભળીને બોલ્યો કે—"દુઃખની પીડાથી મહા ભયંકર એવા આ મનુષ્ય લોકમાં કોણ રહે? સાત અંગથી શોભતું રાજ્ય અને સુંદર એવી સંતતિઓ તો દરેક ભવને વિષે મળે છે, પણ જિનેશ્વરની દીક્ષા કદી પ્રાપ્ત થતી નથી. તેથી મારે અનેક પ્રકારના દુઃખને ઉત્પન્ન કરનાર આ મનુષ્યભવે કરીને સર્યું; હું તો મોક્ષપદની લક્ષ્મીને માટે જ ઉદ્યમ કરીશ." આ પ્રમાણેની કથા કહીને શ્રીધર્મનંદન આચાર્ય ફરીથી બોલ્યા કે—"હે વત્સો! હવે વ્રતસંબંધી દૃષ્ટાંત હું કહું છું, તે સાંભળો—

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં પૃથ્વીના મુખના અલંકારરૂપ મગધ નામે દેશ છે. તે દેશમાં અનેક દેશમાં પ્રસિદ્ધિરૂપ લક્ષ્મીના એક આશ્રયરૂપ **રાજગૃહ** નામે ફરતા પર્વતોથી સુંદર એવું નગર છે. તે નગરમાં **પરંતપ** નામે રાજા રાજ્ય કરે છે. તે રાજાની કીર્ત્તિ ચારે દિશાઓમાં પ્રખ્યાતિ પામેલી છે. તે રાજા નિરંતર પ્રતાપે કરીને સૂર્યસમાન છે, લક્ષ્મીએ કરીને કુબેર સદૃશ છે, અને બુદ્ધિએ કરીને વાચસ્પતિ જેવો છે. તે રાજા શ્રીવીતરાગ પ્રભુના ચરણકમળમાં ભ્રમર જેવો, સમ્યક્ત્વને ધારણ કરનારો અને સર્વ શત્રુરૂપી વૃક્ષોનું પ્રતાપવડે શોષણ કરનારો છે. તે રાજાએ વશ કરેલા હોવાથી તેને નમન કરતા એવા અનેક રાજાઓના મુકુટોમાં વિલાસ પામતા મણિઓનાં કિરણોવડે તેનું પાદપીઠ અર્ચિત થતું હતું. જેમ સિંહ તીક્ષ્ણ નખોવડે લાખો હાથીઓનું વિદારણ કરે, તેમ તે રાજાએ તીક્ષ્ણ બાણોવડે લાખો શત્રુઓનું વિદારણ કર્યું હતું. તે રાજાને અનેક સ્ત્રીઓ હતી. તેમાં

ગુણની લક્ષ્મીવડે શ્રેષ્ઠ અને ચંદ્રની જેવા મનોહર મુખવાળી **શશિકાંતા** નામની પટ્ટરાણી હતી. તે નગરમાં મહા ચતુર, નિર્મળ બુદ્ધિવાળો, સર્વ શ્રેષ્ઠીઓમાં ઉત્તમ અને સદ્ગુણોવડે પુણ્યસમૂહના પાત્રરૂપ **ધન** નામે શેઠ રહેતો હતો. તેને રંભા અપ્સરાના રૂપજેવી કાંતિવાળી સુંદર **ધારણી** નામે પ્રિયા હતી. તે જાણે સદાચારની સ્વામિની હોય, તેમ લોકોને આનંદદાયક હતી. તે શ્રેષ્ઠીને **ધનપાળ, ધનદેવ, ધનગોપ** અને **ધનરક્ષિત** નામે ચાર પુત્રો થયા હતા. તે ચારે પુત્રોને તેના પિતાએ ઉપાધ્યાયની પાસે ભણવા મોકલ્યા. તેઓ થોડા દિવસમાં જ સર્વ વિદ્યામાં કુશળ થયા. અનુક્રમે તે ચારે પુત્રો કામદેવના ઉદ્યાનતુલ્ય, શૃંગારરૂપ વૃક્ષના જીવનસમાન અને જગત્નાં નેત્રોને આનંદદાયક યુવાવસ્થા પામ્યા, ત્યારે તે જ નગરમાં ધનશેઠે પોતાની જેવા લક્ષ્મીવાન્ શ્રેષ્ઠીઓની સુંદર રૂપવાળી કન્યાઓ સાથે તે પુત્રોને પરણાવ્યા. તેમાં પહેલા પુત્રની સ્ત્રીનું નામ **ઉજ્ઝિકા** હતું, બીજાની સ્ત્રીનું નામ **ભક્ષિકા** હતું, ત્રીજાની સ્ત્રીનું નામ **રક્ષિકા** હતું, અને ચોથાની સ્ત્રીનું નામ **રોહિણી** હતું. તે સ્ત્રીઓની સાથે વિષય સુખ ભોગવતાં તે પુત્રો દેવોની જેમ વ્યતીત થયેલા લાંબા કાળને પણ જાણતા નહોતા. એકદા ધનશ્રેષ્ઠી રાત્રીના પાછલા પહોરે જાગૃત થયો, તે વખતે તે પ્રથમ ધર્મધ્યાન કરીને પછી ગૃહચિંતા કરવા લાગ્યો કે—"અનેક વસ્તુઓથી ભરેલા એવા ઘરનો નિયંતા પુરૂષ છતાં પણ તે ઘરનો નિર્વાહ સ્ત્રીવડે જ થાય છે. પુત્ર, પૌત્ર, વધૂ અને ભૃત્યોથી ભરપૂર ઘર છતાં પણ ગૃહસ્થીને ભાર્યારહિત એવું તે ઘર શૂન્યજ ભાસે છે. જે સ્ત્રી પોતાનો પતિ જમ્યા પછી જમે છે, પતિના સૂતા પછી સૂવે છે અને તેના જાગ્યા પહેલાં જાગે છે, તે સ્ત્રી ગૃહિણી નથી, પણ સાક્ષાત્ લક્ષ્મી જ છે. જે ઘરનાં સર્વ મનુષ્યોની અને પશુઓની સારવાર અને સંભાળ કરે છે, તેમ જ સર્વની યોગ્યતા સાચવે છે, તે ગૃહિણીના મિષથી સાક્ષાત્ લક્ષ્મી જ છે. તો હવે આ ચારે વહુઓમાંથી મારા ઘરમાં ઘરનો ભાર ઉપાડે તેવી કોણ થશે ? તેનો નિર્ણય કરવો યોગ્ય છે." આ પ્રમાણે વિચાર કરતા ધનશ્રેષ્ઠીએ પ્રાતઃકાળ થતાં ઉઠીને પ્રાતઃકાળની ક્રિયા કરી, ભોજનક્રિયામાં નિપુણ એવા રસોઈઆઓપાસે પુષ્કળ ભોજન સામગ્રી તૈયાર કરાવી. પછી તે ચારે વહુઓના પિતાના

કુટુંબને તથા બીજા પૌરજનોને નિમંત્રણ કરીને આદરસહિત શ્રેષ્ઠીએ જમાડ્યા. જમી રહ્યા પછી શ્રેષ્ઠીએ સર્વ સંબંધીઓને આસનપર બેસાડીને તાંબૂલ, પુષ્પમાળા, વસ્ત્ર અને ચંદનાદિકવડે તેમનો સત્કાર કર્યો. પછી તે સર્વ સંબંધીઓની સમક્ષ તે શ્રેષ્ઠીએ સૌથી મોટી ઉજ્ઝિકા નામની વહુને બોલાવીને તેને પાંચ ડાંગરના અખંડ કણ (દાણા) આપ્યા. અને કહ્યું કે "આ દાણા હું જ્યારે માગું ત્યારે મને આપજે." તે શાલિના કણ લઈને ઉજ્ઝિકાએ એકાંતમાં જઈને વિચાર કર્યો કે—"વૃદ્ધાવસ્થાને લીધે હવે સસરાની બુદ્ધિ પણ ક્ષીણ થઈ લાગે છે, કેમકે તેણે ઘણા માણસો બોલાવીને આટલો મોટો ઉત્સવ કર્યો અને તેની વચ્ચે બોલાવીને મારા હાથમાં તેણે શાલિના પાંચ દાણા આપ્યા. આ કણને જાળવી રાખીને શું કરવા છે? જ્યારે તે માગશે, ત્યારે ઘરમાંથી કાઢીને બીજા આપીશ." એમ વિચારીને તેણે તે કણો નાંખી દીધા. પછી ધનશ્રેષ્ઠીએ બીજી વહુને બોલાવીને પાંચ શાલિકણ આપ્યા, તે લઈને તે ભક્ષિકા એકાંતમાં જઈ ઘણીવારસુધી વિચાર કરવા લાગી. કે—"હવે કોઈપણ કારણથી આ સસરાની બુદ્ધિ ભ્રમિત થઈ લાગે છે, કેમકે કાંઈપણ કાર્યપ્રસંગવિના તેણે આટલો બધો દ્રવ્યનો ખર્ચ કર્યો. તેમ જ સર્વજનોની સમક્ષ મને બોલાવીને મારા હાથમાં આ પાંચ કણ આપ્યા. હવે સાસરાએ પોતે આપેલા આ કણને હું નાખી પણ કેમ દઉં?" એમ વિચારીને તે વહુ તે વ્રીહિનાં ફોતરાં ઉખેડીને તરત ખાઈ ગઈ. પછી શ્રેષ્ઠીએ ત્રીજી રક્ષિકા નામની વહુને બોલાવીને તેને પણ તેણે પાંચ કણ આપ્યા. તે લઈને તેણે એકાંતમાં જઈ વિચાર કર્યો કે— "હું ધારૂં છું કે આ કણોથી કાંઈપણ મોટું કાર્ય હશે, માટે આ પાંચે કણોને મહાપ્રયત્નવડે જાળવી રાખું એટલે પછી જ્યારે સસરા માગશે, ત્યારે આ કણો હું તરત જ તેને આપીશ." એમ મનમાં વિચારીને તેણે પોતાના અલંકારના કંડીયામાં શુદ્ધ વસ્ત્રે બાંધીને તે કણ રાખી મુક્યા. અને દેવતાની જેમ તે કણોની ત્રિકાળ સંભાળ લેવા લાગી. પછી શ્રેષ્ઠીએ ચોથી રોહિણી વહુને બોલાવી. તેના હાથમાં શાલિના પાંચ કણો આપીને તેણે કહ્યું કે—"પુત્રી! તારીપાસે હું જ્યારે માગું ત્યારે આ કણો મને પાછા આપજે." તે કણો લઈને એકાંતમાં જઈ તે બુદ્ધિશાળી રોહિણી વિચાર

કરવા લાગી કે—"મારા સસરા મહાકુશળ છે, તે બુદ્ધિમાં વાચસ્પતિની જેવા છે, મહાજનમાં તે મુખ્ય છે અને નાનાપ્રકારનાં શાસ્ત્રોમાં નિપુણ છે. માટે તેણે આપેલા આ પાંચ કણોને હું વૃદ્ધિ પમાડું." એ પ્રમાણે મનમાં વિચારીને તેણે તે પાંચે કણો પોતાના પિતાને ઘેર મોકલ્યા. અને પોતાના ભાઈઓને કહેવરાવ્યું કે—"આ કણોને તમારા શાલિકણુની જેમ દર વર્ષે વર્ષાઋતુમાં તમારા ખેડુતોપાસે જુદા વવરાવીને આ કણો વૃદ્ધિ પામે તેમ કરજો." પછી બહેનના કહેવરાવવાથી તે ભાઈઓએ વર્ષાઋતુ આવી ત્યારે તે શાલિના પાંચ કણોને જળની નીકને કાંઠે વાવ્યા. એટલે તે શાલિના કણો ઉગીને સ્તંભરૂપ થઈ શાલિકણથી શોભીતા થયા. તેમાંથી દાણા કાઢ્યા તો તે પહેલે વર્ષે એક પ્રસ્થ પ્રમાણ થયા. બીજે વર્ષે તે બધા વાવવાથી ઘણા આઢકપ્રમાણ થયા. ત્રીજે વર્ષે ઘણા દ્રોણ થયા. ચોથા વર્ષે સો ખારી થયા અને પાંચમે વર્ષે તો તે એક લાખ પલ્ય થયા.

પાંચ વર્ષ વ્યતીત થયા પછી એક દિવસ ધનશ્રેષ્ઠીએ પ્રથમની જેમ પાછા સર્વ સ્વજનોને નિમંત્રણ કરીને પોતાને ઘેર મોટો ઉત્સવ કર્યો. પછી સર્વની સમક્ષ મોટી વહુ ઉજ્ઝિકાને બોલાવીને તેણે કહ્યું કે—"હે વત્સે! મેં તે દિવસ આપેલા શાલિના પાંચ કણ મને પાછા આપો." તે સાંભળીને તરત જ તેણે ઘરમાં જઈને પાંચ શાલિકણ લાવી સસરાના હાથમાં આપ્યા. તે લઈને સર્વની સમક્ષ પોતાના સોગન આપીને તેણે વહુને પૂછ્યું કે—"હે વત્સે! આ તે જ શાલિકણ છે કે બીજા? તે સત્ય કહે." ત્યારે તે બોલી કે—"હે પિતા! તે કણો તો મેં નાંખી દીધા હતા." તે સાંભળીને શ્રેષ્ઠીએ સર્વ લોકોની સમક્ષ સ્પષ્ટ રીતે કહ્યું કે—"તમે એમ કહેશો કે—'આ ધનશ્રેષ્ઠીએ અયોગ્ય કર્યું' પણ આ દુષ્ટ વહુએ મેં આપેલા શાલિકણો નાંખી દીધા માટે હું તે નાંખી દેવાનું ફળ આપીશ." એમ કહીને તેણે આજ્ઞા કરી કે—"આજથી આ ઉજ્ઝિકા વહુ છાણવાસીદું કરે." પછી બીજી વહુને બોલાવી શ્રેષ્ઠીએ કહ્યું કે—"હે પુત્રી! મેં આપેલા કણ મને પાછા આપો." ત્યારે તે બોલી કે—"તે કણ તો હું ખાઈ ગઈ છું." તે સાંભળીને તે શ્રેષ્ઠ શ્રેષ્ઠીએ સ્વજનોની સમક્ષ કહ્યું કે—"આ ભક્ષિકા વહુએ રાંધવા વિગેરેનું કામ કરવું." પછી ત્રીજીને બોલાવીને શાલિકણ

માગ્યા, ત્યારે પોતે તેનું રક્ષણ કર્યું હતું તે વાત તેણીએ નિવેદન કરી અને કણ લાવીને આપ્યા. તેથી સંતુષ્ટ થઈને શ્રેષ્ઠી બોલ્યો કે—" હે લોકો ! આ રક્ષિકા નામની વહુ મારી આજ્ઞાથી મારા ઘરના ખજાનાની અધિકારીણી થાઓ." પછી ચોથી રોહિણી નામની વહુને બોલાવીને તેણે કહ્યું કે—" હે પુત્રી ! તું પણ હવે મારા આપેલા કણ મને પાછા આપ." ત્યારે તે બોલી કે—" હે પિતા ! મને ઘણાં ગાડાં અને મોટા વૃષભો આપો, તો તે શાલિ લાવી શકાય." તે સાંભળીને શ્રેષ્ઠીએ પૂછયું કે—" હે પુત્રી ! તે પાંચ કણો ગાડાંથી વહન કરવાલાયક કેમ થયા ? તેનું કારણ કહે." ત્યારે તેણીએ તેની પાસે મૂળથી માંડીને બધી વાત કહી આપી. તે સાંભળીને શ્રેષ્ઠી અત્યંત હર્ષિત થયો. અને તે વહુને તેણે ગાડાં તથા વૃષભો આપ્યાં. પછી તે વહુએ પોતાના પિતાને ઘેરથી તે સર્વ શાલિ આણ્યા. તે જોઈને ધનશ્રેષ્ઠી બોલ્યો કે—" જેને આવી વહુ છે, તે ધન્ય છે, કેમકે તેણીએ પાંચ કણને પણ કેવા વૃદ્ધિ પમાડ્યા ?" પછી વહુએ કહ્યું કે—" હે પિતા ! તે તમારા પાંચ કણોને ગ્રહણ કરો." તે સાંભળીને શ્રેષ્ઠીએ સર્વજનની સમક્ષ કહ્યું કે—" આ મારી વહુ મારા ઘરમાં સર્વસ્વની સ્વામી થાઓ. ઘરના સર્વ લોકોએ આની જ આજ્ઞાપ્રમાણે ચાલવું. આની આજ્ઞાનું જે ખંડન કરે, તેણે મારા ઘરમાં રહેવું નહીં." તે સાંભળીને સર્વજનોએ તે શ્રેષ્ઠીનું વચન મસ્તકપર શેખરરૂપ કર્યું. પછી પ્રફુલ્લિત આનંદના સમૂહથી વ્યાપ્ત એવો તે ધનશ્રેષ્ઠી અનુક્રમે ચિંતારહિત થઈને સદ્ધર્મને અલંકારરૂપ કરવા લાગ્યો. હે શિષ્યો ! મેં તમોને આ દૃષ્ટાંત કહ્યું, હવે તેનો સિદ્ધાન્તમાં કહેલો ભાવાર્થ સાંભળો—જે રાજગૃહ નગર છે, તે આ લોકમાં મનુષ્યપણું છે. જે ધનશ્રેષ્ઠી કહ્યો, તે વિચારમાં ચતુર એવા આચાર્ય છે. જે ચાર વહુઓ કહી, તે ચાર પ્રકારના શિષ્યો જાણવા. અને પાંચ શાલિના કણ તે પાંચ મહાવ્રતો જાણવાં. જે સ્વજનવર્ગ કહ્યો, તે ચાર પ્રકારનો સંઘ જાણવો. શ્રેષ્ઠીએ તેમની સમક્ષ વહુઓને પાંચ કણ આપ્યા, તે સંઘ સમક્ષ શિષ્યોને પાંચ મહાવ્રત આપ્યાં સમજવા. તેમાં શાલિકણોને ઉજ્ઝિકાએ ફેંકી દીધા તેમ પાંચ વ્રતોનો જે ત્યાગ કરે છે તે આ લોકમાં તથા પરલોકમાં દુઃખના સમૂહનું પાત્ર થાય છે. અને જેમ ભક્ષિકાએ

નિઃશંકપણે તે કણનું ભક્ષણ કર્યું, તેમ કેટલાક તેને આજીવિકાના હેતુભૂત કરી મુકે છે; પણ ડાહ્યા પુરૂષોએ પંચ મહાવ્રતને આજીવિકાના હેતુ-ભૂત કરવાં નહીં. જેમ રક્ષિકાએ તે પાંચ શાલિકણનું રક્ષણ કર્યું, તેમ સાધુજનોએ પાંચ મહાવ્રતનું રક્ષણ કરવું. તથા જેમ રોહિણીએ સસરાના આપેલા પાંચ શાલિકણોને વૃદ્ધિ પમાડ્યા, તેમ બુદ્ધિમાન પુરૂષે પાંચ મહાવ્રતોને વૃદ્ધિ પમાડવાં." ઇતિ **વ્રતદૃષ્ટાંત:**

ફરીને પાછા ગુરૂમહારાજ બોલ્યા કે—"હે શિષ્યો! વિનય એ જૈનશાસનનું મૂળ છે, માટે સાધુએ વિનીત (વિનયવાળા) થવું. વિન-યથી રહિતને ધર્મ ક્યાંથી અને તપ પણ ક્યાંથી? વિનયવાન્ લક્ષ્મીને પામે છે, અને વિનયવાન્ ઉજ્વલ યશને પણ પામે છે; દુર્વિનીત પુરૂષને કદી પણ સ્વાર્થની સિદ્ધિ થતી નથી. ગુણવાન્ પુરૂષ પણ જો સ્તબ્ધ (વિનયરહિત) હોય, તો તે ઉત્કૃષ્ટ લક્ષ્મીને પામી શકતો નથી. કેમકે ઘડો પણ કાંઈક નમ્ર થઈને (નમીને) પાણીનું ગ્રહણ કરે છે તો તે પરિપૂર્ણ થાય છે. વિનય એ અપરાધરૂપી અંધકારના સમૂહનો નાશ કરવામાં સૂર્યસમાન છે, અને સર્વદા સ્વર્ગ તથા અપ-વર્ગ (મોક્ષ)ની પ્રાપ્તિનું કારણ છે. કુલીન માણસે ગુરૂજનોનો, ગુણોથી મોટા હોય તેનો અને બાળ તપસ્વીઓનો સર્વથા વિનય કરવો. જેમ સર્વ તેજસ્વીઓમાં સૂર્ય પ્રશસ્ય છે, તેમ સર્વ ગુણોમાં વિનયગુણ પ્રશસ્ય છે. કેમકે તેના ઉદયથી સર્વ કર્મરૂપી ગ્રહો આચ્છાદિત થઈ જાય છે. મેઘથી જળસમૃદ્ધિની જેમ વિનયથી સર્વ સંપત્તિઓ પ્રાપ્ત થાય છે, અને કેવળજ્ઞાનની પ્રાપ્તિ પણ વિનયવાળાને જ થાય છે.

## વિનયઉપર દ્રષ્ટાંત.

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રને વિષે પૃથ્વીપર મનોહર અને કલ્યાણ કરનારી એવી **ક્ષમા** નામની પુરી છે. કુબેરના ઘરના જેવા ઉંચા ગૃહોવાળી તે નગરીની આગળ ઇંદ્ર પણ મહિમારહિત થયેલ છે. તે નગરીના ઉદ્યાનની આગળ નંદનવનની શોભા પણ ન્યૂનતા પામેલ છે અને તેના સરોવરની આગળ પંપા વિગેરે સરોવરો પણ અભિમાન રહીત થયેલા છે. તે નગરમાં ક્ષમાપતિ[1]વડે સ્તુતિ કરાતો આકાશમાં

1 ચંદ્ર, રાજાઓ.

સૂર્યની જેવો શ્રીમાન્ હર્ષ નામે રાજા હતો. તેનામાં ગુણોનો સમૂહ હતો છતાં પણ ગુણીઓના સુંદર ગુણોના સમૂહને ગ્રહણ કરવામાં તેને અધિક લોભ હતો. ખરેખર, વિધાતાએ સમુદ્ર, કામદેવ અને મેઘનો સાર એકઠો કરીને આ રાજાને ઉત્પન્ન કર્યો હતો, જો એમ ન હોય તો તે આટલો બધો ગંભીર, સુંદર અને દાતાર કેમ થાય? તે શુભ કળાવાળા રાજાના અન્યૂન ગુણોરૂપી પુષ્પસમૂહના ઉલ્લાસ પામતા સૌરભે (સુગંધે) કરીને સમગ્ર મહીતલ વ્યાપી ગયું હતું. કલ્યાણકારી લક્ષ્મીનો તે આશ્રયભૂત હતો, નિરંતર આનંદનું સ્થાન હતો, સ્ફુરણાયમાન કીર્ત્તિ-રૂપી લતાસમૂહનું તે વિકસિત મૂળ હતો, અત્યંત સુકૃત કરવામાં તે ઉત્સુક હતો, અને યાચકોથી તે કદાપિ પણ વિમુખ થતો નહીં. તે રાજા ઉન્મત્ત થયેલા શત્રુઓરૂપી કરોડો હાથીઓનું વિદારણ કરવામાં સિંહસમાન હતો, નીતિરૂપી લતાની શ્રેણીને નવ પલ્લવિત કરવામાં તે ઉન્નત મેઘસમાન હતો, અને તેની ચોતરફ નિરંતર સ્ફુરણાય-માન થતી કીર્ત્તિવડે ત્રણ જગત્ શ્વેત થયેલ હોવાથી કૈલાસપર નિવાસ કરનાર શિવ પણ પોતાના કૈલાસ પર્વતને ઓળખતા નહોતા. ‘કલ્પ-વૃક્ષ વિગેરે ઈપ્સિત વસ્તુને આપે છે’ એવી શાસ્ત્રની વાર્ત્તા તે રાજા પ્રત્યક્ષ કરી બતાવતો હતો. કેમકે વિધાતાએ તેને તે તે કલ્પવૃક્ષા-દિમય બનાવ્યો હતો. તે નગરમાં દુર્ભાષણના દોષથી નગરશેઠની પદવીથી ભ્રષ્ટ થયેલો **વિષવાક્ય** નામનો એક વણિક રહેતો હતો, તે કૃષિકર્મ કરીને પોતાની આજીવિકા ચલાવતો હતો. એકદા તે શ્રેષ્ઠી પોતે મજુરોનેમાટે ખાવાનું (ભાત) લઈને ખેતરતરફ જતો હતો. તેવામાં માર્ગમાં નિર્જન સ્થાનમાં તેણે એક રોતા બાળકને જોયો. તેથી તેનું હૃદય અત્યંત દયાના ભારને ભજવા લાગ્યું, એટલે તેણે તરત જ તે બાળકને હાથવડે લઈને પોતાની કેડઉપર બેસાડી તેને ખવ-રાવ્યું. શ્રેષ્ઠીએ વિચાર્યું કે—“આ બિચારા બાળકને કોઈએ અહીં તજી દીધું છે, તેથી તે મરી જશે.” એમ વિચારીને તે બાળકને લઇને જ તે પોતાના ખેતરમાં ગયો. ત્યાંથી ઘેર આવીને પોતે પણ પુત્ર નહીં હોવાથી દુઃખિત હતો, તેથી હર્ષ પામીને દીન મુખવાળી પોતાની ભાર્યાને તે બાળક આપ્યો. તે સ્ત્રી પોતાના આત્માની જેમ તે બાળકનું લાલન પાલન કરવા લાગી. અનુક્રમે તે બાળક ચંદ્રની જેમ

સર્વ કળાને ધારણ કરતો યુવાવસ્થા પામ્યો. પિતાની કટુવાણીથી દગ્ધ થયેલા સર્વ લોકોને અમૃતસમાન વાક્યોવડે શાંત પમાડતો તે પંડિતપુત્ર સર્વત્ર ખ્યાતિને પામ્યો. તે **વિનીત** નામથી સર્વત્ર પ્રસિદ્ધ થયો. રાજાએ પણ તેની કુશળતાથી સંતોષ પામીને તેના પિતાનું (નગરશેઠનું) સ્થાન તેને આપ્યું. તે વિનીતનો મનોભાવ જિનશાસનના માહાત્મ્યમાં ઉલ્લાસ પામતો હતો, તે મનોહર ગુણસમૂહરૂપ વૃક્ષોના ઉદ્યાનની ભૂમિરૂપ હતો, સકળ લોકના નયનોને આનંદકારી હતો, સન્માર્ગમાં ગતિ કરતો હતો, નિર્મળ યશના સમૂહે કરીને તેણે સર્વ દિશાઓના અંતરને પૂરી દીધા હતા, તે સર્વદા સાધુઓના ચરણકમળની સેવા કરવામાં અભ્યાસી હતો, તેણે પૃથ્વીપર સર્વ યાચકોને અત્યંત ધન આપીને પ્રસન્ન કર્યા હતા, અને પ્રસન્ન મનવાળા રાજાપાસેથી પિતાનું સ્થાન પામીને ભાગ્ય અને સૌભાગ્યના સ્થાનરૂપ તે વિનીત લક્ષ્મીનું ભાજન થયો હતો.

અન્યદા તે નગરમાં મહા ભયંકર દુષ્કાળ પ્રાપ્ત થયો, જેથી ભવ્ય પ્રાણીઓને પણ ધર્મક્રિયાના લોપની સંભાવના થવા લાગી. તેવે સમયે દુષ્કાળના દુઃખથી દુઃખી થયેલા કોઈ એક વૃદ્ધ પુરૂષ, વૃદ્ધ સ્ત્રી અને એક યુવાન પુરૂષ એ ત્રણ જણાં કોઈ સ્થાનથી આવીને તે વિનીતના સેવક થયાં.

તે અવસરે શત્રુઓને કંપ આપનારી **ચંપા** નામે નગરીમાં **જીતારી** નામે રાજા રાજ્ય કરતો હતો. સૂર્યના જેવો પ્રતાપી તે રાજા [1]કમલોલ્લાસી હતો, છતાં કઠોર [2]કરવાળો નહોતો, તેમજ પૃથ્વીમંડળને તાપ કરનાર નહોતો, તે તેનામાં આશ્ચર્ય હતું. વૃષ્ટિ કરતો મેઘ શ્યામ મુખવાળો થાય છે, અને અંધકારને હણતો સૂર્ય તાપ પમાડે છે, પણ તે રાજા તો યાચકોને અત્યંત દ્રવ્ય આપીને પ્રસન્ન કરતો હતો, તેથી તે મેઘ તથા સૂર્ય સદૃશ છતાં પણ તેવો (શ્યામ મુખવાળો અને તાપ પમાડનાર) નહોતો.

---

૧ કમલા—લક્ષ્મીને ઉલ્લાસ પમાડનાર રાજા, કમળને ઉલ્લાસ પમાડનાર સૂર્ય. ૨ સૂર્યના કર–કિરણ કઠોર હોય છે, રાજાનો કર–વેરો કઠોર નહોતો.

હવે શ્રીહર્ષ રાજા ચંપાનગરીના રાજાપાસેથી દ્રવ્ય ગ્રહણ કરવાની ઇચ્છાથી સેવકોસહિત વિનીત શેઠને સાથે લઇને હર્ષથી ચાલ્યો. શ્રીહર્ષને આવતો જાણીને ચંપેશ પણ તેની સન્મુખ સૈન્યસહિત નીકળ્યો. ત્યાં બન્ને સૈન્યનું પરસ્પર યુદ્ધ થયું. તેમાં ઘોડેસ્વારો ઘોડેસ્વારોને રોકવા લાગ્યા, [1]નિષાદી નિષાદીને રોકવા લાગ્યા, રથિક રથિકને રોકવા લાગ્યા, અને ભયંકર મૂર્ત્તિને ધારણ કરનારા પત્તિઓ પત્તિઓને રોકવા લાગ્યા. ક્રોધને ઉત્પન્ન કરનારા સુભટોએ તીક્ષ્ણ તીરોની શ્રેણીવડે જાણે બીજી કાલરાત્રિ હોય, તેમ અકાળ વૃષ્ટિ કરી. તીવ્રબાણોના પ્રહારથી જર્જરિત થયેલા હાથીઓ કરોડો વ્રણવાળા થઈને જાણે સાક્ષાત્ પર્વતો હોય, તેમ રણભૂમિમાં ચોતરફ પડવા લાગ્યા. યુદ્ધમાં તીક્ષ્ણ ભાલાથી હણાયેલા અંગમાંથી ઉછળતા લોહીના મિષથી સમુદ્રરૂપ વસ્ત્રવાળી પૃથ્વી જાણે કસુંબાના વસ્ત્રવાળી હોય, તેવી દેખાવા લાગી. અમે સ્વામીની કૃપાના અત્યંત અનૃણી થઇએ એમ ધારીને વીર પુરૂષોના નૃત્ય કરતા મસ્તકરહિત ધડો શોભવા લાગ્યા. ઉછળતા લોહીરૂપ જળવડે ભયંકર થયેલી યુદ્ધભૂમિ કાષ્ઠોની જેમ યોદ્ધાના ધડોને વહન કરતી સતી નદી જેવી જણાવા લાગી. છેવટ દૈવયોગે કાગડાઓ ઘુવડના સૈન્યને હઠાડે તેમ ચંપેશના સૈન્યના સુભટોએ શ્રીહર્ષના સૈન્યને દીનતા પમાડ્યું. તેથી તે શ્રીહર્ષરાજાની સમગ્ર સેના કાગડા નાસે તેમ જીવ લઈને સત્વર ભાગવા લાગી. એટલે શ્રીહર્ષરાજા પણ નાશી ગયો. રાજાના જવાથી પત્તિઓ હતા તે વિનીતનો ત્યાગ કરીને નાશી ગયા, પણ જેમ સુકૃતો ચેતનનો ( આત્માનો ) ત્યાગ ન કરે, તેમ પેલા ત્રણ ( વૃદ્ધ, વૃદ્ધા ને યુવાન ) સેવકોએ તેનો ત્યાગ કર્યો નહીં. પછી વિનીત પણ તે સેવકોસહિત નાસવા લાગ્યો. માર્ગમાં સરસ્વતી નદી આવી. તેથી વિનીત તેમાં સ્નાન કરીને તથા જળપાન કરીને તેના કાંઠાના વૃક્ષની નીચે બેઠો. તેવામાં એક હરણ દોડતું અને ત્રાસ પામતું તેની પાસેથી નીકળ્યું, તેની પાછળ એક પારધી ઘોડેસ્વાર થઈને આવતો નજરે પડ્યો. વિનીતે તે વખતે યુક્તિ વાપરીને તે ઘોડેસ્વારને રોકયો અને હરણને ભાગી જવા દીધું. કેમકે ઉત્તમ પુરૂષો પોતાના પ્રાણે કરીને પણ અન્ય પ્રાણીઓનું રક્ષણ

૧ હાથીના સ્વારો.

કરે છે. પછી તે હરણ દૂર જતું રહ્યું એટલે મૃગનું રક્ષણ થવાથી (પોતાના કબજામાં ન આવવાથી) ક્રોધનું પોષણ કરતા એવા તે ઘોડ-સ્વારને વિનીતે કહ્યું કે—"સર્વ પ્રાણીઓને શરણ કરવા લાયક તમારી જેવા ઉત્તમ મહાત્માઓને દીન પ્રાણીઓની હિંસા કરવી યોગ્ય નથી. વળી હું આ તમારાં લક્ષણોથી ધારૂં છું કે તમે કોઈ ઉત્તમ ક્ષત્રિય છો, તો શસ્ત્રધારી ઉપર જ શસ્ત્રનો ઘા કરવો તે ક્ષત્રિયોને પ્રશસ્ય છે." ઇત્યાદિ અમૃત જેવાં મધુર વિનીતનાં વાક્યો સાંભળીને શિકાર કરવા નીકળેલા પૃથ્વીચંદ્ર રાજાએ પ્રતિબોધ પામી ક્રોધનો ત્યાગ કર્યો. પછી "આણે મને ધર્મનો ઉપદેશ આપ્યો છે" એમ વિચારીને રાજા તેનો પ્રત્યુપકાર કરવાની ઇચ્છાથી તેને ક્ષમાતિલક નગરે પોતાની સાથે લઈ ગયો. ત્યાં રાજાએ તે વિનીત શેઠને પોતાના નગરમાં સર્વનો અધિકારી સચિવ બનાવ્યો. "ગુણોવડે કોણ આનંદ ન પામે?" વિનીતના પેલા ત્રણ સેવકો પણ તેની પાછળ પાછળ તે જ નગરમાં આવ્યા, અને તેની સેવામાં જ તત્પર રહ્યા. વિનીત પ્રધાને ન્યાયથી નગરજનોનું રક્ષણ કરતાં ત્યાં મોટી કીર્ત્તિ મેળવી, અને આત્માનો અર્થ પણ સાધ્યો. વિનીત મંત્રીએ એકદા પેલા ત્રણ કિંકરોને સ્નેહપૂર્વક કહ્યું કે—"તમે મારી પાસે કાંઈપણ માગો." ત્યારે તેઓ બોલ્યા કે—"અમારે કાંઈ જોઇતું નથી." આવા નિર્લોભી સેવકો પણ ભાગ્યવડે જ મળે છે.

અહીં સર્વ સૈન્યસહિત ચંપાપુરીના રાજા જિતારિએ ક્ષમાપુ-રીએ જઈને ક્રોધથી એક ક્ષણવારમાં શ્રીહર્ષ રાજાની ક્ષમાપુરી ભાંગી નાંખી. તે વખતે પોતાની પુરી અને પોતાની પુરીના સ્વામીનો ભંગ થવાથી તથા દ્રવ્યનો નાશ થવાથી જેનો આત્મા વિનયવાન થયો છે એવા વિષવાક્યે (વિનીતના પિતાએ) વૈરાગ્યથી પ્રવ્રજ્યા ગ્રહણ કરી. તીવ્ર તપ કરતાં, પરિસહોને સહન કરતાં, સિદ્ધાન્તનો અભ્યાસ કરતાં અને ગુરૂની આરાધના કરતાં; પાપકાર્યોમાં આળસુ, ધર્મકાર્યોમાં શ્રદ્ધાળુ, સર્વ પ્રાણીઓપર દયાળુ અને મોક્ષમાર્ગની ઇચ્છાવાળા;ઉપસર્ગોને સહન કરનારા, શીલાંગોને વહન કરનારા, સાધુના આચારમાં વર્તનારા અને સિદ્ધાંતના માર્ગમાં ગમન કરનારા એવા કરૂણાના નિધિસમાન તે વિષવાક્યમુનિ અનુક્રમે ગુરૂની સાથે વિહાર કરતાં કરતાં ક્ષમાતિલકપુરે આવ્યા. ત્યાં ગુરૂની આજ્ઞા લઇને તે મુનિ માસક્ષપણના પારણામાટે પુરમાં

અટન કરતાં વિનીત મંત્રીના જ ઘરમાં પેઠા. તેમને જોઈને " અહો ! આવો મુનિવેષ ધારણ કરીને અમારા સ્વામીના દુર્બળ થઈ ગયેલા પિતા ઉચ્ચનીચાદિક ઘરોમાં પર્યટન કરે છે !" એમ બોલતા સર્વ કિંકરોએ પાપ-સમૂહનો ઘાત કરનાર અને કર્મના મર્મને છેદનાર તે મુનિને હર્ષથી વંદના કરી. પછી તેઓએ આપેલું અન્ન તથા જળ ' અકલ્પ્ય છે ' એમ મનમાં ધારીને તે મુનિ અન્નપાન ગ્રહણ કર્યાવિના જ પાછા ફરીને ઉપાશ્રયે આવ્યા. અહીં વિનીત મંત્રી રાજદ્વારથી ઘેર આવ્યો, તેને હર્ષથી વ્યાપ્ત થયેલા કિંકરોએ તેમના મુનિરૂપ પિતાના આગમનનું સર્વ વૃત્તાંત નિવેદન કર્યું. તે સાંભળીને તરત જ જેનો આત્મા અત્યંત વિનીત છે, એવો તે શ્રેષ્ઠ વિનીત મંત્રી તપના પાત્ર મુનિરૂપ પિતાના ઉપાશ્રયે ગયો. ત્યાં વિષવાકય મુનિના મુખરૂપ ચંદ્રનું દર્શન થતાં જ સચીવેશ્વર વિનીતનો ચિત્તરૂપી સમુદ્ર વૃદ્ધિ પામ્યો. પરંતુ તેના મનમાં એક વાત વિચારતાં શોક થયો કે—" આ મુનિ મારે ઘેર આવ્યા છતાં અન્ન તથા જળનું ગ્રહણ કર્યાવિના જ પાછા આવ્યા તે ઠીક થયું નહીં." એમ વિચારીને શુદ્ધ શ્રદ્ધાના સમૂહથી ભરપૂર એવા વિનીતે પ્રથમ ગુરૂને અને પછી પોતાના પિતાને વંદના કરી.

ગુરૂએ સ્પષ્ટ વાણીથી વિનીતને કહ્યું કે—" હે મંત્રીનાયક ! સુંદર એવા ધર્મનાં વચનોને સાંભળ, અને તત્કાળ પાપસમૂહનો નાશ કર. તું ભવને વૃદ્ધિ પમાડનારા આ સંસારના ખોટા સ્નેહમાં મોહ ન પામ અને સંસારનું અવશ્ય હરણ કરનારા એવા સદ્ધર્મને વિષે આદર કર. આ ધર્મ પિતા અને માતા જેમ બાળકોનું હિત કરે તેમ પ્રાણીઓનું હિત કરે છે, તેવું હિત બીજું કોઈપણ કરી શકતું નથી. તે ધર્મ સાધુઓને તિતિક્ષા ( ક્ષમા ) વિગેરે દશ પ્રકારનો કહેલો છે, અને ગૃહસ્થીઓને સમ્યક્ત્વના મૂળવાળો બાર પ્રકારે કહેલો છે. અરિહંતદેવ ઉપર, સુસાધુ એવા ગુરૂઉપર અને જિનેશ્વરે કહેલા ધર્મઉપર સમ્યક્પ્રકારની જે સ્થિર ( દઢ ) વાસના તે સમ્યક્ત્વ કહેવાય છે, તેનો તું આશ્રય કર અને સ્થૂળ અહિંસા વિગેરે પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત તથા ચાર શિક્ષાવ્રત એ બાર વ્રતનો મોક્ષલક્ષ્મી મેળવવા-માટે તું સ્વીકાર કર. હે મંત્રી ! તું વિધિપૂર્વક ત્રિકાળ દેવપૂજા કર અને કુંદપુષ્પની જેવા ઉજ્વળ અને સુંદર યશને ચિરકાળ સુધી

પ્રાપ્ત કર. દીનાદિકને દ્રવ્ય આપ, મનને નિર્મળ કર, ન્યાય માર્ગનો પંથી થા અને ક્રોધાદિક શત્રુસમૂહનો નાશ કર. જિનેન્દ્રના મુખથી ઉત્પન્ન થયેલા સિદ્ધાંતનું આદરપૂર્વક શ્રવણ કર. અને નિરંતર સુખને આપનારી સિદ્ધિરૂપી સ્ત્રીને તત્કાળ વર. મોક્ષ વિના બીજું કોઈ-પણ સ્થાન સર્વ સુખમય નથી, તેથી પ્રાણીઓએ તે મોક્ષ મેળવવાને માટે જ ઉત્સુક થવું જોઇએ. વળી હે મંત્રી! જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ તત્ત્વો છે. દાન, શીલ, તપ અને ભાવના એ ચાર પ્રકારનો ધર્મ છે. પાંચ આશ્ર-વોથી વિરામ પામવું, પાંચ ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો, ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર દુર્જય કષાયોનો જય કરવો, તથા મનદંડ, વચન-દંડ અને કાયદંડ એ ત્રણ દંડથી વિરામ પામવું, આ રીતે સત્તર પ્રકારે સંયમ છે. નરકગતિ, તિર્યંચગતિ, મનુષ્યગતિ અને દેવગતિ એ ચાર ગતિઓ છે. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યાયજ્ઞાન અને કેવળજ્ઞાન એ પાંચ જ્ઞાન છે. અનિત્યતા, અશરણ, ભવ (સંસાર), એકત્વ, અન્યત્વ, અશૌચ, આશ્રવ, સંવર, નિર્જરા, ધર્મદુર્લભતા, લોક-સ્વરૂપ અને બોધિદુર્લભતા—એ બાર ભાવનાઓ છે. નવકારશી, પોરૂસી, પુરિમઢ્ઢ, એકાસણું, એકલઠાણું, આંબિલ, ઉપવાસ, દિવસ ચરિમ, અભિગ્રહ અને વિકૃતિ (વિગઈ)ત્યાગ એ દશ પ્રકારનાં પચ્ચ-ક્ખાણ છે. અથવા અનાગત, અતિક્રાંત, કોટીસહિત, નિયંત્રિત, સાકાર, અનાકાર, પરિમાણકૃત, નિરવશેષ, સંકેત અને અદ્ધા એ દશ પ્રકારના પણ પચ્ચક્ખાણ છે. ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણ, દંશ, અચેલ, અરતિ, સ્ત્રી, ચર્યા, નિષીધિકા, શય્યા, આક્રોશ, વધ, યાચના, અલાભ, રોગ, તૃણસ્પર્શ, મળ, સત્કાર પુરસ્કાર, પ્રજ્ઞા, અજ્ઞાન અને સમ્યક્ત્વ એ બાવીશ પરીસહો છે. સ્પર્શન, જિહ્વા, નાસિકા, ચક્ષુ અને શ્રોત્ર એ પાંચ ઇન્દ્રિયો છે. ઔત્પત્તિકી, વૈનયિકી, કાર્મણકી અને પરિણામિકી એ ચાર પ્રકારની બુદ્ધિ છે. આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાન, ધર્મધ્યાન અને શુકલ-ધ્યાન એ ચાર પ્રકારનું ધ્યાન છે, તથા પદસ્થ, પિંડસ્થ, રૂપસ્થ, અને રૂપાતીત એ ચાર પ્રકારે પણ ધ્યાન કહેવાય છે. જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ રત્ન છે. કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા, તેજોલેશ્યા, પદ્મલેશ્યા અને શુકલલેશ્યા એ છ લેશ્યા છે. સામાયિક,

ચતુર્વિંશતિસ્તવ, વંદનક, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પ્રત્યાખ્યાન એ છ આવશ્યક છે. પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય એ છ જીવનિકાય છે. મનોયોગ, વચનયોગ અને કાયયોગ એ ત્રણ યોગ છે. ઇર્યાસમિતિ, ભાષાસમિતિ, એષણાસમિતિ, આદાનનિક્ષેપસમિતિ અને ઉત્સર્ગસમિતિ એ પાંચ સમિતિ છે. પાંચ ઇન્દ્રિયો, મનોબળ, વચનબળ, કાયબળ, ઉચ્છ્વાસ નિઃશ્વાસ અને આયુષ એ દશ પ્રકારના પ્રાણ છે. મદ્ય, વિષય, કષાય, નિદ્રા અને વિકથા એ પાંચ પ્રમાદ છે. અનશન, ઊનોદરતા, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ અને સંલીનતા એ છ પ્રકારનું બાહ્ય તપ છે. પ્રાયશ્ચિત્ત, વૈયાવૃત્ય, સ્વાધ્યાય, વિનય, વ્યુત્સર્ગ અને શુભધ્યાન એ છ પ્રકારે અભ્યંતર તપ છે. આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા અને પરિગ્રહસંજ્ઞા એ ચાર સંજ્ઞાઓ છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંતરાય એ આઠ પ્રકારનાં કર્મ છે. મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ એ ત્રણ ગુપ્તિ છે. અપાયાપગમાતિશય, જ્ઞાનાતિશય, પૂજાતિશય, અને વચનાતિશય એ ચાર અતિશય છે. તેમ જ શ્રી તીર્થંકરોને બીજા પણ ચોત્રીશ અતિશયો હોય છે, તે આ પ્રમાણે—જિનેશ્વરોનો દેહ અદ્ભુત રૂપ અને સુગંધવાળો, વ્યાધિરહિત અને સ્વેદ તથા મળથી રહિત હોય છે, તે પહેલો અતિશય. તેનો ઉચ્છ્વાસ તથા નિઃશ્વાસ કમળના ગંધજેવો સુગંધી હોય છે, તે બીજો અતિશય. તેનું રૂધિર અને માંસ ગાયના દૂધની ધારા જેવું શ્વેત અને દુર્ગંધરહિત હોય છે, તે ત્રીજો અતિશય અને તેમનો આહાર તથા નિહારનો વિધિ અદૃશ્ય હોય છે, તે ચોથો અતિશય. અદૃશ્ય એટલે ચર્મચક્ષુને અદૃશ્ય, પણ અવધિજ્ઞાનાદિક લોચનવાળાને તે આહાર-નિહારનો વિધિ અદૃશ્ય હોતો નથી. કહ્યું છે કે—"**पच्छण्णे आहारे अद्दिस्से मंसचरकुणा**" એટલે—"જિનેશ્વરનો આહાર ગુપ્ત હોય છે, તે માંસયુક્ત ચક્ષુવડે અદૃશ્ય જાણવું." આ ચાર અતિશયવડે જગત્‌ને પણ તીર્થંકરો ઉલ્લંઘન કરે છે, માટે તેનું નામ **અતિશય** કહેલું છે. આ ચારે અતિશયો તીર્થંકરોના જન્મની સાથે જ ઉત્પન્ન થયેલા હોય છે. હવે કર્મના ક્ષયથી ઉત્પન્ન થયેલા (૧૧) અતિશયો આ પ્રમાણે છે.—એક યોજનપ્રમાણ ક્ષેત્ર (પ્રદેશ) છતાં પણ સમ-

વસરણની ભૂમિમાં કરોડો મનુષ્યો, દેવો અને તિર્યંચોનો સમાવેશ થાય છે, તે પહેલો અતિશય. દેશનામાં જિનેંદ્રની વાણી અર્ધમાગધી હોય છે, તે મનુષ્ય, તિર્યંચ અને દેવતાઓની ભાષાને મળતી આવે છે, અને તે તે ભાવે કરીને પરિણામ પામે છે, તથા એક યોજનસુધી તે વાણી પ્રસાર પામે છે, તે બીજો અતિશય. તીર્થંકરોના મસ્તકની પાછળ પ્રભાનું મંડળ હોય છે, તે ભામંડળ સૂર્યબિંબની કાંતિને પણ વિડંબના પમાડે તેવું મનોહર હોય છે, તે ત્રીજો અતિશય. એકસો પચીશ યોજનસુધી જ્વરાદિક રોગની ઉત્પત્તિ થતી નથી, તે ચોથો અતિશય. તેટલી ભૂમિમાં વૈર એટલે પરસ્પર વિરોધ થતો નથી, તે પાંચમો અતિશય. ઇતિ એટલે ધાન્યને ઉપદ્રવ કરનાર ઉંદર વિગેરે પ્રાણીઓનો સમૂહ ઉત્પન્ન ન થાય, તે છઠ્ઠો અતિશય. મારિ એટલે મનુષ્યોનો નાશ કરનાર મરકી વિગેરે કોઈપણ પ્રકારનો ઉત્પાત ન થાય, તે સાતમો અતિશય. અતિવૃષ્ટિ એટલે નિરંતર વરસાદ ન થાય, તે આઠમો અતિશય. અવૃષ્ટિ એટલે સર્વથા વૃષ્ટિનો અભાવ ન થાય તે નવમો અતિશય. દુર્ભિક્ષ એટલે દુકાળ ન પડે, તે દશમો અતિશય અને સ્વરાજ્યથી તથા પરરાજ્યથી ભય ઉત્પન્ન ન થાય, તે અગીયારમો અતિશય. આ પ્રમાણેના અગીયાર અતિશયો જ્ઞાનાવરણીય વિગેરે ચાર કર્મોનો ક્ષય થવાથી ઉત્પન્ન થાય છે. હવે દેવોએ કરેલા (૧૯) અતિશયો આ પ્રમાણે છે. આકાશમાં ધર્મને પ્રકાશ કરનારૂં ચક્ર હોય છે, તે પહેલો અતિશય. આકાશમાં ચામરો હોય છે, તે બીજો. આકાશમાં પાદપીઠસહિત ઉજ્વલ અને નિર્મળ સ્ફાટિકમણિનું સિંહાસન હોય છે, તે ત્રીજો. આકાશમાં ત્રણ છત્રો હોય છે, તે ચોથો. આકાશમાં રત્નમય ધ્વજ હોય છે, તે પાંચમો. પગ મૂકવાને માટે નવ સુવર્ણ કમળો હોય છે, તે છઠ્ઠો. સમવસરણમાં રત્નનો, સુવર્ણનો અને રૂપાનો એમ ત્રણ સુંદર પ્રાકાર હોય છે, તે સાતમો તીર્થંકરોને ચારે દિશામાં ચાર મુખ અને શરીર હોય છે, તે આઠમો. ચૈત્ય નામનો દ્રુમ એટલે અશોકવૃક્ષ હોય છે, તે નવમો. પ્રભુના ચાલવાના માર્ગઉપર રહેલા કાંટાઓ અધોમુખ (નીચા અગ્રભાગવાળા) હોય છે, તે દશમો. સર્વ વૃક્ષો નમે છે, તે અગીયારમો. પૃથ્વી અને આકાશમાં ચોતરફ વ્યાપી જતો એવો દુંદુભિનો શબ્દ થાય છે,

તે બારમો. વાયુ સુખકારી અને અનુકૂલ વાય છે, તે તેરમો. પક્ષીઓ પ્રભુની પ્રદક્ષિણા દેતા ગતિ કરે છે, તે ચૌદમો. સુગંધી જળની વૃષ્ટિ થાય છે, તે પંદરમો. વિચિત્રવર્ણવાળાં પુષ્પોની જાનુપ્રમાણ વૃષ્ટિ થાય છે, તે સોળમો. કેશો, રૂંવાડાં, દાઢી મૂછ અને હાથ પગના નખોનું સ્થિર સ્વભાવપણું હોય છે, ( વધતા નથી ) તે સત્તરમો. ભુવનપતિ વિગેરે ચારે નિકાયના દેવોની સંખ્યા જઘન્યથી પણ ( ઓછામાં ઓછી) પ્રભુ પાસે એક કરોડ જેટલી હોય છે, તે અઢારમો. તથા વસંતાદિક છએ ઋતુઓ સર્વદા પુષ્પાદિક સામગ્રીએ કરીને સહિત અને ઇન્દ્રિયોના વિષયો જે સ્પર્શ, રસ, ગંધ, રૂપ અને શબ્દ-તેમાં અસુંદરપણાના હ્રાસવડે અને સુંદરતાના પ્રગટપણાવડે અનુકૂળ હોય છે, તે ઓગણીશમો અતિશય. આપ્રમાણે તીર્થંકરોના ઓગણીશ અતિશયો દેવોએ કરેલા હોય છે. આ અતિશયોમાં કેટલાક કોઈ સ્થાને બીજી રીતે બતાવેલા જોવામાં આવે છે તે મતાંતર છે, એમ જાણવું. આ ઓગણીશ અતિશયો, જન્મથી ઉત્પન્ન થયેલા ચાર અને કર્મક્ષયવડે ઉત્પન્ન થયેલા અગીયાર અતિશયોની સાથે મેળવવાથી ચોત્રીશ અતિશયો થાય છે.

હવે તીર્થંકરોની વાણીના ( ૩૫ ) અતિશયો છે તે આ પ્રમાણે—સંસ્કારવત્ત્વ—સંસ્કૃતના લક્ષણથી યુક્તપણું ૧. ઔદાત્ત્ય—ઉદાત્તપણું એટલે ઉચ્ચ વૃત્તિપણું ૨. ઉપચારપરીતતા—જેમાં ગ્રામ્ય એટલે ગામડીયા શબ્દો આવે નહીં તેવું ૩. મેઘગંભીરઘોષત્વ—મેઘના સરખા ગંભીર શબ્દપણું ૪. પ્રતિનાદવિધાયિતા—પ્રતિધ્વનિથી યુક્તપણું ૫. દાક્ષિણત્વ—સરળપણું ૬. ઉપનીતરાગત્વ—માલવકૌશિકિ વિગેરે ગ્રામરાગસહિતપણું. આ સાત અતિશયો શબ્દની અપેક્ષાએ હોય છે. બીજા (૨૮) અતિશયો અર્થની અપેક્ષાએ હોય છે, તે આ પ્રમાણે—મહાર્થતા—જેમાં અભિધેય વસ્તુ મોટા અર્થવાળી હોય તે ૮. અવ્યાહતત્વ—પૂર્વાપર વાક્યોના અર્થનો અવિરોધ ૯. શિષ્ટત્વ—અભિમત સિદ્ધાંતોક્ત અર્થપણું, અથવા વક્તાનું શિષ્ટપણું સૂચન કરનાર ૧૦. સંશયોનો અસંભવ—નિઃશંકપણું-જેમાં સંશયજ ન ઉપજે ૧૧. નિરાકૃતાન્યોત્તરત્વ—બીજાઓનાં દૂષણનો અવિષય એટલે બીજાઓ તેમાં દૂષણ આપી શકે નહીં તેવું ૧૨. હૃદયંગમતા—હૃદયને ગ્રહણ કરવાપણું એટલે

હૃદયને મનોહર લાગે ૧૩. મિથઃસાકાંક્ષતા—પદોનું (શબ્દોનું) અથવા વાક્યોનું પરસ્પર સાપેક્ષપણું ૧૪. પ્રસ્તાવૌચિત્ય—દેશકાળને અનુસરવાપણું ૧૫. તત્ત્વનિષ્ઠતા—કહેવાને ઇચ્છેલા વસ્તુસ્વરૂપને અનુસરવાપણું ૧૬. અર્થપ્રકીર્ણપ્રસૃતત્વ—સારા સંબંધવાળા અર્થનો વિસ્તાર અને સંબંધવિનાના અધિકારનો અવિસ્તાર ૧૭. અસ્વશ્લાઘાન્યનિંદિતા—પોતાની પ્રશંસા અને બીજાની નિંદારહિતપણું ૧૮. આભિજાત્ય—વક્તા અથવા પ્રતિપાદન કરવાલાયક વસ્તુની ભૂમિકાને ( રચનાને ) અનુસરવાપણું ૧૯. અતિસ્નિગ્ધમધુરત્વ—ઘી, ગોળ વિગેરેની જેમ સુખાકારીપણું ૨૦. પ્રશસ્યતા—કહેલા ગુણોના યોગથી શ્લાઘા પામવાપણું ૨૧. અમર્મવેધિતા—બીજાના મર્મને નહીં પ્રગટ કરવાપણું ૨૨. ઔદાર્ય—કહેવાલાયક વસ્તુની અતુચ્છતા ૨૩. ધર્માર્થપ્રતિબદ્ધતા—ધર્મ અને અર્થસહિતપણું ૨૪. કારકાદ્યવિપર્યાસ—વિભક્તિ, કાળ, વચન, લિંગ ( જાતિ ) વિગેરેના વ્યત્યયરૂપ ( ઉલટપાલટ કરવારૂપ ) દોષથી રહિતપણું ૨૫. વિભ્રમાદિવિયુક્તતા—વિભ્રમ એટલે વક્તાના મનની ભ્રાંતિ, વિક્ષેપ વિગેરે મનના દોષથી રહિતપણું ૨૬. ચિત્રકૃત્ત્વ—નિરંતર કૌતુક ( આશ્ચર્ય ) ઉત્પન્ન કરવાપણું ૨૭. અદ્ભુતપણું ૨૮. અતિવિલંબરહિતપણું ૨૯. અનેકજાતિવૈચિત્ર્ય-વર્ણન કરવાલાયક અનેક વસ્તુઓના વર્ણનનો સમાવેશ હોવાથી વિચિત્રપણું ૩૦. આરોપિતવિશેષતા—બીજાં વચનોની અપેક્ષાએ કરીને વિશેષણોને દાખલ કરવાપણું ૩૧. સત્ત્વપ્રધાનતા—સાહસ રહિતપણું ૩૨. વર્ણપદવાક્ય વિવિક્તતા-અક્ષર, પદ અને વાક્યોના વિભાગ કરવાપણું ૩૩. અવ્યુચ્છિત્તિ—કહેવાને ઇચ્છેલો અર્થ સારીરીતે સિદ્ધ થાય ત્યાંસુધી એક ધારાથી વચન બોલવાપણું ૩૪. તથા અખેદિત્વ—બોલવામાં કાંઇપણ ખેદ એટલે પ્રયાસ ન થાય તેવું ૩૫. આ પ્રમાણે તીર્થંકરોને વાણીના ગુણરૂપ અતિશયો પાંત્રીશ હોય છે.

તીર્થંકરો અઢાર દોષથી રહિત હોય છે, તે આ પ્રમાણે—દાન આપવામાં રહેલો અંતરાય એ પહેલો દોષ, લાભમાં રહેલો અંતરાય એ બીજો દોષ, વીર્યમાં રહેલો અંતરાય એ ત્રીજો દોષ, ભોગવાય તે પુષ્પમાળા વિગેરે ભોગ કહેવાય છે, તેમાં રહેલો અંતરાય એ ચોથો દોષ, વારંવાર ભોગવાય તે ઉપભોગ એટલે સ્ત્રી વિગેરે, તેમાં

રહેલો અંતરાય એ પાંચમો દોષ, છઠ્ઠો હાસ-હાસ્ય, સાતમો રતિ-પદાર્થો ઉપરની પ્રીતિ, આઠમો અરતિ-પ્રીતિનો અવિષય, નવમો ભીતિ-ભય, દશમો જુગુપ્સા-ઘૃણા, અગીયારમો શોક-ચિત્તની વિધુરતા, બારમો કામ-ઇન્દ્રિયોના વિષયની ઇચ્છા, તેરમો મિથ્યાત્વ-દર્શનમોહ, ચૌદમો અજ્ઞાન-મૂઢતા, પંદરમો નિદ્રા-ઉંઘવું તે, સોળમો અવિરતિ-પચ્ચખાણરહિતપણું, સત્તરમો રાગ-સુખાભિજ્ઞને (સુખનો અનુભવ કરનારને) સુખની સ્મૃતિપૂર્વક સુખમાં અથવા તેના સાધનમાં-પોતાને અભિમત (ગમતા) એવા વિષયમાં ગૃદ્ધતા તે. અઢારમો દ્વેષ—દુઃખાભિજ્ઞને (દુઃખનો અનુભવ કરનારને) દુઃખની સ્મૃતિપૂર્વક દુઃખમાં અથવા તેના સાધનમાં ક્રોધ તે. આ પ્રમાણે અઢાર દોષો છે. (આ અઢાર દોષો ઋષભસ્વામી વિગેરે તીર્થંકરોમાં હોતા નથી.) અતીત, અનાગત અને વર્તમાન એ ત્રણ કાળ તથા ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, જીવાસ્તિકાય અને આકાશાસ્તિકાય એ પાંચ અસ્તિકાય. બંને મળીને છ દ્રવ્યો. ઇત્યાદિ સર્વ જૈનશાસનના રહસ્યને વિવેકી પુરૂષે જાણવું જોઈએ."

આ પ્રમાણેની ગુરૂના મુખથી ધર્મના તત્ત્વવાળી દેશના સાંભળીને ગુણસમૂહથી ગુરૂ એવા ગુરૂમહારાજને નમસ્કાર કરીને વિનીતમંત્રી પોતાને ઘેર ગયો. ત્યારથી તે વિનીતમંત્રી દરરોજ પોતાનું કામકાજ છોડીને પણ જાણે તૃષાતુર હોય તેમ ધર્મોપદેશરૂપ અમૃતનું પાન કરવા ગુરૂપાસે આવતો હતો. એમ કરતાં અન્યદા ગુરૂ વિહાર કરવામાટે તૈયાર થયા, તે જાણીને વિનીતમંત્રીએ ગુરૂને કહ્યું કે—"હે ગુરૂ! મારા પિતાને અત્રે રહેવા દો, જેથી મને તેમના દર્શનથી પ્રીતિ ઉત્પન્ન થશે." તે સાંભળીને ગુરૂ જ્ઞાનવડે સત્ય વૃત્તાંત જાણીને બોલ્યા કે—"હે મંત્રી! આ તારો પિતા નથી, પણ માત્ર તારૂં પોષણ કરવાથી જ તે પિતારૂપ છે." તે સાંભળીને પોતાના મસ્તકમાં જાણે શૂળ ઉત્પન્ન થયું હોય તેમ ખેદ પામતો વિનીત મંત્રી બોલ્યો કે—"હે નિર્માય (માયારહિત) ગુરૂ! ત્યારે મારા પિતા કોણ છે?" તત્ત્વને જાણનારા સૂરિ બોલ્યા કે—"હે મંત્રી! તારે ઘેર જે વૃદ્ધ ચાકર છે, તે તારા પિતા છે, અને કામ કરનારી જે વૃદ્ધા છે, તે તારી માતા છે, તથા જે જુવાન કિંકર છે, તે તારો ભાઈ છે. આ

પ્રમાણે તારૂં કુટુંબ છે." તે સાંભળીને "આ મુનિઓ કદિ પણ અસત્ય બોલતા નથી" એવો નિશ્ચય કરીને તથા ગુરૂને પ્રણામ કરીને જેનાં નેત્રો અશ્રુથી આર્દ્ર થયેલાં છે, એવો વિનીતમંત્રી પોતાને ઘેર આવ્યો. અને મેશથી મલીન થયેલા વસ્ત્રવાળી તેમજ ધુમાડાથી શ્યામ થયેલા નેત્રવાળી વૃદ્ધા કિંકરીના ચરણમાં સર્વ માણસો દેખતાં પડ્યો, અને બોલ્યો કે—"હે માતા! તમારી આવી દુઃખી અવસ્થામાં પણ મેં પાપીએ તમને ઓળખ્યાં નહીં; હમણાં જ મને ગુરૂએ સિદ્ધિની જેમ તમારી ઓળખાણ પાડી. તમે તો મને ઓળખ્યાવિના પણ હમેશાં પુત્રની જેમ લાડ લડાવ્યાં છે, પરંતુ મેં કૃતઘ્નીએ તમને કિંકરના કાર્યમાં જોડી દીધાં." તે સાંભળીને વૃદ્ધા બોલી કે—"હે પુત્ર! કોયલ જેમ પોતાના બચ્ચાંને તજી દેછે તેમ દુર્ભિક્ષને લીધે પોષણ કરવામાં અશક્ત થયેલી એવી મેં પાપણીએ માર્ગમાં તારો ત્યાગ કર્યો હતો, તેથી મને કુમાતાને ધિક્કાર છે. પરંતુ કોયલના બચ્ચાંની જેમ [1]પક્ષને પામીને તું તારા ભાગ્યબળથી અમૃતસમાન વચનોવડે લોકોને પ્રસન્ન કરતો સતો ઉત્કૃષ્ટ લક્ષ્મીને પામ્યો છે તે જોઇને મને અત્યંત આનંદ થયો છે." ત્યારપછી વિનીતમંત્રી વિનયપૂર્વક પોતાના વૃદ્ધ પિતા તથા ભાઈના ચરણમાં પણ પડ્યો. તેઓએ પણ તેને વક્ષઃસ્થળવડે આલિંગન કરીને આનંદ પમાડ્યો; સરળ બુદ્ધિવાળા વિનીતમંત્રીએ પોતાના આખા રાજ્યમાં સર્વત્ર તેઓનો સત્કાર કરાવ્યો, અને પોતાના ઘરમાં તેમને સર્વના અધિકારી કર્યા. તે મંત્રી બીજા નોકરોનું પણ યથાયોગ્ય સન્માન કરતો મધુર વચન તથા ઉત્તમ ક્રિયાઓવડે સર્વત્ર પ્રસિદ્ધિને પામ્યો. તે શ્રીજિનેશ્વરના ચરણરૂપ કમળમાં ભ્રમરપણાને પામેલો હતો, તેથી તેના મનમાં કદાપિ ક્રૂરતા તો નિવાસ કરતી જ નહોતી. તેના શમરૂપી ગરૂડે કરીને શોભાયમાન મનમાં કષાયોરૂપી સર્પો પ્રાણના ભયથી પ્રવેશ કરવાને સમર્થ જ થતા નહોતા. તેનું ચિત્ત સર્વદા મોટી રાજ્યલક્ષ્મીની ચિંતામાં વ્યાપ્ત હતું, તેમજ તે ગૃહસ્થાશ્રમમાં રહેલો હતો, તોપણ તે નિરંતર સદાચારનું જ આચરણ કરતો હતો. તે મંત્રી એકદા ઉપાશ્રયમાં સાધુઓને વાંદવા ગયો, ત્યાં એક અત્યંત ગ્લાન મુનિને જોઈને શ્રદ્ધાપૂર્વક તે

---

૧ સારા પક્ષને—બીજા અર્થમાં પાંખોને.

બોલ્યો કે—"મારે ઘેર વ્યાધિને નિવર્તન કરનારૂં સારૂં પ્રાસુક ઔષધ છે, માટે બે સાધુઓને મોકલીને હમણાં જ મંગાવી લો." એમ કહીને તે મંત્રી બે સાધુઓને સાથે લઈને પોતાને ઘેર ગયો. ત્યાં તે બન્ને સાધુઓ ઘરની બહાર ઉભા રહ્યા, અને મંત્રી ઘરમાં પેઠો. હવે તે મંત્રીએ કોઈ શ્રેષ્ઠીની ગુણવાળી કન્યાસાથે વિવાહ (સંબંધ) કર્યો હતો, તેના લગ્નનું મુહૂર્ત તે જ દિવસનું જોશીઓએ આપ્યું હતું.[1] તેથી તે ઘરની અંદર જતાંજ વ્યગ્રતામાં પડી જવાથી બહાર ઉભેલા સાધુઓને ઔષધ આપવાનું વીસરી ગયો. થોડીવારસુધી તે સાધુઓ ત્યાં ઉભા રહીને પછી પાછા ઉપાશ્રયે ગયા. અહીં મંત્રીએ તે જ દિવસનું વિવાહનું મુહૂર્ત હોવાથી તરત જ લગ્નની તમામ સામગ્રી તૈયાર કરાવી. તેવામાં તેને મુનિને ઔષધ આપવાની વાત યાદ આવી. બહાર તપાસ કરતાં મુનિ તો ગયા છે એમ જણાયું. એટલે વિવાહનાં વસ્ત્ર-સમેત તે તરતજ ઉપાશ્રયે ગયો. રોગથી અત્યંત પીડાતા ગ્લાન મુનિએ તો બીજું કાંઈ ઔષધ કર્યું નહીં, તેથી વિશેષ પીડા થતાં તે સહન કરવાને પણ અસમર્થ થયા. તે સાધુને એવી રીતે રોગથી પીડિત જોઇને જેના લોચનમાં અશ્રુ આવ્યાં છે, એવો તે વિનીતમંત્રી પોતાના આત્માની નિંદા કરતો સતો તે મુનિના ચરણમાં પડ્યો. વિવાહને ઉચિત અલંકારો ધારણ કરવાવડે શોભતો તે વિનીતમંત્રી તે મુનિને મન વચન કાયાવડે ખમાવવા લાગ્યો, અને પ્રાણીઓના ભવને નાશ કરનારી શુભભાવના ભાવવા લાગ્યો. એપ્રમાણે શુભ ભાવ વૃદ્ધિ પામવાથી તરત જ ઘાતિકર્મનો ક્ષય થવાથી તેને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. અતિ ઉજ્વલ એવા કેવળજ્ઞાનવડે તે ત્રણ જગત્માં રહેલા અનંત પ્રાણીસમૂહને જોવા લાગ્યો. પછી તરત જ તે મુનીશ્વરને જૈનશાસનની અધિષ્ઠાયિકા દેવીએ ચારિત્રનું લિંગ (મુનિવેષ) અર્પણ કર્યું. શ્રી ધર્મનંદનાચાર્ય કહે છે કે—હે શિષ્યો! વિનીતમંત્રી તે જ શ્રેષ્ઠ લગ્ન-સમયે નિતંબ, જઘન અને સ્તનના મોટા ભારવાળી હોવાથી ભવસાગરમાં ડુબાવવાની હેતુભૂત એવી સુન્દર ગાત્રવાળી મનુષ્યસ્ત્રીનો ત્યાગ

---

૧ અહીં લખેલી પ્રતમાં ચાર શ્લોક પડ્યા રહ્યા છે, પરન્તુ બીજી પ્રત ન મળવાથી અને સંબંધ મળતો આવવાથી ચલાવી લેવું પડ્યું છે.

ભાષાંતરકર્તા.

કરીને તપસ્વીઓનેવિષે શ્રેષ્ઠ થઈ ચારિત્રલક્ષ્મીને પરણ્યો. હે સાધુઓ! આ વિનયપ્રધાન એવી વિનીતમંત્રી મુનિની સત્કથાને સારીરીતે હૃદયમાં ધારણ કરીને તમે પણ વિનયગુણ મેળવવામાં અત્યંત પ્રયાસ કરો કે જેથી તે વિનય તમને મોક્ષસુખની લક્ષ્મી આપે."

**इति विनये विनीतस्य कथा ।**

ત્યારપછી ચંડસોમ વિગેરે પાંચે સાધુઓએ વિજ્ઞપ્તિ કરી કે—"હે પૂજ્ય! આપ જે કહો છો, તે સર્વ અમે અંગીકાર કરીએ છીએ. પરન્તુ અમે જે દુષ્ટ આચરણ કર્યાં છે, તે અમને હૃદયમાં શલ્યની જેમ સાલે છે." તે સાંભળીને ભગવાન્ શ્રીધર્મનંદન બોલ્યા કે—"હે સાધુઓ! અમે પૂર્વે પાપ કર્યું છે એવો તમારે કદાપિ મનમાં વિચાર પણ કરવો નહીં. કારણ કે જે માણસે પાપનો પશ્ચાત્તાપ કર્યો નથી, તે માણસને જ કેવળ પાપી જાણવો." આ પ્રમાણે ગુરૂના મુખથી સર્વ ઉપદેશ સાંભળીને રાજાએ મનવડે જ શ્રીધર્મનંદનાચાર્યને નમસ્કાર કર્યો. પછી તે ઉદ્યાનમાંથી નીકળીને વિજળીની જેમ કુદકો મારી પ્રાકારનું ઉલ્લંઘન કરી પોતાના વાસગૃહમાં દાખલ થયો. અને સંસારપર ખેદવાળા ચિત્તે શય્યામાં સુતો. અહીં સાધુઓ સ્વાધ્યાયનેવિષે સાવધાન થઈ આવશ્યક ક્રિયા કરીને ક્ષણવાર નિદ્રા લઈ પ્રાભાતિક કાળગ્રહણની ક્રિયામાં તત્પર થયા.

તે સમયે આકાશતળ અરૂણોદયની પ્રભાથી રક્તવર્ણ થયું, અને અનુક્રમે સૂર્યે પૂર્વાચળપર્વતના શિખરનું અવલંબન કર્યું. તે વખતે બંદિજનોના મુખથી વર્ણન કરાયેલા પ્રાતઃકાળના અવસરને જાણીને જેનાં નેત્રયુગલ નિદ્રાથી ઘૂર્ણિત અને રક્ત થયેલાં છે, એવો રાજા શય્યામાંથી ઉભો થયો. પછી આવશ્યક ક્રિયા કરીને તથા પ્રાતઃકાળ સંબંધી કાર્ય કરીને તે ભૂમિપતિ ( રાજા ) વાસવમંત્રીની સાથે ચતુરંગ સેનાસહિત શક્રેંદ્રની જેમ ચાર દાંતવાળા હસ્તીઉપર આરૂઢ થઈને ઉદ્યાનમાં આવ્યો. ત્યાં ભગવાન શ્રીધર્મનંદનગુરૂને તથા બીજા સાધુઓને વંદના કરીને રાજાએ કહ્યું કે—"હે પૂજ્ય ગુરૂ! સર્વથા પુત્ર, મિત્ર અને સ્ત્રી વિગેરેની મમતા તજવાને હું સમર્થ નથી, પરંતુ મને ગૃહસ્થાવસ્થામાં જ રહેલાને સંસારસાગરમાં નૌકાસમાન કાંઈક આપો." તે સાંભળીને ભગવાન્ બોલ્યા કે—"એમ જ છે, તો સમકિત મૂળ

પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત એ બાર પ્રકારના શ્રાવકધર્મનું પાલન કરો." તે સાંભળીને રાજાએ ' જેવી ગુરૂની આજ્ઞા ' એમ કહીને સમ્યક્ત્વમૂળ બાર વ્રતોને અંગીકાર કર્યાં. પછી વાસવમંત્રી બોલ્યો કે—" હે ભગવાન્! અમે આપનું પૂર્વવૃત્તાંત કાંઈપણ જાણતા નથી તે જાણવા ઇચ્છા છે." ભગવાન્ બોલ્યા કે—"આ રાજા જ તે તમને કહેશે. અમારે સૂત્રપૌરૂષીનો સમય થઈ ગયો છે, અને વળી આજે જ અમારે અહીંથી વિહાર કરવાનો છે." તે સાંભળીને રાજા વાસવમંત્રીસહિત ભગવાનના ચરણયુગ્મને અભિવંદન કરીને પોતાના ધવલગૃહે ગયો. ભગવાન્ પણ સૂત્રપૌરૂષી કરીને ઉત્તમ ક્ષેત્રોમાં વિહાર કરવા ચાલ્યા. ચંડસોમ વિગેરે પાંચે સાધુઓ થોડા સમયમાં જ શાસ્ત્ર તથા અર્થનો અભ્યાસ કરીને બંને પ્રકારની શિક્ષામાં વિચક્ષણ થયા, અને એક જ દિવસે ગુરૂસમિપે દીક્ષિત થયેલા તેઓને પરસ્પર અત્યંત ધર્મરાગ થયો.

એકદા તે પાંચે સાધુઓને પરસ્પર વાર્તાલાપ થયો કે—"અહો! જિનેશ્વરે કહેલો ધર્મ મહા દુર્લભ છે. તે ધર્મ ભવાંતરે શી રીતે પ્રાપ્ત થાય? તેનેમાટે આપણે કાંઈ પણ કાર્ય કરવું જોઈએ." એમ વિચારી વિચારીને તે પાંચે સાધુઓએ આવતા ભવમાં પ્રતિબોધ થાય, તેનેમાટે પરસ્પર કાંઇક સંકેત કર્યો. એપ્રમાણે સિદ્ધાંતના અભ્યાસમાં લાલસાવાળા તે મુનિઓ કાળ નિર્ગમન કરતા હતા. પરંતુ ચંડસોમ સ્વભાવે કાંઇક ક્રોધી હતો અને માયાદિત્ય પણ કાંઇક માયાવી હતો, બાકી બીજા મુનિઓ તો દુર્જય કષાયના વિસ્તારનો નાશ કરીને શુદ્ધ રીતે પ્રવ્રજ્યાનું પાલન કરતા હતા. અનુક્રમે કેટલેક કાળે પ્રથમ લોભદેવે પોતાનું આયુષ્ય પૂર્ણ કર્યું. પ્રાંત સમયે તેણે સંલેખના વિધિ કરીને જ્ઞાન, દર્શન, ચારિત્ર તથા તપની આરાધનાવડે દેવાયુષ્ય બાંધીને કાળ કર્યો. તરત જ એક સમયમાં નિર્મળ શોભાવાળો તે સૌધર્મ દેવલોકમાં પદ્મ નામના વિમાનને વિષે **પદ્મપ્રભ** નામે દેવતા થયો; અને ત્યાં તે સ્વેચ્છાએ ક્રીડા કરવા લાગ્યો. એ જ પ્રમાણે માનભટ પણ પોતાનું આયુષ્ય ક્ષય પામ્યું ત્યારે સંસારરૂપ લતાને કાપવામાં દાતરડાસમાન અને સુખસંપત્તિઓના સ્થાનરૂપ પંચપરમેષ્ઠિ નમસ્કારનું સ્મરણ કરતો તે જ ક્રમે કાળ કરીને અનેક યોજનના વિસ્તારવાળા તેજ વિમાનમાં

**પદ્મસાર** નામે દેવતા થયો. તે જ પ્રમાણે માયાદિત્ય, ચંડસોમ અને મોહદત્ત એ ત્રણે સાધુઓ પણ આયુષ્ય પૂર્ણ થતાં ચતુર્વિધ આહારનો ત્યાગ કરી, પંચપરમેષ્ઠી નમસ્કારમાં તત્પર થઈ, ચિત્તને આરાધના કરવામાં તત્પર રાખી, ચાર શરણનો આશ્રય કરી, ચારિત્રની વિધિપ્રમાણે વર્ત્તી, અઢાર પાપસ્થાનનો ત્યાગ કરી અનુક્રમે તે જ વિમાનમાં **પદ્મવર, પદ્મચંદ્ર** અને **કેશર** નામના દેવો થયા. આ પ્રમાણે પદ્મવિમાનમાં ઉત્પન્ન થયેલા, સરખા વૈભવ, પરિવાર, બળ, પ્રભાવ, પુરૂષાર્થ અને આયુષ્યવાળા, અન્યોન્ય સ્નેહવડે જેનાં મન લાલિત થયાં છે, તથા જેમણે પરસ્પર સંકેત કર્યો છે, એવા તે પાંચે દેવો કાળ નિર્ગમન કરવા લાગ્યા.

એકદા ઇંદ્રના સેનાપતિએ વગાડેલી ઘંટાનો નાદ ઉત્પન્ન થયો, તે સાંભળીને તરત જ તે પાંચે દેવોએ પોતાના પરિજનોને પૂછ્યું કે—"આ ઘંટાનો નાદ શામાટે થયો?" ત્યારે પ્રતીહારે જવાબ આપ્યો કે—"હે દેવ! જંબૂદ્વીપના ભરતક્ષેત્રનેવિષે મધ્યખંડમાં શ્રીમાન્ ધર્મનાથ તીર્થંકરને નિર્મળ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે, તેથી તે ભગવાન્‌ના સમવસરણમાં સર્વ દેવસમૂહસહિત દેવેન્દ્ર જવાના છે, તેના આ ઘંટાનાદવડે સર્વ દેવોને ખબર આપ્યા છે." તે સાંભળીને તે પાંચે દેવોએ પ્રથમ ત્યાં રહીને ભક્તિસમૂહથી મસ્તક નમાવી શ્રીધર્મનાથ ભગવાનને પ્રણામ કર્યો. પછી ભાવનાવડે શુદ્ધ અંતઃકરણવાળા તે પદ્મસાર વિગેરે પાંચે દેવો ઇન્દ્રની સાથે ચંપાપુરીમાં શ્રીધર્મનાથ જિનેશ્વર જ્યાં બીરાજતા હતા ત્યાં ગયા. ત્યાં પદ્મસાર દેવે ઇન્દ્રને પ્રાર્થના કરી કે—"જો આપ મને આજ્ઞા આપો, તો હું એકલો જ શ્રીધર્મજિનેશ્વરનું સમવસરણ રચું." તે સાંભળીને ઇન્દ્રે તેને આજ્ઞા આપી. એટલે શુદ્ધ અંતઃકરણવાળા પદ્મસારે એક યોજન પ્રમાણ પૃથ્વીઉપર બાહ્ય રજનું માર્જન કરવાસાથે પોતાના અંતઃકરણની રજનું (પાપનું) પણ માર્જન કર્યું. પછી તે જ દેવતાએ જાણે પુણ્યરૂપી બીજને વાવતું હોય, તેમ તે પૃથ્વીઉપર સુગંધી જળની વૃષ્ટિ કરી. પછી ભક્તિથી વ્યાપ્ત એવા તે પદ્મસાર દેવે હર્ષથી સુવર્ણ, મણિ અને માણિક્યના સમૂહવડે તે પૃથ્વીતળને બાંધી લીધું. પછી તેણે જાનુપ્રમાણ અને નીચા ડીંટવાળા પાંચ વર્ણોનાં પુષ્પોવડે જેનાઉપર

ધર્મનાથસ્વામીના ચરણનો સ્પર્શ થવાનો છે, એવી પૃથ્વીની પ્રથમથી જ અર્ચા કરી. પછી સારા મનવાળા તે દેવતાએ ચારે દિશામાં મનોહર એવાં ચાર તોરણ બાંધ્યાં. તેણે રચેલી વિવિધપ્રકારની પુતળીઓ જાણે તે અનુપમ શોભાવાળા સમવસરણને જોવામાટે સાક્ષાત્ દેવીઓ જ આવી હોય, તેવી શોભવા લાગી. તે સમવસરણમાં તોરણોની ઉપર રહેલો ચલાયમાન ધ્વજાઓનો સમૂહ જાણે ભવ્યજનોને ધર્મનાથસ્વામીની પાસે આવવામાટે બોલાવતો હોય, તેમ શોભવા લાગ્યો. પછી તે દેવે પ્રત્યેક તોરણોની નીચે પૃથ્વીપીઠઉપર આઠ આઠ મંગળ રચ્યાં. પછી તે વૈમાનિક દેવ પદ્મસારે હર્ષપૂર્વક પાંચ વર્ણના મણિઓના કાંગરાવાળો રત્નનો પહેલો પ્રાકાર કર્યો. ધ્વજાઓની શ્રેણીથી સુશોભિત કરેલો તે રત્નનો પ્રાકાર જાણે ભક્તિથી પોતાના શરીરનો સંક્ષેપ કરીને રોહણાચળપર્વત આવ્યો હોય, તેવો શોભતો હતો. પછી ભક્તિસમૂહના પાત્રરૂપ તે દેવતાએ પોતાની જ કાંતિવડે કર્યો હોય, તેમ તે રત્નના પ્રાકારની ફરતો બીજો સુવર્ણનો ગઢ કર્યો. તે ગઢઉપર રત્નના બનાવેલા કાંગરાની શ્રેણી જાણે ઘણા દ્વીપોમાંથી આવેલી સૂર્યોની શ્રેણી હોય, તેવી શોભતી હતી. તે વપ્રની બહાર તે પદ્મસારદેવે ત્રીજો રૂપાનો વપ્ર કર્યો. તે વપ્ર જાણે જિનેશ્વરને વાંદવામાટે વૈતાઢ્યપર્વત પોતેજ આવ્યો હોય, તેવો શોભતો હતો. તે પ્રાકારઉપર રચેલા સુવર્ણના કાંગરાની પંક્તિ દેવનદી (ગંગા)-ના જળમાં ઉગેલા સુવર્ણકમળના વિલાસને ધારણ કરતી હતી. સાતે પૃથ્વીની ફરતા ત્રણ ત્રણ [1]વલય છે તેવી આકૃતિવાળા તે ત્રણે પ્રાકારો અને નાનાપ્રકારની શોભાને ધારણ કરતી કાંગરાની પંક્તિઓ શોભવા લાગી. તેણે દરેક પ્રાકારે ચાર ચાર દ્વાર કર્યાં, અને તે દરેક દ્વારે નીલમણિનાં તોરણો બાંધ્યાં કે જે મોક્ષલક્ષ્મીની જેવાં શોભવા લાગ્યાં. તે તોરણોઉપર શરદઋતુના મેઘની જેવી અતિ શ્વેત ધ્વજાઓ બાંધી તે જાણે પુણ્યરૂપી લક્ષ્મીના પ્રશસ્ત અને વિસ્તારિત હાથો હોય, તેવી શોભવા લાગી. દરેક દ્વારે સળગાવેલા અગરધૂપના ચૂર્ણથી વ્યાપ્ત થયેલી ધૂપઘટીઓ શોભતી હતી. દરેક દ્વારપાસે કરેલી સુવર્ણકમળથી મનોહર એવી વાવો જાણે સ્ફુરણાયમાન એવા ગૃહ-

૧ ઘનોદધી, ઘનવાત અને તનુવાતના વલયો છે તે.

સ્થધર્મના વ્રતની લક્ષ્મીને ક્રીડા કરવામાટે જ હોય, તેવી શોભતી હતી. પછી તે દેવતાએ મણિના વપ્રની પૂર્વદિશાના દ્વારે સુવર્ણજેવા વર્ણથી શોભતા અને વક્ષ:સ્થળમાં સુંદર હારથી દેદીપ્યમાન એવા બે પ્રતીહાર કર્યા. પછી જાણે મૂર્ત્તિમાન સાધુધર્મ અને શ્રાવકધર્મ હોય તેવા શ્વેત અંગવાળા બે પ્રતીહારો દક્ષિણદ્વારે કર્યા. પશ્ચિમદ્વારે સર્વજ્ઞ ઉપરના રાગવડે જ રક્ત હોય, તેમ તે દેવતાએ રક્તકાંતિવાળા બે દ્વારપાળ બનાવ્યા. અને ઉત્તરદ્વારે તે દેવે દોષને હણનારા જાણે મેશના થાપા હોય તેવા શ્યામવર્ણવાળા બે દ્વારપાળ બનાવ્યા. પછી સુવર્ણના વપ્રમાં જિનેશ્વરને વિશ્રામ લેવામાટે તે દેવે મણિઓના સમૂહવડે અનુપમ એવું દેવચ્છંદ રચ્યું. રત્નના વપ્રની મધ્યમાં તે દેવે પાંચસો ને ચાળીશ ધનુષ[1] ઉંચો ચૈત્યપાદપ બનાવ્યો. પછી તે પદ્મસારદેવે તે પાદપની નીચે મણિપીઠની ઉપર પાદપીઠસહિત રત્નનું સુંદર સિંહાસન બનાવ્યું.

આવી રીતે તૈયાર કરેલા સમવસરણમાં સુવર્ણના નવ કમળ ઉપર પાદન્યાસ કરતા પ્રભુએ કરોડો દેવતાઓ સહિત પૂર્વદ્વારવડે પ્રવેશ કર્યો. પછી પ્રભુ ચૈત્યદ્રુમને પ્રદક્ષિણા કરીને '**નમસ્તીર્થાય**' તીર્થને નમસ્કાર હો. એમ બોલી સિંહાસનઉપર પૂર્વ તરફ મુખ રાખીને બેઠા. તેજ વખતે બીજી ત્રણે દિશાઓમાં તે પદ્મસાર દેવે પ્રભુના જ પ્રભાવથી પ્રભુની જેવાં ત્રણ રૂપ બનાવ્યાં. ચાર ગતિમાં રહેલા સમગ્ર જંતુઓનો ઉદ્ધાર કરવા માટે, મોહરૂપી મહાબળવાન્ સુભટને હણવા માટે, ચાર કષાયરૂપ શત્રુઓનું નિરાકરણ કરવા માટે, પાપના સમૂહને હણનાર એવા ચાર પ્રકારના સંઘની સ્થાપના કરવા માટે, દાન, શીલ, તપ અને ભાવ એ ચાર પ્રકારના ધર્મને સ્પષ્ટ રીતે જણાવવામાટે અને ચાર પ્રકારના ધ્યાનના માર્ગને જણાવવા માટે ત્રણ જગત્‌ને પવિત્ર કરનાર શ્રીધર્મનાથ પ્રભુ દેશના સમયે ચાર સ્વરૂપનો વિસ્તાર કરીને ચારે દિશામાં મુખ રાખીને બેઠા. પછી તે સરલ મતિવાળા દેવે પોતે ત્રણ જગત્, ત્રણ પ્રકારનો વિનય અને ત્રણ પ્રકારના ઐશ્વર્યને સૂચન

---

૧ ચૈત્યવૃક્ષ ભગવંતના શરીરથી બાર ગુણો ઉંચો હોય છે. ધર્મનાથજીનું શરીર ૪૫ ધનુષ્યનું હોવાથી આ ચૈત્યવૃક્ષ ૫૪૦ ધનુષ્ય ઉંચું કરવામાં આવ્યું છે.

કરનારાં ત્રણ છત્ર રચીને પ્રભુની ઉપર ધર્યાં. પછી તે સમવસરણમાં પૂર્વદ્વારવડે પ્રવેશ કરીને સાધુઓ તથા સાધ્વીઓ પ્રભુને ત્રણ પ્રદક્ષિણાપૂર્વક નમન કરીને અગ્નિખૂણામાં બેઠાં, અને હર્ષથી પ્રફુલ્લિત થયેલી એવી વૈમાનિક દેવીઓ તેવીજ રીતે આવીને તેજ સ્થળે સાધુસાધ્વીની પાછળ ઉભી રહી. પછી દક્ષિણદ્વારે પ્રવેશ કરીને અનુક્રમે જ્યોતિષ્ક, ભુવનપતિ અને વ્યંતરની સ્ત્રીઓ વિધિપૂર્વક નૈઋતખૂણામાં આવીને ઉભી રહી. પછી ભુવનપતિઓ, જ્યોતિષ્ક અને વ્યંતરો પશ્ચિમદ્વારવડે પ્રવેશ કરીને વિધિપૂર્વક વાયવ્યખૂણામાં બેઠા. પછી વૈમાનિક દેવો મનુષ્યો અને મનુષ્યની સ્ત્રીઓ ઉત્તરદ્વારે પ્રવેશ કરીને ઉત્તમ એવા જિનેન્દ્રને પ્રણામ કરી અનુક્રમે ઇશાનખૂણામાં બેઠા. તે સમવસરણમાં સ્વામીના પ્રભાવથી કોઈપણ પ્રાણીને ભય, માત્સર્ય, પીડા, દુષ્કથા[1], બંધન અને અહંકાર ઉત્પન્ન થતા નહોતા.

બીજા વપ્રની અંદર સિંહ હાથી વિગેરે પરસ્પર જાતિવૈરવાળા પ્રાણીઓ પણ પરસ્પર પ્રીતિવાળા થઇને બેઠા. તથા ત્રીજા વપ્રમાં રાજાઓનાં વાહનો તથા દેવો અને અસુરોનાં વિમાનો અનુક્રમે રાખવામાં આવ્યાં. તે સમવસરણની ભૂમિ માત્ર એક યોજન પ્રમાણ હતી, તો પણ તેમાં કરોડો પ્રાણીઓ કાંઇપણ બાધા વિના સારી રીતે સમાઈ શકતા હતા, તે પ્રભુનોજ પ્રભાવ હતો. આ પ્રમાણે સર્વ સ્થિતિ થયા પછી ત્રણ જગત્‌ના નાથ એવા શ્રી ધર્મનાથ જિનેશ્વરને પ્રણામ કરીને પદ્મસારદેવ સ્તુતિ કરવા લાગ્યો કે—"પાપનો નાશ કરનાર એવા હે પ્રભુ! આજે વાયુવડે મેઘની જેમ આપના મુખના દર્શનવડે મારૂં સર્વ પાપ ક્ષીણ થઈ ગયું છે. હે સ્વામી! આ જગત્‌માં જેઓ તમારા ચરણરૂપી કલ્પવૃક્ષની સેવામાં તત્પર રહે છે, તેઓ દારિદ્રની મુદ્રાથી અંકિત એવા આશ્રયસ્થાનને તો પામતા જ નથી. હે નાથ! તમારૂં ચિત્ત રાગરહીત છે, એમ જે કહેવાય છે, તે મિથ્યા છે, કેમકે એમજ હોય તો તે તમારૂં ચિત્ત મુક્તિરૂપી સ્ત્રીનું આલિંગન કરવામાં લોલુપી કેમ થાય? હે ધર્મનાથ! તમારા અતિ [2]નીરંધ્ર ગુણોવડે મારૂં ચિત્ત એવું બંધાઈ ગયું છે, કે જેથી તે બીજે

---

૧ માઠી વાત સાંભળવાપણું. ૨ રંધ્ર—છિદ્ર વિનાના ગુણો (નિર્મળ ગુણો), છિદ્ર વિનાનાં ગુણો—દોરડાં.

સ્થાને જવાને સમર્થ જ થતું નથી. હે શ્રીધર્મનાથ ભગવાન્! એવો ક્ષણ ક્યારે થશે, કે જે ક્ષણે તમે અને હું મોક્ષસ્થાનને વિષે એકઠા થશું. હે પ્રભુ! તમારા ચરણકમળની સેવા કરવામાં મારૂં મન જેવું ઉત્કંઠા પામે છે, તેવું મોક્ષલક્ષ્મીને માટે ઉત્કંઠા પામતું નથી. હે સ્વામી! તમે અનલ્પ બુદ્ધિવાળા છો, અને હું તો અલ્પમતિવાળો છું, તેથી તમારા ગુણની સ્તુતિ કરવાને હું શક્તિમાન નથી. હે નાથ! વિધિએ મને માત્ર જિહ્વા એક આપી છે, અને કાન ને નેત્રો બેબે જ આપ્યાં છે, તેથી હું આપની કીર્ત્તિની પ્રશંસા કરવાને, ગુણો સાંભળવાને અને આપનું રૂપ જોવાને શીરીતે શક્તિમાન થાઉં? તેથી હે તીર્થપતિ! હું યાચકની જેમ આપની પાસે માત્ર એટલું જ માગું છું કે—મારૂં મન વીતરાગને વિષે આસક્ત અને રાગરહિત એવું કરો."

આ પ્રમાણે હર્ષથી ભગવાનની સ્તુતિ કરીને તત્ત્વદૃષ્ટિવાળો પદ્મસાર દેવ પોતાને સ્થાનકે બેઠો. એટલે અમૃતરસને સ્રવનારી અને સમ્યક્ આચારનો વિસ્તાર કરનારી દેશના દેવાનો શ્રીધર્મ ચક્રવર્તીએ આરંભ કર્યો—"હે ભવ્ય પ્રાણીઓ! આ સંસાર અસાર અને સર્વદા દુઃખનું મંદિર છે એવા સંસારમાં સ્વર્ગ અને મોક્ષને આપનાર એક ધર્મ જ પ્રશસ્ય છે. આ સંસારરૂપી સાગરમાં ભ્રમણા કરતા પ્રાણીઓ ઘણા પુણ્યથી પૃથ્વીની અંદરથી નિધાનની જેમ મનુષ્ય જન્મ પ્રાપ્ત કરે છે. જે પ્રાણી એવા દુર્લભ મનુષ્ય જન્મને પામીને પોતાનું અત્યંત હિત કરતો નથી, તે પ્રાણી અંતકાળે પોતાના આત્માનો જ શોક કરે છે. જેમ અગ્નિની ભયંકર જ્વાળાથી વ્યાપ્ત એવા મંદિરમાં રહેવું યોગ્ય નથી, તેમ દુઃખથી વ્યાપ્ત એવા સંસારમાં મનુષ્યને રહેવું યોગ્ય નથી. ચિંતામણિ રત્નસમાન દુર્લભ મનુષ્યભવ પામીને વિવેકી જનોએ કદાપિ પ્રમાદ કરવો ન જોઈએ. જેમ કોઈ મૂર્ખ માણસ કોટીદ્રવ્યનો ત્યાગ કરીને એક કાકિણી ગ્રહણ કરે, તેમ કેટલાક મનુષ્યો જિનેશ્વરે પ્રરૂપેલા ધર્મનો ત્યાગ કરીને વિષયથી ઉત્પન્ન થયેલા સુખને ગ્રહણ કરે છે. મનુષ્યોની લક્ષ્મી સમુદ્રમાં રહેલા તરંગના સમૂહની જેવી ચપળ છે, અને તેમનું આયુષ્ય દર્ભના અગ્રભાગે રહેલા હિમના જળબિંદુ જેવું ચંચળ છે. શરીરનું સૌંદર્ય નિરંતર વિજળીના ચમકારાની સમાનતાને ભજે છે, સ્વામી-

પણું સ્વપ્નની જેવું છે, અને સંસારનું સુખ સંધ્યાકાળના વાદળાંની રેખા[1] જેવું ક્ષણિક છે." આ પ્રમાણે દેશના આપીને શ્રીધર્મનાથ જિનેશ્વર વિરામ પામ્યા એટલે તેમના મુખ્ય ગણધર હાથ જોડીને પ્રભુ પ્રત્યે બોલ્યા કે—"હે ભગવાન્! કરોડો સુર, અસુર, મનુષ્ય અને તિર્યંચોથી વ્યાપ્ત એવી આ સભામાં કયો જીવ પ્રથમ મોક્ષપદ પામશે?" ભગવાને જવાબ આપ્યો કે—"હે દેવાનુપ્રિય! જેને પૂર્વભવનું સ્મરણ (જાતિ સ્મરણ) થયું છે, જેનું મન સંવેગ પામ્યું છે, જેનો પ્રચાર (ગતિ) ભયરહિત છે, જે મારા દર્શનથી સંતોષ પામ્યો છે, જેના લોચનયુગળમાંથી હર્ષનાં અશ્રુ ગળી રહ્યાં છે અને જેના બન્ને કર્ણો નૃત્ય કરે છે, એવો તમારી પાસે પેલો ઉંદર આવે છે તે અહીં રહેલા સર્વ પ્રાણીઓની પહેલાં જ પાપથી મુક્ત થઈને સિદ્ધિપદ પામશે." આ પ્રમાણે ભગવાને કહ્યું કે તરતજ કૌતુકના આવેશથી વિકાસ પામેલાં સર્વ રાજાઓનાં અને દેવેન્દ્રોનાં લોચનો તે મૂષક (ઉંદર) ઉપર પડ્યાં. તેટલામાં ભક્તિના ભારથી પુષ્ટ અંગવાળો તે મૂષક શ્રીધર્મનાથ સ્વામી પાસે આવી તેમના પાદપીઠ ઉપર આળોટવા લાગ્યો. પછી જેના સર્વ અંગોમાં રોમાંચ પ્રગટ થયા છે એવો તે મૂષક પૃથ્વીતળ ઉપર મસ્તક નમાવીને પોતાની ભાષાથી બોલવા લાગ્યો. તે જોઈને દેવેન્દ્રે પ્રભુને કહ્યું કે—"હે ભગવાન્! સર્વમાં અધમ અને તુચ્છ જાતિવાળો તથા અરણ્યમાં રહેનારો આ મૂષક અમારા સર્વ કરતાં પ્રથમ મોક્ષસુખ પામશે તે વાત સાંભળીને મારા મનમાં મોટું કૌતુક ઉત્પન્ન થયું છે." તે સાંભળીને ભગવાન્ પોતે બોલ્યા કે—"હે ઇંદ્ર! સાંભળ. વિંધ્ય નામના પર્વતની તળેટીમાં **વિંધ્યાવાસ** નામે મોટું ગામ છે. તેમાં **મહેન્દ્ર** નામે રાજા રાજ્ય કરતો હતો. તે રાજાને **તારા** નામની દીર્ઘ લોચનવાળી રાણી હતી. તેની કુક્ષિથી ઉત્પન્ન થયેલો **તારાચંદ્ર** નામે પુત્ર હતો. તે પુત્ર આઠ વર્ષનો થયો, તે વખતે અતિ વૈરને લીધે છિદ્રને શોધતાં **કોશલ**રાજાએ એકદમ હુમલો કરીને આખું વિંધ્યાવાસ ગામ ભાંગી નાંખ્યું. મહેન્દ્રરાજા તેનીસાથે યુદ્ધ કરતાં તે શત્રુવડે મરાયો. તેથી

---

૧ સંધ્યાકાળના વાદળામાં દેખાતા જુદા જુદા રંગ જોતાંજોતાંમાં વિસરાળ થઈ જાય છે તેવું આ સંસારનું સુખ છે.

'નાયકવિનાનું સૈન્ય પણ હણાયું જાણવું' એ ન્યાયે સમગ્ર સૈન્ય નાશી ગયું. તેમાં તારારાણી પણ તારાચંદ્ર પુત્રને આંગળીએ વળગાડીને પોતાના ગુપ્ત પરિજન સાથે નાશીને અનુક્રમે ભૃગુકચ્છ (ભરૂચ) નગરમાં આવી. તે પુર મહાદેવની જેમ દુર્ગાન્વિત[1], સ્ત્રીના કુચતટની જેમ [2]વિહારવડે અલંકૃત, સરોવરની જેમ કમલાલય[3], ગાંધીની દુકાનની જેમ ચંદ્રસહિત[4], અને સ્વર્ગમંડળની જેમ તથા વાટિકાના સ્થાનની જેમ [5]સદ્વૃષોના આશ્રયરૂપ હતું. તેમજ સદા [6]આરંભવાળું, [7]સદા શિવવાળું અને લાટદેશની લક્ષ્મીના ભાળતીલક જેવું હતું. તે પુરની સારી ભૃકુટીવાળી સ્ત્રીઓનાં મુખો મુખની જ ઉપમાને પામ્યાં હતાં, કેમકે પૂર્ણિમાનો ચંદ્ર અને કમળ તો તે મુખના દાસ થયા હતા. તે પુરની ફરતો આકાશને ચુંબન કરતો પ્રાકાર હતો, તેનું પ્રતિબિંબ પરિખા (ખાઈ)ના જળમાં પડતું હતું, તેથી જાણે તે પાતાલની નગરીને અત્યંત જીતવાને ઇચ્છતો હોય, તેમ શોભતો હતો. "આ પુરે મારા ઘરમાંથી રત્નો લઈ લીધાં છે" એમ ધારીને ક્રોધ ઉત્પન્ન થવાથી પરિખાના મીષે સમુદ્રે આવીને જ જાણે તે પુરને વીંટી લીધું ન હોય તેમ જણાતું હતું. 'મમ' એવા બે અક્ષરનો પાઠ પ્રથમ તો ત્યાંના લોકો કરતા હતા પરંતુ યાચકોને દેખીને તે શબ્દ તેને આપી દીધા, જેથી પોતાને માટે તો તે શબ્દો વિસ્મૃતજ થઈ ગયા હતા. અર્થાત્ ત્યાંના લોકો દાનેશ્વરી હતા. તે પુરમાં આવીને 'હવે મારે શું કરવું?' એ વિચારમાં તારારાણીનું ચિત્ત મૂઢ થઈ ગયું. તેથી 'હવે શું થશે?' એમ વિચારતી યુથથી ભ્રષ્ટ થયેલી મૃગલીની જેમ તે રાણી ચૌટામાં કોઈ મોટા ઇભ્યના મંડપમાં પેઠી. તે જ વખતે તેણીએ ગોચરીને માટી નીકળેલી બે સાધ્વીઓને જોઈ.

---

૧ મહાદેવ દુર્ગા–પાર્વતીસહિત છે, પુર દુર્ગ-કિલ્લાસહિત છે. ૨ કુચતટ વિવિધપ્રકારના હારવડે અલંકૃત, પુર વિહારો-મહેલોવડે અલંકૃત. ૩ કમલ-કમળોનું સ્થાન સરોવર, કમલા-લક્ષ્મીનું સ્થાન પુર. ૪ ચંદ્ર-કપૂરસહિત ગાંધીની દુકાન, ચંદ્ર-સુવર્ણસહિત પુર. ૫ સત્-સારો વૃષ-ઇંદ્રનો આશ્રય સ્વર્ગ છે, સારા વૃષ નામના વૃક્ષોનો આશ્રય ઉદ્યાન છે, સદ્ધર્મીનો આશ્રય પુર છે. ૬ નિરન્તર નવાં નવાં કાર્યો આરંભાતાં હતાં. ૭ સદા નિરૂપદ્રવપણાવાળું હતું.

તેમને જોઈને "અહો ! મહાનુભાવ અને ક્રિયાકલાપમાં તત્પર એવી આ શ્રેષ્ઠ સાધ્વીઓ જણાય છે" એમ વિચારીને તેણે ઉભા થઈને તેમને વંદના કરી. સાધ્વીઓએ તેણીને ધર્મલાભ આપીને 'તમે ક્યાંથી આવ્યાં છો ?' એમ પૂછ્યું. તેણીએ "વિંધ્યાવાસપુરથી આવી છું" એમ કહ્યું. તે સાધ્વીઓને તેણીનું રૂપ, લાવણ્ય અને લક્ષણો જોઈને તથા તેનું ગદ્ગદ્ કંઠવાળું ભાષણ સાંભળીને તેણીનાપર ઘણી દયા આવી. કહ્યું છે કે—

**महतामापदं वीक्ष्य, मोदन्ते नीचचेतसः ।**
**महाशया विषीदन्ति, परं प्रत्युत सर्वदा ॥ १ ॥**

**ભાવાર્થ**—"મોટા માણસોની આપત્તિ જોઈને હલકા મનવાળા લોકો સદા ખુશી થાય છે, પણ ઉદાર આશયવાળા લોકો તો ઉલટા ખેદ પામે છે."

તે સાધ્વીઓએ તેને કહ્યું કે—"હે ભદ્રે ! જો આ પુરમાં તારૂં કોઈ જાણીતું ન હોય, તો તું અમારી સાથે ચાલ." તે સાંભળીને "આપની મોટી કૃપા." એમ કહી તે તેમની સાથે ઉપાશ્રયે આવી. ત્યાં તેણે પ્રવર્ત્તિનીને[1] મોટી ભક્તિથી વંદના કરી. તેણીને જોઈને પ્રવર્ત્તિનીએ વિચાર્યું કે-"અહો ! આની આકૃતિ અત્યંત સુંદર છે, પરન્તુ તેની ઘણી માઠી હાલત થઈ જણાય છે. તોપણ આકૃત્યાદિકથી હું ધારૂં છું કે-આ કોઈ રાજવંશી છે અથવા કોઈ રાજાની રાણી છે. વળી આની સાથે અત્યંત સુંદર અને શુભ લક્ષણોથી શોભતો પુત્ર છે." એમ વિચારીને ગુરૂણીએ તે તારાને પુત્રસહિત શય્યાતર શ્રાવકને ઘેર મોકલી. તે શ્રાવકે તેણીને પુત્રીની જેમ પોતાને ઘેર રાખી, અને તે રાજપુત્રનું હમેશાં વિવિધપ્રકારનાં અન્ન, પાન અને વસ્ત્રોવડે લાલનપાલન કરવા લાગ્યો. કેટલાક દિવસો વ્યતિત થયા પછી એક વખતે શ્રમરહિત થયેલી અને સુખે બેઠેલી તારાને ગુરૂણીજીએ પૂછ્યું કે—"હે વત્સે ! હવે તારે શું કરવું છે ?" તારા બોલી કે—"હે પૂજ્ય ! જે મારો પતિ રાજા હતો, તેતો રણસંગ્રામમાં મૃત્યુ પામ્યો છે, તેના વિંધ્યાવાસપુરને કોશલરાજાએ ભાંગી નાખ્યું છે, અને

1 મુખ્ય સાધ્વી. ઘણી સાધ્વીઓના પરિવારની અધિકારિણી.

સમગ્ર સૈન્ય કાગડાની જેમ નાશી ગયું છે. મારા પતિનો શત્રુ કોશલરાજા મહાબલવાન્ સૈન્યથી યુક્ત છે, અને મારો પુત્ર તો તદ્દન સૈન્યરહિત છે; તેથી મારી રાજ્યલક્ષ્મી મને પાછી મળે, એવી કોઈપણ પ્રકારે મને આશા નથી. માટે હવે તો હું મળેલા અવસરમાં એવું કાર્ય કરવા ઇચ્છું છું કે જેથી ફરીને આવી આપત્તિ પ્રાપ્ત થાય નહીં. માટે આપ પૂજ્ય મને જે આજ્ઞા આપશો, તે જ હું અવશ્ય કરીશ." તે સાંભળીને ગુરૂણીજીએ કહ્યું કે—"હે પુત્રી! જો તારો એવો જ નિશ્ચય હોય, તો તારાચંદ્ર પુત્રને દીક્ષા લેવામાટે અમારા આચાર્યની પાસે મોકલ અને તું અમારી પાસે દીક્ષા ગ્રહણ કર, એવી રીતે તારા દુઃખનો નિગ્રહ કર. એમ કરવાથી તું સર્વ જનને નમસ્કાર કરવા યોગ્ય થઈશ, અને તારાં સંસારસંબંધી સર્વ દુઃખો નાશ પામશે." તે સાંભળીને તારાએ તેમની આજ્ઞા અંગીકાર કરી. અને તે માયારહિત તારાએ તરતજ તારાચંદ્ર પુત્રને શ્રી અનંતજિનેશ્વરના તીર્થમાં વિચરતા શ્રીધર્મનંદન આચાર્યને વ્રત ગ્રહણ કરાવવામાટે અર્પણ કર્યો. એટલે તે આચાર્યે વિધિપૂર્વક તેને પ્રવ્રજ્યા આપી.

કેટલોક કાળ વ્યતીત થયે તે રાજકુમાર મુનિ યુવાવસ્થા પામ્યો, અને કર્મના વશથી અભ્યાસ કરવામાં આળસુ થયો. નિરન્તર ખડ્ગ, ધનુષ, ગંધર્વ, નૃત્ય અને વાજિત્ર વિગેરેમાં મનની પ્રવૃત્તિ કરવા લાગ્યો. તેને આચાર્યમહારાજે પોતે સિદ્ધાંતને અનુસારે મિષ્ટ વચનોવડે ઉપદેશ આપ્યો, તથા ઉપાધ્યાયે, સાધુઓએ અને બીજા શ્રાવકોએ પણ સમજાવ્યો, તથાપિ તે શિષ્ય વિલક્ષ મનવાળો થયો, અને અકાર્યના વિચારોથી પાછો ઓસર્યો નહીં. કહ્યું છે કે—

**स्वभावो नोपदेशेन, शक्यते कर्तुमन्यथा ।**
**सुशिक्षितोऽपि कापेयं, कपिस्त्यजति नोद्यतः ॥ १ ॥**

**ભાવાર્થ**—"ઉપદેશવડે પણ સ્વભાવને અન્યથા કરવા કોઈ શક્તિમાન થતું નથી. કેમકે વાંદરાને સારી રીતે શિખવ્યા છતાં પણ તે પોતાનું કપિચાપલ્ય છોડતો નથી."

એકદા ધર્મનંદનસૂરિ બાહ્યભૂમિએ જતા હતા, ત્યારે તે તારાચંદ્ર ગુરૂની પાછળ પાછળ વનમાં ગયો. ત્યાં ઉંદરોને સ્વેચ્છાથી ક્રીડા

કરતા જોઈને તેણે વિચાર્યું કે—" અહો ! આ ઉંદરો સ્વેચ્છાથી ક્રીડા કરે છે, કોઈને પણ નમસ્કાર કરતા નથી, અને કદાપિ દુર્જનનાં વચન પણ સાંભળતા નથી; માટે આ ઉંદરો ઘણા ભાગ્યવાન જણાય છે. અમે તો એટલા બધા પરાધીન છીએ કે—અમોને ગાઢ બેડીનું બંધન નહીં છતાં પણ નિરંતર બંધનમાં જ છીએ. પર્વત અને વૃક્ષઉપર ચડ્યાવિના પણ અમારૂં હમેશાં તેટલે ઉંચેથી પતન થાય છે, અમે જીવતાં છતાં પણ મરેલા જેવા જ છીએ. કેમકે એકજણ કહે છે કે—'આમ કર.' બીજો કહે છે કે—'આમ કર.' ત્રીજો કહે છે કે—'ગુરૂના ચરણ પખાળ.' ચોથો કહે છે કે—'ભૂમિનું પ્રમાર્જન કર.' પાંચમો કહે છે કે—'વિશ્રામણા (વૈયાવચ્ચ) કર.' છટ્ઠો કહે છે કે—'વાંદણાં દે.' એટલે સાતમો કહે છે કે—"પ્રતિક્રમણ કર." આ પ્રમાણે પરોણાનીજેવાં વચનોવડે નિરન્તર પ્રેરણા કરાતા એવા મારે એક નિમેષમાત્ર પણ નારકી જીવોની જેમ સુખનો અવકાશ નથી, માટે આ ઉંદરો મારાથી સુખી દેખાય છે." ઇત્યાદિ વિચાર કરતો તે ગુરૂનીસાથે પાછો ઉપાશ્રયે આવ્યો. ત્યારપછી તે તારાચંદ્રમુનિ કેટલાક કાળસુધી ચારિત્રનું પાલન કરીને પેલા દુષ્ટ વિચારરૂપ શલ્યની ગુરૂપાસે આલોચના કર્યાવિનાજ અકાળમૃત્યુએ મરણ પામીને જ્યોતિષ્ક-નિકાયમાં એક પલ્યોપમથી કાંઇક ઓછા આયુષ્યવાળો દેવ થયો. ત્યાં દેવસંબંધી ભોગ ભોગવી આયુષ્ય પૂર્ણ થતાં ચવીને આ જ નગરીની ઈશાનદિશામાં વનભૂમિનેવિષે ઉંદરપણું પામ્યો. તે યુવાન થયો એટલે અનેક ઉંદરડીઓની સાથે ક્રીડા કરવા લાગ્યો. આજે તે પોતાના વિવરમાંથી બહાર નીકળ્યો. તેવામાં સુરભિ ગંધોદક અને પુષ્પવૃષ્ટિના સુગંધને સુંઘીને તે સુગંધના અનુસારે તે અહીં સમ-વસરણમાં આવી ધર્મ શ્રવણ કરવા લાગ્યો. અહીં તેને મારાં વચન સાંભળવાથી જાતિસ્મરણ જ્ઞાન થયું, તેથી તેણે વિચાર્યું કે—" મેં પૂર્વભવે શલ્યસહિત વ્રતનું પાલન કર્યું, તેથી હું જ્યોતિષિમાં દેવપણું પામીને ત્યાંથી અરણ્યમાં રહેનારો મૂષક થયો છું. અહો ! કર્મનાં પરિણામ કેવા છે ? આ સંસારના વિલાસને ધિક્કાર છે, કે જેથી હું દેવપણું પામીને પાછો તિર્યંચજાતિમાં ઉંદરપણે ઉત્પન્ન થયો. માટે હવે પાસે રહેલા શ્રીભગવાનના પાદમૂળ પાસે જઈ તેમને પ્રણામ

કરીને હું પૂછું કે—હું આ ઉંદરના ભવ પછી કયો ભવ પામીશ ?" આવી રીતે વિચાર કરીને તે મૂષક મારીપાસે આવ્યો. અને ભક્તિના ભારથી જેનું અંતઃકરણ વ્યાપ્ત થયું છે, એવો આ મૂષક પોતાના મનથી—આપ્રમાણે મારી સ્તુતિ કરવા લાગ્યો કે—" ત્રણ લોકના મુકુટસમાન હે ભગવાન્! આ જગત્‌માં જે પ્રાણીઓ તમારી આજ્ઞાનો લોપ કરનાર થાય છે, તેઓ ચિરકાળસુધી દુર્ગતિમાં પરિભ્રમણ કરે છે."

આ પ્રમાણે પ્રભુના મુખથી તે ઉંદરનું વૃત્તાંત સાંભળીને જો કે ગણધરમહારાજા પોતે જ્ઞાની હોવાથી જાણતા હતા, તોપણ લોકોને બોધ થવામાટે તેમણે ભગવાનને પૂછયું કે—" હે પ્રભુ! આ ઉંદરે પૂર્વે શું દુષ્કર્મ કર્યું હતું કે જેના પ્રભાવથી તે ઉંદરપણાને પામ્યો ?" પ્રભુએ જવાબ આપ્યો કે—" પૂર્વભવે તે સાધુ હતો ત્યારે ગચ્છમાં રહેવારૂપ બંધનથી તેનું ચિત્ત ખેદ પામેલું હતું, તેથી તે બાહ્યભૂમિએ ગયો હતો ત્યાં સ્વેચ્છાએ ક્રીડા કરતા મૂષકોને જોઈને તેણે વિચાર્યું હતું કે—' આ અરણ્યના મૂષકો અતિશે ધન્ય છે.' આ દુષ્ટ વિચારરૂપ શલ્યસહિત તેણે વ્રતનું પાલન કર્યું, તેના પ્રભાવથી તેણે દેવ અને મૂષક એ બન્ને ભવનું આયુષ્ય બાંધ્યું હતું." તે સાંભળીને ગણધરે ફરીથી ભગવાનને પૂછયું કે—" હે સ્વામી! સમ્યગ્દૃષ્ટિ જીવ તિર્યંચનું આયુષ્ય બાંધે કે નહીં?" સ્વામીએ કહ્યું કે—" હે ગણધર! સમ્યગ્દષ્ટિ જીવ તિર્યંચના આયુષ્યનો અનુભવ કરે, પણ બાંધે નહીં. કેમ કે જો સમ્યક્ત્વનું વમન કર્યું ન હોય, અથવા પૂર્વે આયુષ્ય બાંધ્યું ન હોય તો સમ્યગ્દૃષ્ટિ જીવ અવશ્ય વૈમાનિક દેવજ થાય છે. પરંતુ આ ઉંદરે દેવભવમાં સમ્યક્ત્વનું વમન કરીને તિર્યંચનું આયુષ્ય બાંધ્યું હતું." તે સર્વ હકીકત સાંભળીને પછી ઇન્દ્રે પૂછયું કે— " હે ભગવાન્! હવે આ ઉંદર શીઘ્રતાથી શી રીતે સિદ્ધિને પામશે ? તે કહો." ભગવાન્ બોલ્યા કે—" આ ઉંદર અહીંથી પાછો પોતાની વનભૂમિમાં જતાં વિચાર કરશે કે—' અહો! સંસાર દુરંત છે, કુશના અગ્રભાગપર રહેલા જળબિંદુની જેવું જીવિત ચંચળ છે, અને વિષયનું સુખ ચપળ ( ક્ષણિક ) છે; માટે નિયાણા વિગેરે સંબંધી શલ્ય રાખવું એ શ્રેષ્ઠ નથી. વળી ઉંદરની જાતિ મહા અધમ છે અને

જિનેશ્વરે પ્રરૂપેલો માર્ગ દુષ્પ્રાપ્ય છે, જેથી આ ભવમાં જ નમસ્કાર મહામંત્રના ધ્યાનમાં તત્પર થઈને મરવું, એ જ શ્રેષ્ઠ છે, કે જેથી હવે પછી સર્વવિરતિપણું લઈ શકાય તેવો જન્મ પામું.' આ પ્રમાણે વિચારીને તે જ સ્થાને ચારે આહારનું પ્રત્યાખ્યાન કરીને મારા વચનને તથા સંસારના દુષ્ટ સ્વરૂપને વિચારતો નમસ્કારના ધ્યાનમાં તત્પર થશે. તેને એવી રીતે રહેલો જોઈને ઉંદરડીઓ તેની પાસે ચોખા અને કોદ્રા વિગેરે ખાવાનું મૂકશે. તે જોઈને આ ઉંદર વિચાર કરશે કે—'આ જીવે અનંત ભવમાં ભ્રમણ કરતાં મેરૂ કરતાં પણ અધિક આહારનું અને સમુદ્રથી પણ અધિક જળનું ગ્રહણ કર્યું છે. તેટલા બધાથી પણ જ્યારે આ જીવ તૃપ્ત થયો નથી, ત્યારે આટલા કણો માત્ર ખાવાથી તેને શી રીતે તૃપ્તિ થશે?' એમ વિચારીને આ મૂષક ખાધાવિનાજ સ્થિત રહેશે અને તે ઉંદરડીઓ ઉપર કાંઈક દૃષ્ટિપાત કરશે. તે જોઈને ઉંદરડીઓ વિચાર કરશે કે—'કોઈપણ કારણથી આ આપણો પતિ કોપાયમાન થયેલ જણાય છે. તેથી તેને આપણે પ્રસન્ન કરીએ.' એમ વિચારીને તે ઉંદરડીઓ તેનીપાસે જશે. અને તેમાંથી કેટલીએક તેના મસ્તકને ખજવાળશે, કેટલીએક તેના શરીરપર હાથ ફેરવશે. એપ્રમાણે તે ઉંદરડીઓવડે ચોતરફથી સેવા કરાતો તે મૂષક વિચાર કરશે કે—'આ સ્ત્રીઓ હમેશાં નરકના માર્ગરૂપ છે, તથા સંસારનાં દુઃખમાત્રનું મૂળ છે.' એમ વિચારીને તે મૂષક દૃઢ સમાધિમાં જ મગ્ન રહેશે. તે ઉંદરડીઓવડે ઝંઝાવાતવડે મેરૂપર્વતના શિખરની જેમ તેનું મન સમાધિથી જરા પણ ક્ષોભ પામશે નહીં. તેથી નિરાશ થયેલી ઉંદરડીઓ 'આપણો પ્રયાસ આનેવિષે ઉલટો વજ્રપર નખના વિલેખનની જેવો નિષ્ફળ થતો જણાય છે.' એમ વિચારીને તેઓ તેને છોડી દેશે. ત્યારપછી ત્રીજે દિવસે ક્ષુધાવડે દુર્બલ કુક્ષિવાળો તે મૂષક મૃત્યુ પામીને મિથિલા નગરીમાં **મિથિલ** રાજાની **ચિત્રા** નામની પટ્ટરાણીના ઉદરરૂપી સરોવરમાં રાજહંસની લીલાને અલંકૃત કરશે. તેના ગર્ભમાં આવવાથી તેની માતાનું મન સર્વ પ્રાણીઓઉપર મૈત્રીવાસનાથી સુવાસિત થશે. સંપૂર્ણ સમયે જન્મ પામેલા તે પુત્રનું રાજા **મિત્રકુમાર** એવું નામ પાડશે. તે કુમાર કુતૂહલથી કૂકડા, વાંદરા, અન્ય પશુ, સાબર, હરણ

અને ઉંદર વિગેરેને પાંજરામાં રાખીને તેમની સાથે ક્રીડા કરતાં આઠ વર્ષનો થશે. એકદા જેણે મેઘમાળાએ કરીને આકાશમંડળને ઢાંકી દીધું છે એવો અને વિયોગીજનોના કાળ જેવો વર્ષાઋતુ પ્રાપ્ત થશે. તેવખતે નદીઓ જળને પામીને કાંઠાનાં વૃક્ષોને પાડી નાંખશે. 'નીચ પુરૂષો રાજાની લક્ષ્મી પામીને કોને પીડા ન કરે? અર્થાત્ સૌને પીડા કરે.' તે વખતે વાદળાંઓ જેમ જેમ પૃથ્વીઉપર જળ-વૃષ્ટિ કરે છે, તેમ તેમ સ્ત્રીઓ કામદેવથી પીડા પામીને વન (ઉદ્યાન) ની ઇચ્છા કરે છે. અને અંધારી રાત્રે આકાશમાં ઉડતા આગીયા કીડાઓ (ખદ્યોતો) જાણે સ્ત્રીઓના હૃદયમાં ઉઠેલા વિરહાગ્નિના તણખા ઉડતા ન હોય, તેવો પ્રકાશ કરે છે. તેવા સમયમાં યોગી-ઓનું મન પણ અત્યંત કંપાયમાન થાય છે, તો પછી દૂર રહેલા મુસાફરોના મનની તો વાતજ શી કરવી? વર્ષાઋતુ સર્વ પ્રાણીઓને પ્રિય હોય છે, પણ પતિના વિયોગવાળી સ્ત્રીઓને તો અત્યંત નિષ્ઠુર લાગે છે. તે સમયે મયૂરો નૃત્ય કરે છે, વાદળાંઓ ગર્જના કરે છે, અને ચોદિશાએ, આકાશમાં વીજળી ચમકારા કરે છે. 'મારા આવ્યા છતાં પણ કેમ હજુ સુધી આ પ્રપાઓ (પાણીની પરબો) માંડેલી છે?' એમ આક્ષેપ કરતોસતો મેઘ પુષ્કળ જળવૃષ્ટિ કરીને તે સર્વ પ્રપાઓને વ્યર્થ કરી દે છે. આવા વર્ષાઋતુના સમયે તે મિત્રકુમાર નગરની બહાર જઈને રજ્જુ વિગેરેથી બાંધેલા તે પશુપ-ક્ષીઓના સમૂહ સાથે ક્રીડા કરશે. તેવામાં તે ઠેકાણે થઇને એક અવધિજ્ઞાની મુનિ નીકળશે. તે મુનિ પાછા વળીને તે કુમારની ક્રીડા જોઈ જ્ઞાનનો ઉપયોગ દેશે. અને વિચારશે કે 'અહો! આની કેવી કનિષ્ઠ પ્રકૃતિ છે? પરંતુ તેનું કારણ શું હશે?' એમ વિચારીને અવધિજ્ઞાનના પ્રયોગથી જોતાં તે મુનિ કરતળમાં રહેલા કમળની જેમ તેનું તારાચંદ્રના ભવમાં સાધુપણું, પછી જ્યોતિષ્કવિમાનમાં દેવપણું, પછી ઉંદરપણું અને ત્યારપછી આ ભવે પ્રાપ્ત થયેલું રાજકુમારપણું, એ સર્વ જાણશે. તેથી 'આ જીવ બોધને યોગ્ય છે' એમ વિચારીને તે મુનિ કહેશે કે—'હે રાજકુમાર! પૂર્વભવમાં પ્રાપ્ત થયેલ સાધુપણું, દેવપણું અને ઉંદરપણું તને સાંભરે છે કે નહીં? અને શામાટે આ જીવોની વૃથા કદર્થના કરે છે?' તે સાંભળીને કુમારને વિચાર થશે

કે—'અહો ! આ સાધુએ મને શું કહ્યું ? સાધુ, જ્યોતિષ્કદેવ અને મૂષક. એવા શબ્દો મેં પૂર્વે પણ સાંભળ્યા હોય તેમ લાગે છે.' એવી રીતે ઊહાપોહ કરતાં તે કુમારને તથાપ્રકારના જ્ઞાનાવરણી કર્મની ઉપશાંતિથી જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થશે. ત્યારપછી સંસારને દુઃખસાગરરૂપ જાણીને તેજ વખતે તેજ મુનિની પાસે તે દીક્ષા ગ્રહણ કરશે. પછી વિવિધપ્રકારના અભિગ્રહોને ધારણ કરીને તથા સમાધિવડે વિવિધપ્રકારની તપસ્યા કરીને ક્ષપક શ્રેણીઉપર આરૂઢ થઈ અંતકૃત[1] કેવળી થશે. માટે હે ઇન્દ્ર ! હું કહું છું કે—આ મૂષક આપણા સર્વની પહેલાં મોક્ષપદ પામશે. કેમકે મારૂં આયુષ્ય તો હજી દશ હજાર વર્ષનું બાકી છે." આ પ્રમાણે ભગવાનના મુખથી મૂષકનું આખ્યાન સાંભળીને ઇન્દ્રાદિક દેવોના તથા મનુષ્યોના મનમાં મોટું કૌતુક ઉત્પન્ન થયું.

પછી ભક્તિના સમૂહથી જેનું અંતઃકરણ ઉભરાઈ ગયું છે, એવા ઇન્દ્રે તે મૂષકને પોતાના હાથમાં લઈને કહ્યું કે—"અહો ! હે મૂષક ! તું અમારી પહેલાં સિદ્ધિપદને પામીશ. એમ ભગવાને કહ્યું છે, તેથી તને ધન્ય છે, અને તું જ એકલો દેવતાઓને પણ વંદ્ય છે. હે દેવો ! જુઓ, શ્રીજિનેશ્વરના માર્ગનો કેવો પ્રભાવ છે ? કે જેથી તિર્યંચો પણ ભવાંતરમાં મોક્ષને પામે છે." પછી સૌધર્મઇન્દ્રની જ જેમ બીજા વૈમાનિક ઇન્દ્રોએ, અસુરેન્દ્રોએ અને સેંકડો રાજાઓએ રાજકુમારની જેમ એક હાથથી બીજા હાથમાં સંચાર કરાતા તે મૂષકને આલિંગન કર્યું, અને સ્નેહથી પરાધીન થયેલી દૃષ્ટિવડે તેઓએ 'આ મૂષક અમારાથી પણ શ્રેષ્ઠ છે, કેમ કે તે આવતા ભવમાં જ મોક્ષનું ભાજન થશે. શ્રીજિનેશ્વરે કહેલું વચન વૃથા હોય જ નહીં.' એમ કહી કહીને તેની અત્યંત શ્લાઘા કરી.

ત્યાર પછી પદ્મપ્રભદેવે ઉભા થઈ હાથ જોડીને ભગવાનને પૂછયું કે—"હે પ્રભુ ! અમે પાંચ મિત્રો ભવ્ય છીએ કે અભવ્ય ?" ભગવાન્ બોલ્યા કે—"તમે ભવ્ય છો અને સુલભબોધિ છો." પદ્મપ્રભે વિજ્ઞપ્તિ કરી

---

૧ આયુષ્યને અંતે જેને કેવળજ્ઞાન થાય તે અંતકૃત કેવળી કહેવાય છે. તે કેવળજ્ઞાન પામીને તરતજ આયુ પૂર્ણ થવાથી મોક્ષે જાય છે.

કે—" હે પૂજ્ય ! અમે પાંચે જણા કેટલા ભવે સિદ્ધિ પામશું ?" ત્યારે શ્રીમાન્ ધર્મનાથસ્વામી બોલ્યા કે—" તમે પાંચે જણ આ ભવથી ચોથે ભવે સર્વ દુ:ખના ક્ષયવાળા મોક્ષપદને પામશો." પદ્મપ્રભદેવ બોલ્યો—" હે સ્વામી ! અહીંથી ચવીને અમે ક્યાં ઉત્પન્ન થશું ?" ત્યારે સ્વામીએ કહ્યું કે—"અહીંથી ચ્યવીને તું વણિક્પુત્ર થઈશ, પદ્મવર રાજપુત્રી થશે, પદ્મસાર નૃપપુત્ર થશે, પદ્મચંદ્ર વિંધ્યાચળપર્વતપર સિંહ થશે, અને પદ્મકેસર રાજપુત્ર થશે." આ પ્રમાણે કહીને ભગવાન્ શ્રીધર્મનાથ-સ્વામી મૌન રહ્યા. એટલે તે દેવતાઓ સમવસરણ સંહરી લઈને પોતપોતાને સ્થાનકે ગયા અને ભગવાન્ પણ ચંદ્રની જેમ ભવ્યજનરૂપી કુમુદને પ્રફુલ્લ કરવામાટે વિહાર કરવામાં પ્રવૃત્ત થયા.

ત્યાર પછી તે પાંચે દેવો પોતાના વિમાનમાં જઈને પરસ્પર વાતો કરવા લાગ્યા. તેમાં એકજણે બીજાની સન્મુખ જોઈને કહ્યું કે—" શ્રીભગવાને પોતે જે કહ્યું તે તમે સાંભળ્યું છે તો હવે આપણે સમ્યક્ત્વની પ્રાપ્તિમાટે શું કરવું ?" તે સાંભળીને બીજાએ વિચાર કરીને કહ્યું કે—" આપણને અત્યંત વિષમ કાર્ય પ્રાપ્ત થયું છે. કેમકે એક વણિક્પુત્ર થશે, એક રાજપુત્રી થશે, એક સિંહ થશે, અને બેજણ રાજપુત્રો થશે. તેથી કાંઈ જણાતું નથી કે આપણને શીરીતે બોધિનો લાભ થશે ? અને આપણો સમાગમ ક્યાં થશે ? તેથી હે પદ્મકેસર ! ભગવાને કહ્યું છે કે—તું સૌની પાછળ ચવીશ. તો તારે અવધિજ્ઞાનવડે જાણીને અમે ચારે જ્યાં જ્યાં ઉત્પન્ન થયા હોઈએ, ત્યાં ત્યાં આવીને અમને સમ્યક્ત્વ આપવું. પરંતુ સ્વર્ગની અપ્સ-રાઓના સ્તનસ્પર્શના સુખમાં લાલસુ થઈને અમે અત્યારે કહેલું તું ભૂલી જઈશ નહીં." તે સાંભળીને પદ્મકેસર બોલ્યો કે—" હું તમને સમ્યક્ત્વ આપીશ, પરંતુ મોહવડે હણાયેલા ચિત્તવાળા તમે મારૂં વચન તે વખતે માન્ય કરશો નહીં તેથી તેનો શો ઉપાય કરવો ?" તે સાંભળીને પેલા ચારે જણ બોલ્યા કે—" તેં ઠીક સંભારી આપ્યું. હમણાં જ તેનો ઉપાય કરીએ, આપણે આપણા પૂર્વભવનાં મનુષ્યરૂપો રત્નનાં બનાવીને એક ઠેકાણે મુકી રાખીએ. તે રૂપો સમય આવે ત્યારે તારે અમને દેખાડવાં, જેથી તે રૂપો જોવાવડે કદાચ પૂર્વજન્મનું સ્મરણ થવાથી અમને ધર્મની પ્રાપ્તિ થઈ શકે." એમ કહીને તેઓએ

પૃથ્વીપર આવી જે વનમાં તે સિંહની ઉત્પત્તિ થવાની હતી, ત્યાં પોતાનાં સ્વરૂપો એક ગુફામાં મુક્યાં, અને તે ગુફાના દ્વાર આડી મોટી શિલા મુકી દીધી. પછી તે પાંચે જણ પોતપોતાના વિમાનમાં આવી ત્યાંની લક્ષ્મીને ભોગવવા લાગ્યા. અને દિવ્ય સુખનો અનુભવ કરવા લાગ્યા.

ત્યારપછી હે કુવલયચંદ્ર કુમાર ! તે પાંચમાંથી પ્રથમ પદ્મપ્રભ-દેવના શરીરની કાંતિ ક્ષીણ થઈ, મુખ કરમાઈ ગયું, મન દીન થયું, અને પવનથી હણાયેલા દીવાની જેમ તે તત્કાળ બુઝાઈ ગયો ( મૃત્યુ પામ્યો ). ત્યાંથી ચવીને તે દેવ આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં શત્રુ-રાજાઓને પ્રકંપ આપનારી ચંપા નામે નગરી છે, ત્યાં રહેલા ચંપક વૃક્ષોવડે નંદનવનની સુગંધનો અનુભવ થાય છે, તે નગરીમાં પવિત્ર બુદ્ધિવાળા મનુષ્યોમાં મુકુટસમાન **ધનદત્ત** નામે એક શ્રેષ્ઠી છે, તે લક્ષ્મીવડે કુબેરની લીલાનું અવલંબન કરે છે, તે શ્રેષ્ઠીને વિષ્ણુને લક્ષ્મીની જેમ **લક્ષ્મી** નામની પ્રિય પત્ની છે, તે લક્ષ્મીની કુક્ષિમાં પુત્રપણે અવતર્યો. જન્મ થયો એટલે **સાગરદત્ત** નામ પાડ્યું. પાંચ ધાત્રીઓથી પાલન કરાતો તે પુત્ર કાંતિ, ગુણ અને કળાના સમૂહની સાથે વૃદ્ધિ પામતો યુવાવસ્થાની લક્ષ્મીને પામ્યો. એટલે પિતાએ તેને સમાન આચાર અને સ્વભાવવાળા કોઈ વણિકની **શ્રી** નામની કન્યા જોડે પરણાવ્યો. તેણીની સાથે શ્રેષ્ઠીપુત્ર સ્વેચ્છાથી હમેશાં વિષયસુખ ભોગવે છે તેવામાં શરદ્ઋતુની શોભા પ્રાપ્ત થઈ. ન્યાય-વાળા પુરૂષો લક્ષ્મીને પામીને જેમ વિનયને ભજે તેમ કલમશાળી ફળસમૂહને પામીને નમ્રતાને ભજવા લાગી. સત્પુરૂષોના હૃદયની જેમ જળ નિર્મળપણું પામ્યાં. સપ્તપર્ણનાં પુષ્પોની સુગંધે કરીને સર્વ દિશાઓ સુગંધી થઈ. તીવ્રકર ( સૂર્ય ) દુષ્ટ રાજાની જેમ પોતાની ઇચ્છાથી સમગ્ર ભૂમિમંડળને તીવ્ર [1]કરોવડે તાપ પમાડવા લાગ્યો. મદિરાવડે જીવનારા કલાલ જનો પણ સન્માર્ગના દૂતરૂપ થયા. અને સરોવરના અલંકારરૂપ સુંદર રાજહંસો આવીને ક્રીડા કરવા લાગ્યા. આવા શરદ્ઋતુના સમયમાં તે સાગરદત્ત પોતાના સ્નેહી

---

૧ સૂર્યપક્ષે કિરણો, રાજપક્ષે કરો—વેરાઓ.

અને મુગ્ધ બંધુજનોની સાથે નગરીની બહાર ગયો. ત્યાં કૌમુદીનો મહોત્સવ જોઈને પાછા વળતાં કોઈ ચત્વરમાં નટ લોકોના પેડામાંથી કોઈ નટ કોઈ કવિનો કરેલો એક શ્લોક બોલ્યો, તે તેણે સાંભળ્યો. તે શ્લોક આપ્રમાણે હતો.—

**यो धीमान् कुलजः क्षमी विनयवान् वीरः कृतज्ञः कृती**
**रूपैश्वर्ययुतो दयालुरमदो दाता शुचिः सत्रपः ।**
**सद्भोगी दृढसौहृदोऽति सरलः सत्यव्रतो नीतिमान्**
**बन्धूनां निलयो नृजन्म सफलं तस्येह चामुत्र च ॥ १ ॥**

**ભાવાર્થ.**—" જે માણસ બુદ્ધિમાન્, કુળવાન્, ક્ષમાવાન્, વિનયવાન્, વીર, કૃતજ્ઞ, નિપુણ, રૂપ અને ઐશ્વર્યવાન્, દયાળુ, મદરહિત, દાતાર, પવિત્ર, લજ્જાવાન્, સારા ભોગવાળો, દૃઢ મૈત્રીવાળો, અતિ સરલ સ્વભાવવાળો, સત્ય પ્રતિજ્ઞાવાળો, નીતિમાન્ અને બંધુવર્ગના આશ્રયભૂત હોય, તે માણસનો જન્મ આ લોકમાં અને પરલોકમાં સફળ છે."

આ સુભાષિત કાવ્યના રસથી સાગરદત્તનું ચિત્ત અતિ પ્રસન્ન થયું. તેણે કહ્યું કે—" હે ભરતપુત્ર ! તારી કવિતાથી પ્રસન્ન થઈને હું તને એક લાખ દ્રવ્ય આપું છું." તે સાંભળીને કોઈએ તેની પ્રશંસા કરી કે—" અહો ! આ સાગરદત્ત શેઠ મહા રસિક છે, હુશિયાર છે, દાતાર છે, પ્રસ્તાવનો જાણનાર છે અને મહાસત્ત્વવાન્ છે." તે સાંભળીને બીજા લોકો બોલ્યા કે—" અહો ! એમાં એની શું સ્તુતિ કરો છો ? તેના પૂર્વજોએ ઉપાર્જન કરેલો દ્રવ્યસમૂહ તે યાચકોને આપે છે, તેમાં તેની શી પ્રશંસા ? જે પુરૂષ પોતાના ભુજબળથી પ્રાપ્ત કરેલા દ્રવ્યનો આવી રીતે વ્યય કરે, તે જ પ્રશંસાને પાત્ર છે." તે સાંભળીને—" અહો ! આ લોકોએ મારી મશ્કરી કરી." એમ વિચારતાં સાગરદત્તના મનમાં તે વચન શલ્ય જેવું લાગ્યું. પછી તે અત્યંત લજ્જા પામીને આપત્તિમાં પડેલાની જેમ ખીન્ન ચિત્તે પોતાને ઘેર આવી શય્યાઉપર બેઠો. કહ્યું છે કે—

**विज्ञानामप्यविज्ञानां, मुदे मिथ्यापि हि स्तुतिः ।**
**निंदा सत्यापि विज्ञानामपि दुःखाय जायते ॥ १ ॥**

**ભાવાર્થ.**—"ખોટી પણ પ્રશંસા ડાહ્યા અને મૂર્ખ માણસોના હર્ષને માટે થાય છે, અને સત્ય પણ નિંદા ડાહ્યા માણસોને પણ દુઃખને માટે થાય છે."

તે વખતે ચેષ્ટા અને આકૃતિ ઉપરથી મનોભાવ જાણવામાં કુશળ એવી તેની સ્ત્રી શ્રીએ વિચાર્યું કે—"આજે મારા પતિ કોઈ પણ કારણથી ઉદ્વેગ પામ્યા હોય તેમ જણાય છે." કહ્યું છે કે—

**जानन्ति जल्पितादपि, निःश्वसितादपि विलोकितादपि च ।**
**ते परमनांसि येषां, मनःसु वैदग्ध्यमधिवसति ॥ १ ॥**

**ભાવાર્થ.**—"જેઓનાં મનમાં ચતુરાઈ રહેલી હોય છે, તેઓ બીજાઓનાં મનને બોલવા ઉપરથી, નિઃશ્વાસ નાંખવા ઉપરથી અને જોવા ઉપરથી પણ જાણી લે છે."

પછી તેણીએ કહ્યું કે—"હે સ્વામિ! આજે તમે કેમ વિલખા થયેલા જણાઓ છો?" સાગરદત્ત પોતાના આકારને ગોપવીને બોલ્યો કે—"હે પ્રિયે! કાંઈ નથી, આજે શરદ્પૂર્ણિમાને દિવસે કૌમુદીનો મહોત્સવ જોવાથી મને ઘણો શ્રમ લાગ્યો છે, તેથી એમ દેખાય છે, બીજું કાંઈ કારણ નથી." એમ કહીને તે મૌન રહ્યો. પછી રાત્રે તે શયનગૃહમાં ખોટી નિદ્રાથી સુતો, અને ક્ષણવાર પછી કાંઈક વિચારપર આવ્યો. એટલે પોતાની પ્રિયાને ઉંઘી ગયેલી જાણીને તે ધીરે ધીરે ઉઠ્યો. એક વસ્ત્રનો કકડો પહેરી બીજો કકડો સ્કંધઉપર રાખ્યો, અને પછી તેણે શયનગૃહમાં જ ભારવટઉપર પોતેજ બનાવેલો એક શ્લોક ખડીના કકડાવડે લખ્યો. તે આ પ્રમાણે—

**वर्षान्तरे न यद्यस्मि, सप्त कोटीः समर्जये ।**
**विशामि ज्वलनेऽवश्यं, ज्वालामालाकुले ततः ॥ १ ॥**

**ભાવાર્થ.**—"જો હું એક વર્ષમાં સાત કરોડ ધન ઉપાર્જન નહીં કરૂં તો જ્વાળાની માળાથી આકુળ એવા અગ્નિમાં અવશ્ય પ્રવેશ કરીશ."

આપ્રમાણે લખીને તે વાસગૃહમાંથી બહાર નીકળી નગરના જળને નીકળવાની ખાળના માર્ગે થઈને દક્ષિણ દિશાતરફ ચાલ્યો,

અનુક્રમે સર્વત્ર જુદા જુદા દેશોના વૃત્તાંતને જાણતો તે દક્ષિણસમુદ્રને તીરે શોભાયમાન એવી **જયશ્રી** નામની નગરી પાસે આવ્યો. તે નગરીની બહાર એક જૂના ઉદ્યાનમાં અશોકવૃક્ષની નીચે દૂર માર્ગના શ્રમને નિવારણ કરવા માટે તે બેઠો. પછી વિચાર કરવા લાગ્યો કે— "શું હું મત્સ્ય, કચ્છપ, મકર અને તરંગોથી ભયંકર એવા સમુદ્રને વહાણમાં બેસી ઉલ્લંઘન કરીને સામે કાંઠે જાઉં? અથવા તો ચામુંડા દેવીની પાસે તીક્ષ્ણ કટારથી બે જંઘાને ચીરીને તેમાંથી નીકળતા રૂધિરવડે પૃથ્વીતળને કાદવવાળું કરીને માંસના ખંડવડે તેને બળીદાન આપું? કે બીજા સર્વ ઉદ્યમોને પડતા મૂકીને રાત્રિદિવસ રોહણાચળ પર્વતની પૃથ્વી ખોદું? કે ભયનો પ્રચારમાત્ર દૂર કરીને સત્પુરૂષના સંગવડે [1]ધાતુવાદ શીખું?" આપ્રમાણે તે સાગરદત્તનું મન અનેક સંકલ્પ વિકલ્પોની શ્રેણીવડે આકુળવ્યાકુળ થયું. તેવામાં તેણે કોઈ સ્થાને શ્રીફળ ( નાળીયેર )ના વૃક્ષની નીચે ઉગતો એક નવો અંકુરો જોયો. તે જોઈને તેને નવો શીખેલો [2]ખન્યવાદ સ્મરણમાં આવ્યો. તેથી તેણે "**नमो धरणेन्द्राय, नमो धनदाय, नमो धनपालाय,**" એ મંત્રો બોલીને ભૂમિતળ ખોદ્યું, તો તેમાં એક નિધિ તેની દૃષ્ટિગોચર થયો. જેટલામાં તે નિધિને ગ્રહણ કરવાને માટે તે વિચાર કરે છે, તેટલામાં આકાશવાણી થઈ કે—"હે વત્સ! જોકે તેં સમગ્ર નિધિ જોયો છે, તોપણ તેમાંથી થોડું એટલે માત્ર એક ખોબો ધન મૂળ દ્રવ્ય ( મુડી ) તરીકે ગ્રહણ કર." તે સાંભળીને તે શ્રેષ્ઠીપુત્રે તેમાંથી માત્ર એક ખોબો જ રૂપીયા ગ્રહણ કર્યા. એટલે તે નિધિ પણ તરત જ અદૃશ્ય થયો. તે ધન તેણે પોતાના સ્કંધપર જે બીજું વસ્ત્ર રાખેલું હતું, તેને છેડે બાંધ્યું. પછી તે ઉત્તમ વણિકે વિચાર કર્યો કે—"અહો! દૈવની કેવી ચપળતા છે? હે દૈવ! તેં પ્રથમ મને નિધિ આપ્યો, અને પછી કેમ લઈ લીધો? તારી આ વર્તણુકથી મેં જાણ્યું કે સર્વથા તારી ગતિ ચંચળ છે, તોપણ જો દૈવ પોતે મધ્યસ્થ વૃત્તિને ધારણ કરશે તો આટલા દ્રવ્યથી પણ હું સાત કરોડ દ્રવ્ય ઉપાર્જન કરી મારી પ્રતિજ્ઞા સત્ય કરીશ." એમ વિચારીને જેનું મન

---

૧ રસાયન ક્રિયાવડે સોનું બનાવવાનો કીમીયો. ૨ જમીનમાં રહેલા નિધિની પરીક્ષાનું શાસ્ત્ર.

સંતોષ પામ્યું છે, એવા તે સાગરદત્તે તે જ નગરીમાં પ્રવેશ કર્યો. ત્યાં ચૌટામાં તેણે મૃદુતા ગુણે કરીને યુક્ત અને સ્વભાવે સુશીલ એવા એક વૃદ્ધ વણિકને જોયો. તેને જોઈને તેણે વિચાર્યું કે—" અહો! આની આકૃતિ અત્યંત રમણીય છે, તેથી આ કોઈ મોટો અને સર્વ વણિકોમાં શ્રેષ્ઠ જણાય છે. તેથી તેના ચરણને નમન કરવું યોગ્ય છે." એમ વિચારીને સાગરદત્ત તેને નમીને તેની પાસે બેઠો. તે વૃદ્ધ શ્રેષ્ઠીએ પણ ઘણા આદરથી તેને આવકાર આપ્યો. તે વખતે તે નગરમાં કોઈ મહોત્સવ પ્રવર્તતો હતો, તેથી તે શ્રેષ્ઠીની દુકાને નજીકના ગામડાના માણસો અતિ ઉત્સુકતાથી સર્વ વસ્તુઓ લેવા આવ્યા. તે શ્રેષ્ઠીનું શરીર વૃદ્ધાવસ્થાથી જીર્ણ થયેલું હતું, તેથી તે ઘણી વસ્તુઓ એકદમ આપી શકશે નહીં એમ જાણીને સાગરદત્ત બોલ્યો કે—" હે પિતા! તમે દુકાનમાંથી કરીયાણાં લાવીને મને આપો, અને હું યુક્તિથી તે તોળી તોળીને આ માણસોને આપતો જાઉં." એમ કહીને તે તોળી તોળીને આપવા લાગ્યો. તે જોઈને 'આ જલદી માલ આપે છે' એમ જાણી સર્વ માણસો તેની જ દુકાને આવવા લાગ્યા. તે સર્વને સાગરદત્તે તત્કાળ કરીયાણાં આપી આપીને વિદાય કર્યા. તે કરીયાણાં વેચવામાં શ્રેષ્ઠીને ઘણો મોટો દ્રવ્યલાભ થયો. તેથી તે શ્રેષ્ઠીએ વિચાર્યું કે—" આ બાળક કોઈ મોટા કુળમાં ઉત્પન્ન થયેલો અને પુણ્યશાળી લાગે છે, તેથી જો આ મારેજ ઘેર રહે, તો બહુ સારૂં થાય." એમ વિચારીને તે બોલ્યો કે—" હે વત્સ! તું કયા સ્થાનથી આવ્યો છે?" તે બોલ્યો કે—" હે પિતા! હું ચંપાનગરીથી આવ્યો છું." શ્રેષ્ઠીએ કહ્યું—" હે વત્સ! તારે મારા ઘરને અલંકૃત કરવું." પછી સાગરદત્ત તે શ્રેષ્ઠીની સાથે તેને ઘેર ગયો. શ્રેષ્ઠીએ પ્રીતિપૂર્વક તેનો પોતાના પુત્રની જેમ ખાનપાનથી સત્કાર કર્યો.

પછી કેટલાક દિવસો ગયા એટલે સાગરદત્તના ગુણસમૂહથી જેનું મન સંતુષ્ટ થયું છે, એવા તે વૃદ્ધ શ્રેષ્ઠીએ નવીન પ્રફુલ્લિત યૌવનવાળી, મુખચંદ્રની કાંતિના સમૂહથી યુક્ત, વિકાસ પામેલા કમળપત્રની જેવા દીર્ઘ લોચનવાળી અને કામદેવની પ્રિયા જેવી મનોહર પોતાની કન્યા સાગરદત્તને આપી. પરંતુ સાગરદત્તે તેની સાથે લગ્ન કરવાનું માન્ય કર્યું નહીં. તેણે કહ્યું કે—" હે પિતા! મારે કાંઈક

કહેવાનું છે. અને તે એ છે કે—કાંઈક કારણથી મારા ઘરમાંથી હું નીકળ્યો છું. તેથી જો તે મારૂં કાર્ય સિદ્ધ થશે, તો આપ જેમ કહેશો, તેમ અવશ્ય કરીશ. પણ જો કદાચ તે કાર્ય સિદ્ધ નહીં થાય, તો કેવળ અગ્નિ જ મારૂં શરણ છે. માટે હે પિતા! આ બાબતમાં હાલ તમે આગ્રહ ન કરશો." તે સાંભળીને શ્રેષ્ઠીએ કહ્યું કે—"જ્યારે એમ છે ત્યારે હું તને શી સહાય કરૂં?" સાગરદત્ત બોલ્યો—"જો તમે મારા સત્ય પિતા જ હો, તો મારા મૂળધનમાંથી સમુદ્રના સામા કાંઠાને યોગ્ય કરીયાણું ખરીદ કરી ઘો અને એક વહાણ ભાડે અપાવો. મારે સમુદ્રને સામે કાંઠે જવું છે." તે સાંભળીને શ્રેષ્ઠીએ 'બહુ સારૂં.' એમ કહીને તે જ દિવસથી તેણે આગળ થઈને લઈ જવા યોગ્ય કરીયાણાં ખરીદ કરવા માંડ્યાં.

સાગરદત્ત અગણિત કરીયાણાંઓ લઇને જોશીએ બતાવેલા સારા મુહૂર્તે સમુદ્રદેવની પૂજા કરી, તપસ્યાથી ગુરૂ થયેલા ગુરૂને નમસ્કાર કરી, શ્રીઅરિહંતદેવની પૂજા કરી, શ્રેષ્ઠીને પ્રણામ કરી તથા તેની રજા લઈ અને પંચપરમેષ્ઠી નમસ્કારનું સ્મરણ કરી વહાણ ઉપર ચડ્યો. વહાણનો સઢ ચડાવ્યો અને અનુકૂળ વાયુ વાવા લાગ્યો. તેથી સમુદ્રનું ઉલ્લંઘન કરીને તે વહાણ અનુક્રમે યવનદ્વીપે આવી પહોંચ્યું. ત્યાં ક્રયવિક્રય કરીને સાગરદત્તે સાત કરોડ દ્રવ્ય ઉપાર્જન કર્યું. પછી પ્રસન્ન ચિત્તવાળો થઈને તે પોતાના દેશ તરફ જવા ચાલ્યો. મધ્ય-સમુદ્રે આવતાં કર્મને યોગે વર્ષાઋતુનો સમય નહીં છતાં પણ કાજળની જેવાં શ્યામ અને જળથી ભરેલાં વાદળાં આકાશમાં ચડી આવ્યાં, અને તેના અંધકારથી આખું આકાશતળ આચ્છાદિત થઈ ગયું, તેથી નક્ષત્રાદિક જોવામાં નહીં આવવાથી દિશામૂઢ થઈ જવાને-લીધે ખલાસીઓએ ઉતાવળથી પ્રેરેલું તે વહાણ કોઈ પર્વતના ખડકની સાથે અફળાઇને સ્ત્રીને જણાવેલી ગુપ્તવાતની જેમ તત્કાળ ભાંગી ગયું. તેમાં બેઠેલા સર્વ માણસો મરણ પામ્યાં, માત્ર એક સાગરદત્ત જ વહાણનું પાટીયું મળવાથી મોટા તરંગની શ્રેણીથી પ્રેરાઈને મહા મુશ્કેલીથી પાંચ અહોરાત્રે ચંદ્રદ્વીપે આવી પહોંચ્યો. ત્યાં મૂર્ચ્છા આવવાથી જેનાં લોચન બંધ થઈ ગયાં છે એવો તે કાંઠાના એક વૃક્ષની નીચે ક્ષણવાર પવનનો સ્પર્શ થવાથી શુદ્ધિમાં આવ્યો. તેના ચિત્તની

વૃત્તિ તૃષાથી ચંચલ થયેલી હતી તેથી, તેમજ અત્યંત ક્ષુધા લાગવાથી તે સર્વત્ર ભ્રમણ કરવા લાગ્યો. તેવામાં તેણે કોઈ ઠેકાણે નાળિયેર, નારંગી, બીજોરૂં, ફણસ, અને દાડિમ વિગેરેનાં વૃક્ષો ફળેલાં જોયાં. તે ફળોવડે પ્રાણવૃત્તિ કરીને આગળ ચાલતાં ચંદન, લવિંગ અને લવલીનું લતાગૃહ જોઈને તેના ચિત્તમાં કૌતુક ઉત્પન્ન થયું, તેથી તે તે પ્રદેશ તરફ ગયો. તેવામાં તત્કાળ કોઈનો શબ્દ તેના શ્રવણનો અતિથિ થયો, તે શબ્દ સાંભળીને તેણે વિચાર્યું કે—"આ સ્થળે પ્રથમ તો કોઈ મનુષ્યનો પ્રચાર જ જણાતો નથી, છતાં કોઈ બાળાની જેવો શબ્દ ક્યાંથી સંભળાયો? અહો! હું પણ ક્યાં આવ્યો છું? જે કથાઓમાં પણ સંભળાતું નથી, અને જે સ્વપ્નમાં પણ દેખાતું નથી, તેનો દેવ યોગ કરે છે." એ પ્રમાણે વિચારીને તેણે બરાબર જોયું, તો કદલીવૃક્ષોના સમૂહમાં રહેલા એક અશોકવૃક્ષની નીચે સામાન્ય રીતે અતિશય રૂપવાળી અને ગુણસમૂહથી સુંદર જાણે વનદેવતા હોય તેવી કોઈ સ્ત્રીને પોતાના ગળામાં ફાંસો નાંખતી જોઇ. તે સ્ત્રી બોલી કે—"હે વનદેવીઓ! તમે સાંભળો. હવે પછી બીજા જન્મમાં મને આપ્રમાણે થશો નહીં." એમ કહીને તેણીએ પોતાના કંઠમાં પાશ નાંખ્યો. તેવામાં તે કરૂણાના આધારભૂત સાગરદત્તે આવીને તેણીનો પાશ તરત જ છેદી નાંખ્યો. એટલે તે પૃથ્વીપર પડી. સાગરદત્તે વાયુવડે તેને આશ્વાસન આપ્યું, અને ચંદનના કિસલયના રસવડે તેના વક્ષઃસ્થળઉપર લેપ કર્યો, તેથી તેણીને શુદ્ધિ આવી, એટલે પોતાની પાસે બેઠેલા સાગરદત્તને જોઈને તેણીના હૃદયમાં ભય ઉત્પન્ન થયો, તેથી તે ત્યાંથી ચાલવા માંડી. તે વખતે સાગરદત્તે તેણીને કહ્યું કે—"હે કૃશોદરી! શું તું કામદેવની પ્રિયા છે? કે વનદેવી છે? કે બીજી કોઇ સ્ત્રી છે? તેં શા માટે તારા આત્માને દુઃખમાં નાંખ્યો? તે સર્વ નિવેદન કર." તે સાંભળીને તે બોલી કે—"હું કામદેવની પ્રિયા (રતિ) નથી, અને વનની દેવતા પણ નથી. મારૂં સત્ય વૃત્તાંત કહું છું તે તમે એકાગ્ર મનથી સાંભળો.

દક્ષિણસમુદ્રને કાંઠે **જયતુંગા** નામે એક નગરી છે. તે નગરીમાં કુબેરની જેવો અતિ ધનાઢ્ય **વૈશ્રમણ** નામે એક શ્રેષ્ઠી રહે છે. તેની અત્યંત વહાલી એવી હું પુત્રી છું. એકદા હું દિવસે મારા

વાસભવનના [1]કુટ્ટિમતળમાં શય્યાપર સુતી હતી. કેટલીક વારે અનેક પક્ષીઓ અને [2]શ્વાપદોના કલકલારવના શબ્દથી જાગૃત થઈને મેં આંખ ઉઘાડી જોયું, તો સેંકડો વૃક્ષોનાં પાંદડાંઓની પંક્તિવડે જેમાં સૂર્યના કિરણસમૂહ પણ પ્રવેશ કરી શકતા નથી એવું આ અરણ્ય જ જોવામાં આવ્યું. તે જોઈને ભયના આવેશથી મારી શરીરલતા કંપાયમાન થઈ, અને હું વિલાપ કરવા લાગી કે—"હે પિતા! મને નિરાધારને તમે કેમ છોડી દીધી? હવે આ ભયંકર અરણ્યમાં મારૂં કોણ શરણ થશે?" આપ્રમાણે હું વિલાપ કરતી હતી, તેવામાં કોઈ લતાગૃહમાં રહેલો દિવ્ય વેષધારી પુરૂષ 'હું તારૂં શરણ છું' એમ બોલતો મારી તરફ આવ્યો. તેને જોઇને મને બમણો ક્ષોભ ઉત્પન્ન થયો, તેથી હું રૂદન કરવા લાગી. તે પુરૂષ મારી પાસે આવીને મને કહેવા લાગ્યો કે—"હે સુંદર અંગવાળી! હું તારૂં કાંઈપણ અનિષ્ટ નહીં કરૂં. તારા રૂપવડે મારૂં ચિત્ત વ્યાકુળ થયું, તેથી મેં જ તારૂં હરણ કર્યું છે." તે સાંભળીને હુ બોલી કે "તું કોણ છો? અને તને મારા સ્વરૂપની કોણે વાત કરી?" ત્યારે તે પુરૂષે મને કહ્યું કે—"હે સુંદર મુખવાળી! સાંભળ. હું વૈતાઢ્યપર્વતના શિખરપર વસનારો મહા બળવાન્ વિદ્યાધર છું. હું દેવની સ્ત્રીઓના હૃદયમાં પણ ક્ષોભ ઉત્પન્ન કરૂં છું. આજે હું સમગ્ર પૃથ્વીતળ જોતો હતો, તેવામાં ઉપરની કુટ્ટિમભૂમિ (અગાશી)-માં શય્યાઉપર સુતેલી તને જોઈને 'આ કૃશોદરી ત્રણ ભુવનમાં અધિક સુંદર છે' એમ જાણીને હું તારાપર મોહિત થયો. તેં મારા મનમાં પ્રવેશ કર્યો. હે સુન્દરી! કોઈ માણસને કોઈના પર દૈવના વશથી એટલો બધો પ્રેમ ઉત્પન્ન થાય છે કે તે વજ્રલેપની જેમ લાગેલો પ્રેમ દૂર કરી શકાતો નથી. પછી 'અહીં બીજો કોઈ પણ ઉપાય નથી' એમ વિચારીને મેં તને સુતેલી અવસ્થામાં જ ત્યાંથી હરણ કરી, અને મારા ગુરૂજનના ભયની શંકાથી મારા નગર તરફ ન જતાં હું તને આ નિર્જન દ્વીપમાં લઈ આવ્યો છું. તેથી તું મારી સાથે ભોગ ભોગવ અને મનમાં દુઃખ ધારણ ન કર." તે સાંભળીને મેં વિચાર્યું કે—"હું હજી કન્યા છું, મને મારાં માતપિતાએ કોઈને આપી નથી, મને કોઈ વણિક્ પરણશે તેના કરતાં આ સુંદર આકૃતિવાળો

---

૧ કુટ્ટિમ—ફરસબંધ ભૂમિ, અગાશી. ૨ શ્વાપદ—શીકારી પશુ.

અને ત્રણ જગત્‌ની સ્ત્રીઓને વલ્લભ એવો વિદ્યાધર સ્નેહથી મોહિત મનવાળો થઇને જો મારૂં પાણિગ્રહણ કરે, તો મને કયું સુખ મળ્યું ન કહેવાય ?" એમ વિચારીને મેં કહ્યું કે—"તમે મને આ કાનનમાં આણી છે, તો તમને જેમ રૂચે તેમ કરો." તે સાંભળીને તેનું મન હર્ષથી ભરપૂર થયું. તેવામાં જેણે તીક્ષ્ણ ખડ્ગ ખેંચ્યું છે, એવો કોઈ એક ભયંકર વિદ્યાધર 'અરે અનાર્ય ! ક્યાં જાય છે ?' એમ બોલતો મારા પ્રિય વિદ્યાધરને પ્રહાર કરવા આવ્યો. તેથી મારો પતિ પણ શસ્ત્ર ખેંચીને 'અરે દુષ્ટ ! મારી કળાઓનું હરણ કરનાર !' એમ બોલતો તેની સાથે યુદ્ધ કરવા લાગ્યો. પછી તે બન્ને યુદ્ધ કરતાં તીક્ષ્ણ ખડ્ગના પ્રહારથી એક બીજાનાં મસ્તક કાપીને પૃથ્વીપર પડ્યા. તે જોઈને મારા મનમાં અત્યંત દુઃખ ઉત્પન્ન થયું, તેથી હું વિલાપ કરવા લાગી કે—"હા પ્રિય સ્વામી ! હા સૌભાગ્યના નિધિ ! રૂપની લક્ષ્મીથી કામદેવને પણ જીતનાર એવા હે સ્વામી ! મને એકલીને આ નિર્જન વનમાં છોડીને તમે ક્યાં ગયા ? હે પ્રાણેશ ! મને મારે ઘેરથી લાવીને અહીં વનમાં એકલી મૂકીને તમે ક્યાંઈ પણ જાઓ નહીં; મને તમારે ઘેર લઈ જાઓ." આ પ્રમાણે વિલાપ કરીને છેવટે મેં મરવાનો નિશ્ચય કર્યો, અને 'ફરીથી આવા સંસારના દુઃખનું સ્થાન હું ન થાઉં' એમ વિચારીને મેં લતાગૃહની લતાઓનો પાશ બનાવ્યો. પછી મારા આત્માનો શોક કરતી અને સ્ત્રીજન્મની નિંદા કરતી એવી મેં કુળદેવીનું સ્મરણ કરી તથા માતાપિતાને પ્રણામ કરી કંઠમાં તે પાશ નાંખ્યો. ત્યાર પછી શું થયું ? તે હું જાણતી નથી. પણ માત્ર તમને પવન નાંખતા મેં જોયા. તમે ક્યાંથી આવ્યા ? ક્યાંના રહીશ છો ? અને આ દુર્ગમ દ્વીપમાં કેમ આવ્યા ? તે કહો." તે સાંભળીને સાગરદત્તે સાત કરોડ દ્રવ્ય ઉપાર્જન કરવાની પ્રતિજ્ઞાથી આરંભીને વહાણ ભાંગ્યાસુધીનું પોતાનું સર્વ વૃત્તાંત તેણીને કહ્યું. તે સાંભળીને તે બોલી કે—"આપ્રમાણે કાર્ય વિપરીત થવાથી હવે શું કરવું છે ?" સાગરદત્ત બોલ્યો કે—"સત્પુરૂષો પ્રાણનો નાશ થાય, તોપણ પ્રતિજ્ઞાનો ભંગ કરતા નથી." તે સ્ત્રી બોલી કે—"હે ભદ્ર ! પ્રતિજ્ઞાનો નિર્વાહ થવો, તે તો દૈવને આધીન છે, તેમાં તમારો કાંઈપણ દોષ નથી. માટે હવે તમારે શું કરવું છે ?" ત્યારે તે ફરીથી બોલ્યો કે—"મને

સમુદ્રમાં ભ્રમણ કરતાં અત્યાર સુધીમાં અગીયાર માસ વ્યતિત થયા છે. હાલ બારમો માસ ચાલે છે. તો એક માસમાં હું શી રીતે સાત કરોડ દ્રવ્ય ઉપાર્જન કરી શકું? અને કદાચ તેટલું દ્રવ્ય ઉપાર્જન કરૂં, તોપણ તે શી રીતે ઘેર લઈ જઈ શકું? તેથી હે સુંદરી! મારી પ્રતિજ્ઞા ભ્રષ્ટ થઈ, માટે ભ્રષ્ટ પ્રતિજ્ઞાવાળા એવા મારે હવે જીવવું યોગ્ય નથી, તેથી હું તો અગ્નિમાં પ્રવેશ કરીશ." તે સાંભળી તે સ્ત્રી બોલી કે—"જો તમે પ્રતિજ્ઞા ભંગ થવાથી અગ્નિમાં પ્રવેશ કરવા ઇચ્છો છો, તો હું પણ પતિનો વિયોગ થવાથી તમારી જ જેમ અગ્નિનું સાધન કરીશ. તેથી તમે ક્યાંયથી અગ્નિ શોધી લાવો." સાગરદત્તે કહ્યું કે—"હે ભદ્રે! તારે તેમ કરવું યોગ્ય નથી." ત્યારે તે બોલી કે—"મારે આ વનમાં શું કરવું? હું પણ અવશ્ય ચિતામાં જ પ્રવેશ કરીશ." પછી તે સાગરદત્તે ચિતા કરીને અરણિનાં કાષ્ઠોનું પરસ્પર મથન કરી અગ્નિ સળગાવ્યો. પછી તે બોલ્યો કે—"હે લોકપાળો! તમે સાંભળો. મારી પ્રતિજ્ઞા એક વર્ષે પણ પૂર્ણ થાય તેમ નથી, તેથી હું અગ્નિમાં પ્રવેશ કરૂં છું." એમ બોલીને તે સાગરદત્તે અગ્નિમાં પડતું મૂક્યું, પરંતુ દૈવી ચમત્કારથી તે અગ્નિ તત્કાળ કમળની જેવો શીત થઈ ગયો. તે જોઈને જેનું હૃદય કૌતુકથી વ્યાપ્ત થયું છે, એવા તે સાગરદત્તે વિચાર્યું કે—"અહો! આ વિપરીત કેમ થયું? શું આ સ્વપ્ન છે? કે મનની ભ્રાંતિ છે? કે આ તે કાંઈ ઇન્દ્રજાળ છે? કે જેથી આ ચિતા પણ શતપત્ર (કમળ)ની જેવી શીતળ થઈ ગઈ." આ પ્રમાણે તે વિચાર કરે છે, તેવામાં પદ્મરાગમણિથી બનાવેલું અને મુક્તાફળના [1]અવચૂલથી સુશોભિત એવું વિમાન આકાશમાં નજરે પડ્યું. તે વિમાનમાં સુંદર કાંચનના મુકુટને ધારણ કરનાર એક દેવ બેઠેલો હતો, તેનો દેહ અત્યંત કાંતિથી દેદીપ્યમાન હતો, તેના કર્ણનાં અખંડ કુંડળો ચલાયમાન હતાં, તેના મુખમાંથી નીકળતા મંદ હાસ્યવડે તેના ઓષ્ઠ વિકસ્વર દેખાતા હતા, અને દાંતનાં સ્ફુરણાયમાન કિરણોની શ્રેણીથી દિશાઓરૂપી સ્ત્રીઓનાં મુખો તેણે ઉદ્દીપ્ત કર્યાં હતાં. તે દેવે તેને કહ્યું કે—"હે સાગરદત્ત! પામર લોકોએ આશ્રય કરેલા અને પંડિતજનોએ નિંદેલા એવા આત્મઘાતનો તેં કેમ આરંભ કર્યો છે? હે

---

૧ અવચૂલ—નિશાનમાં શણગારેલો નીચે લટકતો વસ્ત્રનો ફટકો.

ભદ્ર ! પ્રાણનાથના દુઃખથી સંતાપ પામેલી સ્ત્રી ચિતામાં પ્રવેશ કરવાનું સાહસ કરે, તે તો ઠીક છે, પણ તારે તેમ કરવું યોગ્ય નથી. હે ભદ્ર ! તું અમારી સાથે સૌધર્મવિમાનમાં દેવપણે ઉત્પન્ન થયો હતો, ત્યાં તેં કર્કેતન, ઇન્દ્રનીલ અને પદ્મરાગમણિઓના ઢગલા મુકી દીધા છે તો આ સાત કરોડ ધનથી શું વિશેષ છે ? માટે તું સમ્યક્ત્વ, રાત્રિભોજનવિરતિ અને પાંચ મહાવ્રતોરૂપ સાત કોટી દ્રવ્યને ગ્રહણ કર. જો કદાચ તને દ્રવ્યની જ અભિલાષા હોય તો લે, તેથી ત્રણગણું એટલે એકવીશ કરોડ દ્રવ્યનો સ્વીકાર કર. મારા વિમાનમાં બેસી જા, હું તને જલદીથી તારે ઘેર લઈ જાઉં." આ પ્રમાણેનાં વચનો સાંભળીને તેમજ તે દેવની ઋદ્ધિ જોઈને તે સાગરદત્તને સારી રીતે ઊહાપોહ કરતાં જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું, તેથી તેણે વિચાર્યું કે—" હું પદ્મપ્રભ નામનો દેવ હતો, ત્યાંથી ચવીને હું અહીં ઉત્પન્ન થયો છું. અને આ પદ્મકેસર નામનો દેવ છે. મેં દેવના ભવમાં તેને કહ્યું હતું કે—' તારે મને શ્રીમાન્ તીર્થંકરના શાસનનો બોધ પમાડવો.' તેનું સ્મરણ કરીને આ દેવે મને મૃત્યુથી બચાવ્યો છે. અહો ! તેની પ્રતિજ્ઞા કેવી દૃઢ છે ? તે કેવો પરોપકારી છે ? અહો ! તે કેવો સ્નેહમાં તત્પર છે ? અને અહો ! તે મિત્રનું વાત્સલ્ય કેવું સાચવે છે ? મનુષ્યભવમાં જીવવું તે જ સાર છે, તે જીવનમાં પણ સુંદર એવો પ્રેમ એ જ સારભૂત છે, તે પ્રેમમાં પણ ઉપકાર કરવો તે જ પ્રધાન છે, તથા તે ઉપકાર પણ અવસર જોઇને કરવો તે જ શ્રેષ્ઠ છે." એમ વિચારીને સાગરદત્તે તે દેવને નમસ્કાર કર્યો. દેવે કહ્યું કે—" તને પૂર્વજન્મનું સ્મરણ થયું, તે બહુ ઠીક થયું." સાગરદત્ત બોલ્યો— "અહો ! તમે મારૂં સંસારના પાતથી રક્ષણ કર્યું, તેથી તમે બહુ જ શ્રેષ્ઠ કર્યું છે. હવે મારે શું કરવું ? તે કહો." દેવે કહ્યું કે—" હજુ તારે ચારિત્રાવરણીય કર્મ અવશેષ રહેલું છે, તેથી હાલ સાંસારિક ભોગવિલાસ ભોગવીને પછી સત્તર પ્રકારના સંયમને ગ્રહણ કરજે." એમ કહીને તે દેવે સાગરદત્તને પોતાના વિમાનમાં બેસાડ્યો. સાગરદત્તે પેલી બાળાને પણ સાથે લીધી. તે વિમાન એક ક્ષણમાં જયશ્રી નગરીએ પહોંચ્યું. ત્યાં તે વૃદ્ધશ્રેષ્ઠીને ઘેર સાગરદત્ત ઉતર્યો, અને તે બ.ળાને તથા શ્રેષ્ઠીની પુત્રીને પરણ્યો. ત્યાર પછી તે વિમાનમાં બેસીને પોતાની

ચંપાપુરીમાં આવ્યો. ત્યાં તેણે પોતાનાં માતપિતા વિગેરે ગુરૂજનને મોટી ભક્તિથી વંદના કરી. પછી દેવે તેને કહ્યું કે—“ હે ભદ્ર ! તારૂં દશ હજાર વર્ષનું આયુષ્ય છે. તેમાં ત્રણ હજાર વર્ષ ગયાં છે. હવે પાંચ હજાર વર્ષ સુધી સાંસારિક ભોગ ભોગવ, પછી બે હજાર વર્ષ ચારિત્રનું પાલન કરજે.” એમ કહીને તેના ઘરમાં એકવીશ કરોડ દ્રવ્યની વૃષ્ટિ કરી તે દેવ સ્વર્ગે ગયો.

ત્યાર પછી તે સાગરદત્ત ચિરકાળના વિયોગથી ખેદ પામેલી પ્રથમની પોતાની પ્રિયાની સંભાવના કરીને તે ત્રણે કમળના સરખા નેત્રવાળી પ્રિયાઓ સાથે ક્રીડા કરવા લાગ્યો. અનુક્રમે કામભોગથી નિર્વેદ પામીને પરમાર્થને જાણનાર થયો સતો પૂર્વભવ અને દેવનું વાક્ય જેના સ્મરણમાં છે, એવો તે સાગરદત્ત ભોગના ફળવાળા કર્મનો ક્ષય થવાથી વૈરાગ્યમાર્ગમાં પ્રાપ્ત થયો. પછી જિનેંદ્રોનાં ચૈત્યોમાં અઠ્ઠાઈ મહોત્સવ કરીને તથા સર્વ કાર્ય સમાપ્ત કરીને તે સાગરદત્ત પવિત્ર એવા સ્થવિર મુનિની પાસે ચારિત્ર લઈ તેનો શિષ્ય થયો. હે કુવલયચંદ્ર કુમાર ! તે સાગરદત્ત હું જ છું. સર્વ શાસ્ત્રનો અભ્યાસ કરી, બે પ્રકારની શિક્ષાનો સ્વીકાર કરી, એકાકી વિહાર કરવારૂપ પ્રતિમાને ધારણ કરનારા એવા મને અવધિજ્ઞાન પ્રાપ્ત થયું છે. તેથી નીચે રત્નપ્રભા પૃથ્વીના સર્વ પ્રતરો સુધી અને ઉંચે સૌધર્મવિમાનની ચૂલિકા સુધી તથા તિર્યગ્લોકમાં માનુષોત્તર પર્વતના શિખર સુધી સમગ્ર પદાર્થોને હું જોઈ શકું છું. એ પ્રમાણે જોતા એવા મેં મારા લોભદેવ અને પદ્મપ્રભદેવ એ બે પૂર્વભવો જોયા. તે જોઇને મને વિચાર થયો કે—“ ત્યાં જે બીજા ચાર મારા મિત્ર દેવો હતા, તેઓ હાલ ક્યાં ઉત્પન્ન થયા છે ? ” એમ વિચારીને મેં ઉપયોગ દીધો. એટલે મને જણાયું કે— જે ચંડસોમ સ્વર્ગમાં પદ્મચંદ્ર દેવ થયો હતો, તે ત્યાંથી ચવીને વિંધ્યાટવીમાં સિંહ થયો છે. અને જે માનભટ મરીને પદ્મસાર દેવ થયો હતો, તે સ્વર્ગથી ચવીને અયોધ્યાપુરીમાં દઢવર્મા રાજાનો પુત્ર કુવલયચંદ્ર નામે થયો છે. તથા માયાદિત્ય મરીને સ્વર્ગમાં પદ્મવર નામે દેવ થયો હતો, તે દક્ષિણદિશામાં **જયા** નામની નગરીને વિષે શ્રીમહાસેન રાજાની પુત્રી **કુવલયમાલા** થયેલ છે. પૂર્વે તપસ્વી ( મુનિ )-ના ભવમાં મને તેઓએ કહ્યું હતું કે—‘ અમે ગમે ત્યાં ઉત્પન્ન થયા

હોઈએ, પણ તમારે અમને સમ્યક્ત્વ આપવું.' આ તેઓની પ્રાર્થના મને જે વખતે સ્મરણમાં આવી, તે જ વખતે આ પદ્મકેસર દેવે આવીને મારી સ્તુતિ કરી કે—"જેને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું છે, અને જેણે સર્વ પ્રાણીઓના ભવાંતરોને (પૂર્વભવોને) જાણ્યાં છે, એવા હે મુનીશ્વર! આપ જય પામો. આપ જ મારા ધર્માચાર્ય છો." તે સાંભળીને મેં તેને ઓળખ્યો. એટલે મેં કહ્યું કે—"હે ભદ્ર! શું કરવું? તે તું કહે." ત્યારે દેવ બોલ્યો કે—"હે ભગવાન્! સમ્યક્ત્વનું દાન આપીને મારે પદ્મસાર, પદ્મવર અને પદ્મચંદ્રના જીવોનો અનુગ્રહ કરવો, એમ મેં પૂર્વે અંગીકાર કર્યું છે. તેઓમાં બે જણ મિથ્યાદષ્ટિના કુળમાં જન્મ્યા છે, અને એક તો સિંહ થયો છે. તે ત્રણેને દુર્લભ એવા શ્રીજિનેન્દ્રના માર્ગમાં બોધ પમાડવા જોઈએ. માટે આપ ચાલો, તો આપણે અયોધ્યાપુરીમાં જઈને કુવલયચંદ્ર કુમારને પ્રતિબોધ કરીએ." તે સાંભળીને મેં તેને કહ્યું કે—"તેં બતાવેલો ઉપાય સારો નથી. કેમ કે સુખમાં મગ્ન થયેલા માણસોને ધર્મને વિષે પ્રીતિ થતી નથી. **'નિરોગી મનુષ્યને ઔષધ ઉપર જરા પણ આદર થાયજ નહીં.'** તેથી રાજ્યના સુખમાં મગ્ન થયેલા અને પિતા, માતા, ભ્રાતા, ભગિની, સ્વજન તથા મિત્રોથી કોઈ વખત દૂર નહીં રહેતા એવા તે કુમારને બોધનો અવસર પણ ક્યાંથી હોય? જ્યાંસુધી પ્રાણીઓ માતા, પિતા અને ભાઈના વિયોગથી દુ:ખી થતા નથી, ત્યાંસુધી તેઓ ધર્મકાર્ય કરી શકતા નથી. માટે હે ભદ્ર! હમણા તું કુમારને વનમાં લાવવા માટે જા. અને હું ચંડસોમ જે વનમાં સિંહ થયેલો છે, ત્યાં જાઉં છું. ત્યાં જ તે કુમાર પણ પિતા અને બાંધવોના વિયોગનેલીધે સુખેથી સમ્યક્ત્વ ગ્રહણ કરી શકશે." એમ કહીને હું અહીં વનમાં આવ્યો, અને પદ્મકેસર દેવ તને લેવા માટે આવ્યો. તે વખતે તેણે તને અશ્વપર ચડીને વાહકેલી કરવા નીકળેલો જોયો. તેથી તે અશ્વના શરીરમાં પેસીને તેણે તને આકાશમાર્ગે ઉપાડ્યો. તે જોઈને આશ્ચર્ય પામેલા એવા તેં અશ્વને કટારથી પ્રહાર કર્યો એટલે આ દેવે તે અશ્વને મરણ પામેલો તને દેખાડ્યો, પણ તે ખરી રીતે મરણ પામ્યો નથી. માત્ર તારા મનની આશા તે દેવે ભંગ કરી છે. હે કુમાર! તને સમ્યક્ત્વ પ્રાપ્ત કરાવવા માટે આ અશ્વવડે તારૂં

હરણ કરીને તને આ દેવ જ અહીં લાવ્યો છે. આ સર્વ વાતની ખાત્રીને માટે આ રત્નનાં તમારા પૂર્વભવનાં સ્વરૂપો તું જો." તે સાંભળીને કુવલયચંદ્રે પોતાનું પૂર્વભવનું સ્વરૂપ તથા કુવલયમાળા વિગેરેનાં પણ પૂર્વજન્મની સ્મૃતિના કારણભૂત એવાં બીજાં રૂપો જોયાં. તે રૂપોનાં દર્શનવડે કુમારને અને સિંહને તરતજ જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. પછી મુનિએ કહ્યું કે—"હે કુમાર! તું વિચાર કર કે—આ સંસાર અસાર છે, નરકની વ્યથાઓ મહા તીક્ષ્ણ છે, શ્રીજિનેશ્વરપ્રણીત ધર્મ અતિ દુર્લભ છે, સંયમનો ભાર વહન કરવો દુષ્કર છે, ઘરમાં નિવાસ કરવો એ બંધનસમાન છે, સ્ત્રીઓ એ ગાઢ શૃંખલા (બેડી) સમાન છે, અને અજ્ઞાન મહા ભયકારક છે, ધર્મગુરૂઓ સુલભ નથી, અને મહાભાગ્યથી મનુષ્યજન્મ મળે છે. આ પ્રમાણે જાણીને તું સમ્યક્ત્વ ગ્રહણ કર, બાર વ્રતોને અંગીકાર કર અને પાપસ્થાનોનો ત્યાગ કર." આ પ્રમાણે ગુરૂના મુખથી પોતાના પૂર્વ જન્મનું વૃત્તાંત અને અશ્વવડે હરણ થયાની વાત સાંભળીને ભક્તિસમૂહથી જેનું મસ્તક નમ્ર થયું છે, એવો કુવલયચંદ્ર કુમાર બોલ્યો કે—"હે પૂજ્ય! આપે સમ્યક્ત્વના દાનરૂપ પ્રસાદવડે મારો અત્યંત અનુગ્રહ કર્યો છે. હવે મને જિનરાજની દીક્ષા આપીને વિશેષ અનુગ્રહ કરો." મુનિએ કહ્યું કે—"હે કુમાર! તું ઉત્સુક મનવાળો ન થા, કેમ કે તારે હજુ ભોગફળવાળું કર્મ બાકી છે, તેથી હમણાં પ્રવ્રજ્યા ગ્રહણ કર નહીં. હમણાં તો બાર પ્રકારના શ્રાવકધર્મનું પ્રતિપાલન કર." તે સાંભળીને કુમારે કહ્યું કે—"હે પૂજ્ય! સાંભળો. આજથી હું જિનેશ્વર તથા સાધુવિના બીજા કોઈને નમીશ નહીં, અને શ્રાવકધર્મનું પાલન કરીશ." મુનીશ્વરે કહ્યું કે—"એમજ થાઓ." પછી મુનિએ સિંહપ્રત્યે કહ્યું કે—"હે સિંહ! તેં પણ તારા પૂર્વજન્મનું વૃત્તાંત સાંભળ્યું, અમે પણ તે વચનનું સ્મરણ કરીને અહીં આવ્યા છીએ, માટે તું સમ્યક્ત્વનો સ્વીકાર કર, દેશવિરતિને ગ્રહણ કર, ક્રૂરતા છોડી દે, પ્રાણીવધનો ત્યાગ કર, અને સર્વથા ક્રોધ મૂકી દે. દુષ્ટ એવા ક્રોધથી જ તું આ સિંહની અવસ્થાને પામ્યો છે." આ વચન સાંભળીને જેના સર્વ અંગમાં રોમાંચ પ્રગટ થયાં છે એવો તે સિંહ દીર્ઘ લાંગૂલને હલાવતો ઉઠ્યો, અને મુનિને પ્રણામ કરી તેણે

પચ્ચખ્ખાણ માગ્યું. ભગવાને જ્ઞાનવડે તે જાણીને કહ્યું કે—" હે કુમાર ! આ સિંહ એમ કહે છે કે—અમારી જેવા પાપી પ્રાણીઓને પ્રાસુક આહાર મળતો નથી અને અમે હમેશાં માંસ ખાઈને રહીએ છીએ, માટે મારે જીવવું એ જ શ્રેષ્ઠ નથી." પછી મુનિએ તે બોધ પામેલા સિંહને આગારરહિત અનશન આપ્યું. તે તેણે અંગીકાર કર્યું. પછી ત્રસ અને સ્થાવર પ્રાણીસમૂહથી રહિત એવી ભૂમિપર બેસીને તે સંસારની અસારતા ભાવવા લાગ્યો, પંચ નમસ્કારમાં તત્પર થયો, અને સિંહજાતિના સર્વ પ્રકારના દુરાચારનો તેણે ત્યાગ કર્યો.

પછી કુમારે મુનિપ્રત્યે પૂછ્યું કે—" હે પૂજ્ય ! કુવલયમાળાને શી રીતે બોધ કરવો ? " ભગવાને કહ્યું કે—" કુવલયમાળાને પણ ત્યાં વિજયપુરીમાં ચારણમુનિની કથા સાંભળીને પોતાના પૂર્વજન્મનું વૃત્તાંત સ્મરણમાં આવશે. તેથી તે એક ગાથાનું ચોથું પાદ રાજસભામાં સર્વ જનોને દેખાડશે. ત્યાં જઈને તું તે ગાથાની પૂર્તિ કરીને તેણીને પરણીશ. તે તારી પટ્ટરાણી થશે. તેની કૂક્ષિમાં ઉત્પન્ન થનારો આ પદ્મકેસર દેવ તારો પ્રથમ પુત્ર થશે. તેથી તું દક્ષિણદિશામાં જઈને કુવલયમાળાને પ્રતિબોધ કર. " એમ કહીને તે મુનીશ્વરે તરત જ ત્યાંથી વિહાર કર્યો. તથા તે દેવતા પણ " મને તમારે બોધ કરવો. " એમ મુનિરાજને કહીને આકાશમાં ઉડીને પોતાને સ્થાનકે ગયો.

પછી ભગવાનની આજ્ઞાપ્રમાણે મારે કરવું જોઈએ એમ વિચારીને કુમાર દક્ષિણદિશા તરફ ચાલ્યો. ત્યાં માર્ગમાં પેલા સિંહને જોઈને તેણે વિચાર્યું કે—" આ સિંહ મારો સાધર્મિ છે, પૂર્વનો મિત્ર છે, સ્નેહી બંધુ છે, ગુરૂએ દીક્ષા આપેલો છે, અને અનશનધારી છે. માટે મારે તેની સેવા કરવી જોઈએ. જો હું આના શરીરની રક્ષા નહીં કરૂં, તો વખતપર કોઈ શિકારીના શરવડે તે હણાશે, અને તેથી રૌદ્રધ્યાનને વશ થઈને નરક અથવા તિર્યંચગતિના દુઃખનું ભાજન થશે." એમ વિચારીને તે કુમારે ત્યાં રોકાઈ સારી રીતે તેની સેવા બજાવી. કુમારે તેને કહ્યું કે—' હે મૃગેન્દ્ર ! તું મિથ્યાત્વને લીધે વારંવાર આ સંસારમાં ઉત્પન્ન થઈને મૃત્યુ પામ્યો છે, તો આ વખત તું એવી રીતે મર, કે જેથી ફરીથી મૃત્યુ ન થાય. " આ પ્રમાણે ધર્મકથાનું

શ્રવણ કરતો અને જેનું શરીર ક્ષુધાથી ક્ષીણ થયું છે, એવો તે સિંહ નમસ્કારના ધ્યાનમાં તત્પર થઇને સમાધિવડે મૃત્યુ પામી સૌધર્મદેવલોકને વિષે બે સાગરોપમની સ્થિતિવાળો દેવ થયો.

તે સિંહના શરીરનો સંસ્કાર કરીને કુવલયચંદ્ર કુમાર દક્ષિણ દિશા તરફ ચાલ્યો. ચાલતાં ચાલતાં તે અનુક્રમે વિંધ્યાચળ પર્વતના વનમાં આવ્યો. તે વનની દિશાઓ પર્વતના ઝરણાના ખળખળ શબ્દવડે વાચાળ થઈ હતી. તે વન ત્રિપર્ણ અને સપ્તપર્ણ વિગેરે અનેક વૃક્ષોથી વ્યાપ્ત હતું, અને તે વનમાં વૃક્ષોનાં પુષ્પોના સ્ફુરણાયમાન ગંધમાં આસક્ત થયેલા ભ્રમરાઓ વિલાસ કરતા હતા. તેમાં ઠેકાણે ઠેકાણે કોયલના સુંદર શબ્દો શ્રવણે પડતા હતા અને તે વન ભયંકર શ્વાપદો (શિકારી પશુઓ)ના સમૂહવડે વ્યાપ્ત થયેલું હતું. તે વખતે ભયંકર ગ્રીષ્મઋતુ પ્રવર્તતો હતો. તેથી તે વનની વાલુકા (ધુળ) નખને પણ બાળી નાંખે તેવી ઉષ્ણ થયેલી હતી, ચોતરફ બળતા દાવાગ્નિમાંથી નીકળતા ધૂમાડાવડે દિશાનું મંડળ શ્યામ થયું હતું, ચોતરફ વૃક્ષો સુકાઈ ગયેલાં હતાં, વીંટોળીયાને લીધે આકાશમાં ધૂળનો સમૂહ ઉડતો હતો, અને સૂર્યના પ્રચંડ કિરણરૂપ દંડથી પૃથ્વીતળ અત્યંત સુકાઈ ગયું હતું. આવા ગ્રીષ્મઋતુને લીધે કુમારનું ગળું તથા તાળવું તૃષાથી શુષ્ક થયું, તેથી તે જળની શોધ કરવા માટે કેટલીક ભૂમિ આગળ ચાલ્યો. તેવામાં તેણે જાણે ગંગાનદીનો આવર્ત હોય, ક્ષીરસમુદ્રનો નાનો ભાઈ હોય અને જાણે ઉત્પન્ન થયેલો અમૃતનો કુંડ હોય, તેવું મોતીના જેવું નિર્મળ જળવાળું અને મનોહર કમળોથી સુશોભિત એક સરોવર જોયું. તે સરોવર જાણે પૃથ્વીરૂપી સ્ત્રીના કપાળનું તિલક હોય, અને નૃત્ય કરતાં પૃથ્વીપર પડી ગયેલું એવું દેવાંગનાનું કુંડળ હોય તેવું શોભતું હતું. વાયુએ ઉડાડેલાં કમળોના કિંજલ્કવડે દિશાઓરૂપી સ્ત્રીઓનાં મુખ વ્યાપ્ત થયાં હતાં, તેના તરંગો, તેમાં ક્રીડા કરનારી દેવાંગનાનાં પુષ્ટ સ્તનોને પણ ક્ષોભ પમાડતા હતા, તથા તે સરોવરને કાંઠે રહેલાં વૃક્ષોના સમૂહમાં એકઠી થયેલી કિંનરીઓ ગાયન કરતી હતી. તે સરોવરને જોઇને જાણે કુમારનું હૃદય ઉચ્છ્વાસ પામ્યું હોય, જાણે નષ્ટ થયેલી બુદ્ધિ પાછી પ્રાપ્ત થઈ હોય, અને જાણે સર્વ પ્રકારે મનોરથ સિદ્ધ થયા હોય, તેમ તે અતિ હર્ષિત થયો. તેના કાંઠાપર

આવીને કુમારે વિચાર્યું કે—" મેં વૈદક શાસ્ત્રમાં સાંભળ્યું છે કે—માણસને સહન ન થાય તેવી તૃષા, ક્ષુધા અને પરિશ્રમ લાગ્યો હોય, તો પણ તત્કાળ જળપાન કરવું નહીં. કેમકે તત્કાળ જળ પીવાથી સાતે ધાતુઓ પ્રકોપ પામે છે, તથા વાત, પિત્ત અને કફના દોષો ઉત્પન્ન થાય છે. તેથી અત્યંત શ્રાંત થયેલા એવા મારે હમણાં એકદમ જળપાન કરવું, અથવા શરીરે સ્નાન કરવું, તે યોગ્ય નથી." એમ વિચારીને કોઈ એક વૃક્ષની નીચે ક્ષણવાર બેસીને તેણે વિશ્રામ લીધો. પછી તે કુમાર સરોવરના જળમાં સ્નાન કરીને તથા તેનું જળપાન કરીને કૌતુકથી ચોતરફ ફરવા લાગ્યો. તેવામાં તેણે કોઈ સ્થાને લતામંડપમાં રહેલી એક યક્ષની પ્રતિમા જોઈ, તેમ જ તે યક્ષના મસ્તકપર રહેલી સમગ્ર ત્રણલોકના બંધુરૂપ શ્રીઅરિહંત પ્રભુની મુક્તાફળની મૂર્ત્તિ તેને દૃષ્ટિગોચર થઈ. તે જોઇને હર્ષના આવેશથી જેનાં લોચન વિકસ્વર થયાં છે, એવો તે કુમાર સ્તુતિ કરવા લાગ્યો કે—" હે ત્રણ જગત્‌ના નાથ! તમે જય પામો. હે માયારહિત અને મમતારહિત પ્રભુ! તમે જયવંતા વર્તો. હે દયાના સમુદ્ર! તમે જય પામો. હે કલ્યાણલક્ષ્મીના ભંડાર! તમે જય પામો." આ પ્રમાણે સ્તુતિ કરીને પછી કુમારે સરોવરના જળવડે તે પ્રતિમાનું પ્રક્ષાલન કર્યું. અને ચંદ્રરશ્મિના કિરણસમૂહના પરિચયથી સુંદર એવાં (પ્રફુલ્લિત) કમળોવડે પૂજા કરી. પછી ફરીને તેણે આ પ્રમાણે સ્તુતિ કરી કે—" ત્રણ જગત્‌ના અલંકારમાં મણિસમાન એવા હે પ્રભુ! તમે સંસારસાગરના પાપરૂપ જલની લહરીમાં અત્યંત ડૂબતા પ્રાણીઓના રક્ષણ કરનાર છો, તમે નાયક છો, અને તમે જ ગુરૂ છો. વળી હે પ્રભુ! બીજું શું કહીએ, દીનતાને ભજનારા એવા મારા તમે જ પિતા, તમે જ માતા અને તમે જ બંધુરૂપ છો, તેમ જ તમે જ મારૂં શરણ, તમે જ જીવિત અને તમે જ ગતિ છો." આ પ્રમાણે કુમાર સ્તુતિ કરતો હતો, તેવામાં સરોવરની અંદરથી જળને અત્યંત ક્ષોભ પમાડતી કોઈ દિવ્યરૂપને ધારણ કરનારી સ્ત્રી બહાર નીકળી. તેને જોઇને કુમારે વિચાર્યું કે—" આ તે સમુદ્રની પુત્રી (લક્ષ્મી) છે? કે કોઈ શ્રેષ્ઠ વિદ્યાધરી છે? કોઈ સિદ્ધાંગના છે? કે આ તે કોઈ વ્યંતરી છે?" એમ વિચાર કરે છે, તેવામાં તે સ્ત્રીને પાછળ એક કુબ્જિકા (દાસી)

નીકળી. તે દાસીના એક હસ્તકમળમાં જળથી ભરેલો સુવર્ણકલશ હતો, અને બીજા હાથમાં દિવ્ય પુષ્પાદિક પૂજાની સામગ્રીથી ભરેલી પટલિકા હતી. તે બન્નેને જોઇને કુમારે વિચાર્યું કે—"જો હું આ ઠેકાણે રહીશ, તો આ બન્નેના મનમાં મહા ક્ષોભ થશે. માટે આ યક્ષની જ પાછળ ક્ષણવાર ઉભો રહું. અને આ સ્ત્રીઓ શા માટે અહીં આવી છે? અને અહીં આવીને તે શું કરે છે? તે હું જાણું." એમ વિચારીને તે કુમાર યક્ષની પ્રતિમાની પાછળ જઇને ઉભો રહ્યો. પછી તે કોમળ અંગવાળી સ્ત્રી આવીને ભગવાનની પ્રતિમાને કમળોથી પૂજેલી જોઇને બોલી કે—"હે દાસી! હું ધારૂં છું કે આ શ્રીઆદીશ્વરની પ્રતિમાનું આજે કોઈએ પૂજન કર્યું છે. પણ આ પૂજા કોઇ દેવે કરી છે કે મનુષ્યે કરી છે? તે બરાબર જણાતું નથી." કુબ્જિકા બોલી કે—"આ વનમાં રહેનારા કોઇ ભીલ્લ લોકોએ પૂજા કરી હશે." તે સાંભળીને તે સ્ત્રી બોલી કે—"નહીં, નહીં, આ પગલાંને તું જો. વાળુકામાં પ્રતિબિંબિત થયેલાં આ પગલાંમાં પદ્મ, શંખ, અંકુશ વિગેરે ચિહ્નો જણાય છે, તેથી હું ધારૂં છું કે કોઈ ઉત્તમ પુરૂષે પૂજા કરી છે." એમ બોલતી તે સુંદર દંતપંક્તિવાળી સ્ત્રીએ પ્રથમ કરેલી પૂજાનાં કમળોને ઉતારીને ભગવાનની પ્રતિમાને સુવર્ણકલશના ગંધોદકવડે સ્નાન કરાવી, વિકસ્વર કમળોવડે પૂજા કરી. પછી યક્ષની પણ પૂજા કરીને તે ગાયન કરવા લાગી. તેણીનું લય, તાલ, તાન, શ્રુતિ, સ્વર, મૂર્છના અને ગ્રામથી સુંદર તથા અત્યંત ગુણોથી યુક્ત એવું ગાયન સાંભળીને હર્ષ પામેલો કુમાર—"અહો! સુંદર ગાયન, અહો! સુંદર ગાયન." એમ બોલતો પ્રગટ થયો. તેને જોઈને મૃગના સરખા નેત્રવાળી તે સ્ત્રી ગુણસમૂહથી યુક્ત એવા તે કુમારને સન્માન આપવા માટે ઉભી થઈ. કુમારે પણ સાધર્મિક વાત્સલ્ય વિચારીને તેણીને પ્રથમ વંદના કરી. તેથી તે સ્ત્રી ભય અને લજ્જાના ભારથી કંપાયમાન થયેલા સ્તનના ભારથી નમ્ર થઈ ગઈ. પછી કુમારે તેણીને પૂછ્યું કે—"આ મહા અરણ્યમાં આવેલી તું કોણ છે? આ યક્ષ કોણ છે? અને શા કારણથી આ યક્ષના મસ્તક ઉપર જિનેશ્વરની મૂર્ત્તિ છે? હે મૃગ સરખા નેત્રવાળી સ્ત્રી! આ બાબત મારા ચિત્તમાં મોટું આશ્ચર્ય ઉત્પન્ન થયું છે, માટે તે વાત મને જલદીથી નિવેદન કર." ત્યારે તે સ્ત્રી બોલી કે—"હે કુમાર! તમે સાંભળો.—

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં સ્વર્ગપુરી જેવી સુંદર, ઘણા માકંદનાં ( આમ્ર ) વૃક્ષોથી શોભતી અને નિરંતર દીનતારહિત એવી **માકંદી** નામે નગરી છે. તે નગરીમાં [1]અરિષ્ટશબ્દની પ્રવૃત્તિ માત્ર લીંબડાના વૃક્ષમાટે જ હતી, [2]કલિ શબ્દ માત્ર બેડાના વૃક્ષમાટે જ પ્રવર્તતો હતો, અને [3]પલ શબ્દ માત્ર ધાતકી તથા ગુગળના વૃક્ષને વિષે જ પ્રવર્તતો હતો; પરન્તુ ત્યાંની પ્રજાઓમાં તે શબ્દોની પ્રવૃત્તિ કદાપિ નહોતી. તે નગરીમાં **યજ્ઞદત્ત** નામે કઠશાખાનો શ્રોત્રિય બ્રાહ્મણ રહેતો હતો. તે શ્યામવર્ણવાળો, દર્ભના જેવા કૃશ શરીરવાળો અને કઠોર સ્પર્શવાળો હતો; તેના શરીરની સર્વ નાડીઓ બહાર દેખાતી હતી, તથા તે નિરંતર દારિદ્રની મુદ્રાથી ( ચિહ્નથી ) યુક્ત હતો. તેને **સાવિત્રી** નામની સ્ત્રી હતી. તે સ્ત્રીની કુક્ષિમાંથી ઉત્પન્ન થયેલાં તેને તેર છોકરાં હતાં. તેમાં છેલ્લો **સોમ** નામે પુત્ર હતો. તે સોમ જન્મ્યો તે જ વખતે સર્વ વર્ષોને વિષે અધમ એવી વીશી ( વીશ વર્ષોનો સમૂહ ) શરૂ થઈ. તેના પ્રભાવથી બાર વર્ષસુધી અનાવૃષ્ટિ થઈ. તેમાં ઔષધીઓ ઉત્પન્ન થઈ નહીં, વૃક્ષો ફળ્યાં નહીં, ધાન્ય નીપજ્યું નહીં, અને માત્ર થોડા થોડા તૃણ જ ઉગ્યા. આવા સમયનેલીધે કોઈપણ માણસ દેવનું પૂજન કરતા નહીં, અતિથિનો સત્કાર કરતા નહીં, દાન આપતા નહીં, અને ગુરૂજનોની સેવા પણ કરતા નહીં. આવા મહા દુષ્કાળમાં યજ્ઞદત્તનું આખું કુટુંબ નાશ પામ્યું. માત્ર તે બટુક સોમ જ જીવતો રહ્યો. કર્મના વશથી મહા કષ્ટવડે તેના સમગ્ર બંધુજનો ક્ષુધાના દુઃખથી મરણ પામ્યા. અને તે બટુકે કોઈ વખત રાજમાર્ગમાં દુકાનોની શ્રેણીમાં પડેલા ધાન્યના કણવડે અને કોઈ વખત ભોજન સમયે કોઈએ આપેલા ટુકડાવડે ઉદરનિર્વાહ કરીને મહાદુઃખે ભયંકર દુષ્કાળરૂપી અરણ્યનું ઉલ્લંઘન કર્યું. ત્યાર પછી ગ્રહોની શુભ ગતિવડે પ્રજાના ભાગ્યવશથી પુષ્કળ જળવૃષ્ટિ થઈ. તેથી મનુષ્યોનાં ચિત્ત સર્વત્ર હર્ષ પામ્યાં, અને સર્વ સ્થળે ઉત્સવો પ્રવર્ત્યા. આવો સુકાળ પ્રવર્ત્યો, તે વખતે તે સોમબટુક સોળ વર્ષનો થયો. પૌરલોકો તેને **દરિદ્રી**ના નામથી બોલાવીને સ્થાને સ્થાને તેની મશ્કરી કરતા

---

૧ અરિષ્ટ–લીંબડો, બીજો અર્થ દુર્દૈવ, તે પ્રજાઓમાં નહોતું. ૨ કલિ–બેડાનું ઝાડ, બીજો અર્થ કજીયો, તે પ્રજામાં નહોતો. ૩ પલ–માંસ.

હતા. તેથી તે બટુકે પોતાના મનમાં આપ્રમાણે વિચાર કર્યો કે—"કેટલાક માણસો હજારો પ્રાણીઓનાં ઉદરનું પોષણ કરે છે, અને કેટલાક મારી જેવા માણસો તો પૂર્વે કરેલાં દુષ્કૃતોનેલીધે પોતાના ઉદરનો પણ નિર્વાહ કરી શકતા નથી. તેથી એમ જણાય છે કે પૂર્વભવે મેં કાંઈપણ સુકૃત કર્યું નથી. જેથી મારી સારી અવસ્થા કદાપિ થવાની નથી. સર્વ લોકોના મનમાં હમેશાં સુખ મેળવવાની ઇચ્છા હોય છે, પરન્તુ તેઓ કાંઈપણ સત્કાર્ય કરતા નથી, કે જેથી તે સુખી થાય. અત્યારે ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થથી સર્વથા હીન એવા મારી જેવા માણસને તો પ્રાણત્યાગ કરવો, એ જ કલ્યાણ-કારક છે. અથવા તે પણ યુક્ત નથી. કેમકે આત્મઘાત કરવો યોગ્ય નથી. જે પ્રાણીઓ પૃથ્વીઉપર દ્રવ્ય અને માનથી ત્યાગ કરાએલા હોય, તેઓને વનવાસ અથવા પરદેશગમનજ શ્રેયકારી છે. માટે મારે વિદેશમાં જવું એ જ યોગ્ય છે." એમ વિચારીને તે સોમબટુક માકં-દીપુરીથી નીકળીને દક્ષિણદિશા તરફ ચાલ્યો. નિરન્તર પ્રયાણ કરીને માર્ગમાં ભિક્ષાવૃત્તિ કરતો તે અનુક્રમે વિંધ્યાચળના મોટા અરણ્યમાં આવી પહોંચ્યો. તે વખતે મહા ઉષ્ણઋતુનો સમય હોવાથી ક્ષુધા તૃષાથી પીડા પામતો, માર્ગમાં ભૂલો પડેલો અને સિંહ તથા વ્યાઘ્રના દર્શનથી જેનું મન કંપતું હતું, એવો તે સોમબટુક ફરતો ફરતો એક સરોવર પાસે આવ્યો. ત્યાં તેણે જળપાન કરીને વનનાં ફળોનું ભક્ષણ કર્યું. પછી તેજ વનમાં ભ્રમણ કરતાં તેણે ચંદન, લવિંગ અને એલાય-ચીની લતાઓના મંડપમાં ભગવાન્શ્રી પ્રથમ તીર્થંકરની મૂર્ત્તિ જોઇને વિચાર્યું કે—"અહો! પૂર્વે પણ માકંદી નગરીમાં મેં આવી મૂર્ત્તિ જોઈ હતી." એમ વિચારીને તે તીર્થંકરની પ્રતિમાની પૂજા કરીને તેની પાસે તે આ પ્રકારે કહેવા લાગ્યો કે—"હે ભગવાન્! હું તમારૂં નામ, ગોત્ર, ગુણ અને કળા વિગેરે કાંઈપણ જાણતો નથી. પરન્તુ ભક્તિપૂર્વક આપનું દર્શન કરવાથી તથા આપના ચરણકમળની અર્ચા કરવાથી પ્રાણીઓને જે કાંઈ લાભ થતો હોય તે મને પ્રાપ્ત થાઓ." આ પ્રમાણે પ્રાર્થના કરીને ફરીથી તે વિચાર કરવા લાગ્યો કે—"આ વનનો પ્રદેશ સુંદર છે, આ સરોવર ઉત્તમ છે, આ લતાગૃહ રમણિય છે, આ વૃક્ષો ફળયુક્ત છે, અને આ દેવ પણ સૌમ્યગુણયુક્ત છે. તો

દુઃસહ દારિદ્ય અને અપમાનથી જેનો આત્મા કલંકિત થયો છે, અને જેણે પૂર્વે તપશ્ચરણ કર્યું નથી, એવા મારી જેવાને પરદેશ જઇને પણ બીજાનું દાસત્વ કર્યાવિના બીજી શી ગતિ થવાની છે? કેમ કે મનુષ્ય ગમે તેટલો દૂર જાય, તોપણ તેને તેનાં કર્મો છોડતાં નથી. કોઈ દરિદ્રી રોહણાદ્રિ પર્વત ઉપર જાય, તોપણ તેનું દારિદ્ય તો ત્યાં પણ જેવું ને તેવું જ રહે છે. પૂર્વે કરેલા કર્મનો સર્વથા નાશ થતો જ નથી. તો અહીં જ રહીને આ જળમાં સ્નાન કરી તથા આ જળનાં કમળો લઈ તેવડે આ કોઈ દેવવિશેષની પૂજા કરીને તપસ્વીની જેમ આ વનમાં જ સુખથી કેમ ન વાસ કરૂં?" ઇત્યાદિ વિચાર કરીને તે સોમ ત્યાં જ રહ્યો. કાલાંતરે એકદા તેણે ઘણાં ફળોનો આહાર કર્યો. તેથી તેને વિસૂચિકાનો વ્યાધિ ઉત્પન્ન થયો. એટલે તે હૃદયમાં ભગવાન્‌ની મૂર્ત્તિનું ધ્યાન કરતો સમાધિવડે મૃત્યુ પામીને રત્નપ્રભા પૃથ્વીના પહેલા સો યોજનમાં વ્યંતરોના જે આઠ અલ્પ ઋદ્ધિવાળા[1] યક્ષ, રાક્ષસ, ભૂત, પિશાચ, કિન્નર, કિંપુરૂષ, મહોરગ અને ગંધર્વ એ નામના નિકાયો છે, તેમાંના પહેલા નિકાયમાં મોટા ઐશ્વર્યવાળો **રત્નશેખર** નામનો યક્ષરાજ થયો. ત્યાં ઉત્પન્ન થતાંજ તેણે વિચાર્યું કે—"હું કયા સુકૃતના વશથી આવા વૈભવનું ભાજન થયો છું?" એમ વિચારીને તેણે અવધિજ્ઞાનનો પ્રયોગ કર્યો, તો તે જ લતાગૃહમાં જગન્નાથની પાસે પોતાનું શરીર જોયું. પછી તે યક્ષરાજ યુગાદીશની પ્રતિમાનું પૂજન કરીને બોલ્યો કે—"હે પ્રભો! હું સર્વ પુરૂષાર્થથી રહિત હતો, તથા સર્વત્ર લોકો મારી હાંસી કરતા હતા. તે છતાં પણ હું આવા પ્રકારના ઐશ્વર્યના સ્થાનરૂપ યક્ષરાજ થયો તે કેવળ આપનીજ કૃપા છે. માટે મારા મસ્તકઉપર આપની સ્થાપના કરવી યોગ્ય છે. એક તો આ જિનેશ્વર સુરેન્દ્રો, અસુરેન્દ્રો અને નરેન્દ્રોને પણ પૂજ્ય છે, બીજું આ જિનેશ્વર મારા ઉપકારી છે, અને ત્રીજું સિદ્ધિસુખના કારણભૂત છે." આ પ્રમાણે તે યક્ષરાજે પોતાના પરિવારને કહીને મુક્તામણિમય મોટી પોતાની મૂર્ત્તિ બનાવી તેના મસ્તકના મુગુટઉપર શ્રીમાન્ આદીશ્વર પ્રભુની પ્રતિમા સ્થાપન કરી. તે દિવસથી

---

૧ બીજા દેવોની અપેક્ષાએ આ અલ્પ ઋદ્ધિવાળા છે; બાકી મનુષ્યની અપેક્ષાએ તો અત્યન્ત ઋદ્ધિમાન છે.

યક્ષજનોએ તેનું રત્નશેખર નામને બદલે **જિનશેખર** એવું નામ પ્રસિદ્ધ કર્યું. પછી તે યક્ષરાજે મને કહ્યું કે—" હે કનકપ્રભા ! તારે હંમેશાં અહીં આવી દિવ્ય પુષ્પોવડે આ ભગવાનની પૂજા કરવી, અને હું અષ્ટમી તથા ચતુર્દશીને દિવસે પરિવારને લઇને છત્ર ચામરાદિક રાજચિહ્નો સહિત ભગવાનની પૂજા કરવા આવીશ." એમ કહીને તે યક્ષરાજ સ્વસ્થાને ગયા. હે રાજકુમાર ! " આ યક્ષ કોણ છે ? શા કારણથી આના મસ્તકપર જિનરાજની પ્રતિમા છે ? અને તું કોણ છે?" એમ તમે મને પૂછ્યું હતું. તેના જવાબમાં આ યક્ષરાજ ને આ જિનેશ્વરની પ્રતિમાસંબન્ધી વૃત્તાંત મેં નિવેદન કર્યું. હું તે યક્ષરાજની કિંકરી છું અને તેના આદેશથી હંમેશાં અહીં આવું છું." આ પ્રમાણે વૃત્તાંત સાંભળીને કુમાર બોલ્યો કે—" અહો ! મોટું આશ્ચર્ય ! આ મહાપ્રભાવવાળા ભગવાન, ભક્તિના સમૂહથી ભરપૂર યક્ષરાજ, વિનયવાળી તું અને આ મનોહર પ્રદેશ, તે સર્વ જોઈને મારી દૃષ્ટિ તથા શ્રુતિનું મને સર્વથા ફળ પ્રાપ્ત થયું છે." પછી તે સ્ત્રી બોલી કે—"હે ભદ્ર ! દેવનું દર્શન સફળ હોય છે, માટે તું મારી પાસે કાંઈ પણ માગ, જેથી તારૂં મનવાંછિત ફળ હું આપું." કુમારે કહ્યું કે— "મારે કાંઈ પણ માગવાનું નથી." તેણીએ કહ્યું—"દરેક પ્રાણીને કાંઈપણ વાંછિત હોય જ છે, માટે ખુશીથી માગી લે." કુમાર બોલ્યો— "હે ભદ્રે ! આ પૂજ્ય ભગવાન, આ જિનેશ્વરનો પૂર્ણ ભક્ત યક્ષરાજ અને તું, તે સર્વનું મને દર્શન થયું. તેથી વધારે બીજું શું માગવાનું હોય ?" એમ કહીને કુમાર ઉભો થયો. ત્યારે તે બોલી કે—" હે ભદ્ર ! તારે ઘણું દૂર જવું છે તથા અરણ્યનો માર્ગ ઘણો વિષમ અને અનેક વિઘ્નસમૂહના કારણભૂત છે." એમ કહીને તે દેવીએ પરાક્રમના સ્થાનરૂપ ઔષધીનું એક વલય પોતાના હાથે બાંધેલું કાઢીને તેને આપ્યું. તે લઇને કુમાર દક્ષિણદિશા તરફ ચાલ્યો. ચાલતાં ચાલતાં માર્ગમાં નર્મદાનદી આવી. તે નદીને કાંઠે રહેલા પક્ષીગણોને પ્રચંડ વાયુએ હલાવેલા તે નદીના તરંગોની પંક્તિ પ્રેરણા કરતી હતી, હસ્તીઓની સૂંઢોના આઘાતથી તેના જળકલ્લોલો ઉછળતા હતા, કોપ પામેલા મદોન્મત્ત પાડાઓ શીંગડાંઓવડે જળ ઉછાળીને તે જળબિંદુવડે કાંઠાપર રહેલાં વૃક્ષોના સમૂહને સીંચતા હતા, તે નદી મત્સ્યની પીઠપર

ઉલ્લાસ પામતા ઘણા ફીણના સમૂહવડે શોભતી હતી, તથા તેમાં સ્નાન કરતા એવા મદોન્મત્ત દુર્દાંત હસ્તીસમૂહના ગંડસ્થળોમાંથી ઝરતા મદ-જળના બિંદુસમૂહથી તે નદીનું જળ સુગંધયુક્ત થયેલું હતું. તે નર્મદા-નદી ઉતરીને તેને કાંઠે કુમાર ફરવા લાગ્યો. તેવામાં તેણે તમાલવૃક્ષોથી અને ભ્રમરાના ધ્વનિથી મનોહર એક ઉટજ (ઝુંપડી) જોઈ. તેમાં કુમારે પ્રવેશ કર્યો, તો તેમાં રૂદ્રાક્ષમાળાનો બેરખો અને કમંડળુ જોયાં. કમળોની પંક્તિથી શોભિત એવા તે ઉટજના આંગણામાં પુષ્પોથી ખીલેલું કેસરવૃક્ષ હતું, અને તેનાં ખીલેલાં પુષ્પોના મકરંદમાં ભ્રમરાઓ લુબ્ધ થઇને ગુંજારવ શબ્દ કરતા હતા. તે ભૂમિની રેતીમાં કોઈ મનુષ્યનાં પગલાં પડેલાં હતાં, તે જોઈને કુમારે વિચાર્યું કે—"ખરેખર, આ ચરણન્યાસનાં પ્રતિબિંબ કોઈ સ્ત્રીનાં હોવાં જોઈએ, અન્યનાં નહીં. અને અહીં કોઈ મહામુનિ (તાપસ) રહેતા હોવા જોઈએ." આ પ્રમાણે વિચાર કરતો કુમાર બારિક રજવાળા ભૂપ્રદેશને વિષે પડેલાં તે પગલાંનાં ચિહ્નો જોતો જોતો જરા આગળ ગયો, તો વલ્કલવસ્ત્રથી જેણે પોતાનાં મોટાં સ્તનો ઢાંકી દીધાં છે, એવી એક વૃદ્ધ તાપસી તથા તેની પાછળ ચાલતી, ત્રણ લોકમાં અતિશાયિ રૂપવાળી અને નવયૌવનવાળી એક કન્યા તેણે દીઠી. તે બન્નેની સાથે સાથે એક રાજકીર (પોપટ) ચાલતો હતો, અને તે પોપટની પાછળ શુક (પોપટ) અને સારિકાઓનો સમૂહ ચાલતો હતો. તે સર્વ જોઈને કુમારે વિચાર્યું કે—"અહો! આ તાપસીનો કેવો મોટો ઉપશમ છે? કે જેથી અરણ્યવાસી પક્ષીઓ પણ તેના સાન્નિધ્યને છોડતા નથી." આ પ્રમાણે વિચાર કરતા તે કુમારને એકાએક જોઇને પેલી યુવતીની દૃષ્ટિ નિર્જનવનમાં જન્મેલી હોવાથી ભયથી ચંચળ થઈ ગઈ. તેથી તે સુંદર મુખવાળી તરૂણી ત્યાંથી પલાયન કરવાનું વિચારવા લાગી. તે જાણીને રાજકીર બોલ્યો કે—"હે સ્વામિની [1]એણિકા! તું કેમ પલાયન કરે છે?" તે બોલી કે—"આ મારા ઉટજમાં આ કઈ જાતનું વનશ્વાપદ આવેલું છે?" રાજકીરે કહ્યું—"હે એણિકા! તું તારા મનમાં ભયભ્રાંત થઈશ નહીં. આ કોઈ મુસાફર મનુષ્ય છે. તે માર્ગમાં થાકી જવાથી અહીં આવેલ છે. તેથી તું આ ઉત્તમ

---

૧ તે સ્ત્રીનું નામ એણિકા-મૃગલી હતું.

પુરૂષની આગતાસ્વાગતા પૂછ." આ પ્રમાણે પોપટે કહ્યું, ત્યારે જેનાં સ્તન ભયથી કંપતાં હતાં, એવી તે યુવતીએ લજ્જાસહિત તે પાંથને 'ભલે પધાર્યા' એમ કહીને "તમે ક્યાંથી આવો છો? અને ક્યાં જાઓ છો?" એમ પૂછ્યું. પછી પોપટે પણ કહ્યું કે—"હે મોટા પ્રભાવવાળા મહાપુરૂષ! આપ ભલે પધાર્યા, એક ક્ષણવાર આ પલ્લવના સંસ્તારકપર બેસો." તે સાંભળીને કુમાર તેનાપર બેઠો. પછી બેણિકાએ વિવિધપ્રકારનાં વૃક્ષોનાં પાકાં, મીઠાં અને સુગંધી ફળો લાવીને કુમારની પાસે મૂક્યાં. કુમારે પણ વિચાર કર્યો કે—"આ સ્ત્રી કોણ હશે? અને શા કારણથી વૈરાગ્ય પામીને અત્રે તપ કરતી હશે? તે કાંઈ સમજાતું નથી, માટે હું તેણીને પૂછું." એમ વિચારીને કુમાર બોલ્યો કે—"હે ભદ્રે! તું કોણ છે? આ વનમાં આવીને કેમ રહી છે? અને આ તપ કરવામાટે વૈરાગ્ય થવાનું શું કારણ છે? તે કહે." આ પ્રમાણે કુમારે પૂછ્યું, એટલે તે નીચું મુખ કરી રહી; કાંઈપણ બોલી નહી. કુમાર તો તેના જવાબની રાહ જોતો ક્ષણવાર વિલખો થઈ ગયો. તે જોઈને રાજકીર બોલ્યો કે—"હે મોટા પ્રભાવવાળા કુમાર! આ કન્યકા તમારાથી કાંઈક લજ્જા પામે છે. પરન્તુ આપની પ્રાર્થના વૃથા ન થાઓ, એમ ધારીને હું જ આપને તેની હકીકત નિવેદન કરૂં છું," તે સાંભળોઃ—

"આ નર્મદાનદીના દક્ષિણતીર ઉપરજ **દેવાટવી** નામે મોટું અરણ્ય છે. તે અટવીમાં પત્રોના સમૂહથી વ્યાપ્ત અને સુંદર ગાઢ છાયાવાળો એક મોટો વટવૃક્ષ છે. તે વટવૃક્ષઉપર નિરન્તર પોપટો વસે છે. તેમાં એક સર્વ પોપટસમૂહનો રાજા **મણિમય** નામે રાજકીર વસતો હતો. તેને અનુક્રમે રાજકીરિકા (સ્ત્રી)થી દેદીપ્યમાન ઇન્દ્રનીલમણિના જેવી પાંખોથી શોભતો અને મનોહર કાંતિવાળો એક પોપટ ઉત્પન્ન થયો. એકદા ભયંકર ગ્રીષ્મઋતુમાં સૂર્યના કિરણસમૂહથી જેનું શરીર તાપ પામ્યું હતું, અને જેનું ગળું તથા તાળવું તૃષાથી સૂકાઈ ગયું હતું, એવો તે બાળ પોપટ એક તમાલવૃક્ષની નીચે જઇને ક્ષણવાર બેઠો. તેવામાં ત્યાં કોઈ એક વ્યાધ આવ્યો. તે વ્યાધે ભયથી પલાયન કરતા તે રાજકીરના પુત્રને બળાત્કારે પકડીને પલ્લીપતિને ભેટ કર્યો. પલ્લીપતિએ તેને રાજકીર (પોપટનો રાજા) જાણીને

પાંજરામાં નાંખ્યો અને તેને ઉછેરીને મોટો કર્યો. હે મહાપુરૂષ ! તે જ પોપટ હું છું. પછી એકદા લક્ષ્મીના સ્થાનરૂપ ભૃગુકચ્છ (ભરૂચ) નગરના ભૃગુરાજાને તે પલ્લીપતિએ મારી ભેટ કરી. તે રાજાએ ખુશી થઈને મને પોતાની પુત્રી મદનમંજરીને ક્રીડા કરવા માટે આપ્યો. તેણીએ થોડા જ દિવસમાં મને સ્થાવર અને જંગમ વિષની પરીક્ષા અને ચિકિત્સા, તથા હાથી, ઘોડા, કુકડા, પુરૂષ અને સ્ત્રીનાં લક્ષણ વિગેરે જણાવનારાં સમગ્ર શાસ્ત્રોનો પારગામી કર્યો. તથા મારી બુદ્ધિને જિનેશ્વરપ્રણીત વચનોમાં નિશ્ચળ કરી. એકદા ત્યાં અતિ ભયંકર ગ્રીષ્મઋતુમાં કોઈ મુનિને અનિત્યાદિક ભાવના ભાવતાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તે વખતે કેવળજ્ઞાનનો મહિમા કરવા માટે આવતા દેવોને જોઈને ગામના લોકોએ ભૃગુરાજા પાસે નિવેદન કર્યું કે—" હે દેવ ! આપના પિતાને ચાર ઘાતિકર્મનો ક્ષય થવાથી કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે." તે સાંભળીને ભૃગુરાજા પરિવારસહિત પોતાના પિતા કેવળીને વંદના કરવામાટે ગયો. તે વખતે મદનમંજરી પણ મને સાથે લઇને કેવળીને વાંદવા ગઈ. તેવામાં કાળા અને પીળા વસ્ત્રને ધારણ કરનાર તથા દેદીપ્યમાન મણિ અને સુવર્ણના કાંતિવાળા અલંકારથી શોભતા એવા બે વિદ્યાધરોએ ત્યાં આવીને કેવળીને વંદના કરી પૂછ્યું કે—" હે ભગવાન્ ! તે સ્ત્રી કોણ ?" તે સાંભળીને ભૃગુરાજાએ તથા બીજા લોકોએ તેમને પૂછ્યું કે—" હે વિદ્યાધરો ! તમે કઇ સ્ત્રીવિષે પ્રશ્ન કરો છો ?" ત્યારે તેઓ બોલ્યા કે—" એક વખત અમે વૈતાઢ્યપર્વતથી નીકળીને સંમેતપર્વતના શિખરપર રહેલા તીર્થંકરોને વંદના કરી ત્યાંથી શ્રીશત્રુંજય મહા તીર્થતરફ જતા હતા, તેવામાં વિંધ્યાચળપર્વતના વનમાં નર્મદાને દક્ષિણકાંઠે મૃગના ટોળા સાથે ચાલતી એક બાળિકાને જોઈ અમે વિચાર્યું કે—'અહો ! આ મોટું આશ્ચર્ય છે કે મૃગના યૂથની સાથે મનુષ્યણી રહે છે.' તે કૌતુકથી અમે નીચે ઉતર્યા, અને અમે તેણીને પૂછ્યું કે—" હે બાળા ! તું આ ભયંકર અને નિર્જનવનમાં એકલી કેમ છે ? અને તું ક્યાંથી અહીં આવી છે ?" તે સાંભળીને તે બાળા કાંઇપણ બોલી નહીં, પરન્તુ અમારાથી વધારે વધારે દૂર જવા લાગી. પછી અમે જોતા રહ્યા અને તે સુન્દર લોચનવાળી સ્ત્રી તે મૃગના યૂથની

સાથે ચાલી ગઈ. તે આશ્ચર્ય જોઈને 'આ બાબત કોઈ અતિશય જ્ઞાનવાળા મુનિ મળશે તો પૂછશું' એમ વિચારી અમે ત્યાંથી આગળ ચાલ્યા. તેવામાં આ કેવળીભગવાન્‌ને અહીં જોયા. તેથી અમે તેમને પૂછ્યું કે—"હે મુનીશ્વર! તે સ્ત્રી કોણ છે?" ત્યાર પછી કેવળજ્ઞાનથી શોભતા તે મુનીશ્વર પોતે બોલ્યા કે—"આ જંબૂદ્વીપને વિષે સર્વ પૂરીમાં શ્રેષ્ઠ, દાનસહિત અને કવિઓવડે સુશોભિત તેમજ લક્ષ્મીવડે કરીને સદા દેવનગરીના જેવી **અવંતિ** નામે સુન્દર નગરી છે. તે નગરીમાં પ્રજાનું પાલન કરવામાં લાલસુ અને પ્રીતિવડે પ્રજાનું પાલન કરનાર નળરાજા સરખો **વત્સ** નામે રાજા રાજ્ય કરતો હતો. તે રાજાનો પ્રતાપરૂપી અગ્નિ એક સાથેજ શત્રુરાજાઓના ગજેન્દ્રોના ગંડસ્થળમાંથી ઝરતા મદજળનું શોષણ કરીને તેમની રાણીઓનાં નેત્રજળના પૂરને વૃદ્ધિ પમાડતો હતો, તે એક મોટું આશ્ચર્ય હતું. તે રાજાને ઉન્નત જ્ઞાનવૈભવવાળો તથા ઇન્દ્રના જેવો બળવાન્ **શ્રીવર્દ્ધન** નામે પુત્ર હતો, અને **શ્રીમતિ** નામની એક કન્યા હતી. તે કન્યાને વિજયપુરના સ્વામી વિજયરાજાના પુત્ર **સિંહ** સાથે પરણાવી હતી. યુવાવસ્થાને પામેલો તે સિંહકુમાર હંમેશાં અન્યાય માર્ગે ચાલતો હતો, અને ખોટે માર્ગે દ્રવ્યનો વ્યય કરતો હતો. તેથી રાજાએ તેને દેશનીકાલ કર્યો. તેથી તે સિંહકુમાર પોતાની પ્રિયાને લઇને નજીકના કોઈ ગામમાં જઇને રહ્યો. અહીં કેટલાક કાળ પછી શ્રીવર્ધન રાજકુમારે **ધર્મરૂચિ** મુનિની પાસે ચારિત્ર લીધું અને તેમના શિષ્ય થઇને કેટલેક કાળે સર્વ શાસ્ત્રનો અભ્યાસ કર્યો. પછી એકાકી વિહારની પ્રતિમાને અંગિકાર કરીને જ્યાં તેનાં બહેન તથા બનેવી રહેતાં હતાં, તે ગામોમાં વિહાર કરતા કરતા આવ્યા. એકદા કૃશ શરીરવાળા અને અત્યંત તપના ભંડારરૂપ તે મુનિ માસક્ષપણના પારણા માટે તે બહેનના જ ઘરમાં પેઠા. શ્રીમતિએ દૂરથી જ પોતાના ભાઈને આવતા જોઇને વિચાર્યું કે—"આ મારા ભાઇને કોઈ પાખંડીએ છેતરીને પ્રવ્રજ્યા આપી જણાય છે." એમ વિચારીને ચિરકાળથી ભાઈનાં દર્શનમાં ઉત્કંઠિત થયેલી અને સ્નેહના ભારથી ભરપૂર હૃદયવાળી તે શ્રીમતીએ મુનિને દૃઢ આલિંગન કર્યું. તે જ વખતે બહારથી આવતા તેણીના પતિ સિંહે તેની આ ચેષ્ટા જોઈને અત્યંત ક્રોધયુક્ત ચિત્તથી

મુનિને હણી નાખ્યા. તે જોઇને તેની પત્નીએ–"આ પાપીએ મારા ભાઇને હણ્યો" એમ વિચારીને કાષ્ઠના કકડાવડે પોતાના સ્વામીપર પ્રહાર કરી તેનો નાશ કર્યો. તે સિંહે મરતાં મરતાં તેજ કાષ્ઠના કકડાવડે પોતાની પ્રિયાનું મસ્તક ભેદી નાંખ્યું. પછી સ્વભાવથી જ ક્રોધી એવો તે સિંહ મરણ પામીને મહામુનિના ઘાતથી ઉત્પન્ન થયેલા પાપસમૂહવડે રત્નપ્રભા પૃથ્વીના રૈરવ નામના નરકાવાસામાં એક સાગરોપમની સ્થિતિવાળો નારકી થયો. તે મુનિની બ્હેન શ્રીમતી પણ ભાઈના સ્નેહથી મોહ પામેલી હતી તેથી તેમજ તત્કાળ ક્રોધ ઉત્પન્ન થવાથી અને પોતાના પતિને હણવાના પાપકર્મથી પહેલીજ નરકના તેજ પ્રસ્તરમાં ઉત્પન્ન થઈ. તથા તે મુનિ ખડ્ગના નિર્દય પ્રહારથી વ્યથા પામ્યા છતાં પણ સમાધિવડે કાળધર્મ પામીને તત્કાળ સૌધર્મદેવલોકમાં સાગરોપમની સ્થિતિવાળા દેવ થયા. તે દેવ આયુષ્ય પૂર્ણ થતાં ચવીને આ ભૃગુકચ્છમાં રાજા થયો. તેજ હું છું અને અહીં મને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે તે જાણીને તમે મારી પાસે આવ્યા છો.

હવે સિંહકુમાર નરકમાંથી નીકળીને **નંદીપુર** ગામમાં બ્રાહ્મણ થયો. તે અનુક્રમે વૈરાગ્ય પામીને એકદંડી સંન્યાસી થયો. ત્યાં સંન્યસ્તાશ્રમને યોગ્ય તપનું પાલન કરીને આયુષ્યના ક્ષયે મૃત્યુ પામી જ્યોતિષ્ક વિમાનમાં દેવતા થયો. તે દેવે કોઈ કેવળીને પોતાનો પૂર્વભવ પૂછ્યો. એટલે કેવળીએ તે જ્યોતિષ્કને પૂર્વભવ કહ્યો. તે સાંભળીને તેના અંતઃકરણમાં અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો. તેથી તેણે વિચાર્યું કે—"અરે! મને મારી પ્રિયાએ જ મારી નાંખ્યો! તો તે દુરાચારિણી હમણાં ક્યાં છે?" એમ વિચારીને તેણે અવધિજ્ઞાનનો ઉપયોગ દીધો. એટલે તે પ્રિયાને નરકમાંથી નીકળીને પદ્મપુરમાં **પદ્મ**રાજાની પુત્રીરૂપે તરતની પ્રસવેલી જોઈ. તેને જોવામાત્રથી જ પ્રાપ્ત થયેલા ક્રોધને લીધે તે દેવના અધરોષ્ઠ કંપવા લાગ્યા. પછી તે દેવે ત્યાં આવીને તે પુત્રીને ઉપાડી વિંધ્યગિરિના વનમાં અધરથી મૂકી દીધી. સદ્ભાગ્યના વશથી તે બાળકી કોમળ એવા નવાંકુરથી વ્યાપ્ત પ્રદેશમાં પડી, અને વાયુવડે આશ્વાસન પામી. તેજ વખતે ભવિતવ્યતાને યોગે કોઈ ગર્ભના ભારથી પીડાતી વનની મૃગલી તે જ ઠેકાણે આવી, અને ત્યાં જ તેણીએ પ્રસવ કર્યો. પછી પ્રસવની વેદના શાંત પામી ત્યારે

તે મૃગલીએ પોતાની પાસે એક બચ્ચું અને એક પેલી તરતની પ્રસવેલી રાજપુત્રીને જોઈને વિચાર્યું કે—" અહો ! શું આ વખત મને બે બચ્ચાં આવ્યાં !" એ પ્રમાણે વિચારી સરલતાથી તે મૃગી પોતાની જ પ્રસૂતિ જાણીને તે બાળિકાના મુખમાં પણ પોતાના સ્તનનું દૂધ ક્ષેપન કરી તેનું પોષણ કરવા લાગી. અનુક્રમે નિર્જનવનમાં તે બાળા મૃગના યૂથની સાથે ક્રીડા કરતી યુવાવસ્થા પામી. ત્યાં તેણીને વનના નિકુંજો ગૃહસમાન છે, પક્ષિઓ જ બાંધવો છે, વાનરનાં બચ્ચાંઓ જ મિત્રો છે, વનનાં ફળોનું જ ભોજન છે, ઝરણાનું પાણીજ જળપાનમાટે છે, વિશાળ એવી શિલાઓ શય્યારૂપ છે, અને વિનય મૃગસમૂહના પૃષ્ઠ તથા મસ્તક ખજવાળવા તે છે. એ પ્રમાણે મૃગના યૂથમાં રહેલી તે બાળા મનુષ્યને જોઈને મૃગલીની જેમ નેત્રને પ્રફુલ્લ કરતી પલાયન કરે છે. હે વિદ્યાધરો ! તમે મને પૂછ્યું હતું કે "વનમાં ભ્રમણ કરતી તે બાળા કોણ છે ?" તેના જવાબમાં મેં તમને કહ્યું કે—" તે બાળા મારી પૂર્વભવની બહેન છે. તેણીએ આ જન્મમાં કદાપિ મનુષ્યને દીઠું જ નથી. તેથી તે તમને જોઈને નાસી ગઇ છે." આ પ્રમાણે કેવળીના મુખથી સાંભળીને તે વિદ્યાધરોએ વિજ્ઞપ્તિ કરી કે—" હે ભગવાન્ ! તે સ્ત્રી ભવ્ય છે કે અભવ્ય છે ?" ત્યારે કેવળીએ કહ્યું કે—" તે ભવ્ય છે." તેઓએ પૂછ્યું કે—" તેણીને સમ્યક્ત્વની પ્રાપ્તિ શી રીતે થશે ?" કેવળી બોલ્યા—" આ ભવમાં જ તેણીને સમ્યક્ત્વની પ્રાપ્તિ થશે." વિદ્યાધરોએ કહ્યું—" તેણીના ધર્મગુરૂ કોણ થશે ?" ત્યારે ભગવાને મને બતાવીને કહ્યું કે—" આ રાજકીર તેણીનો ધર્મગુરૂ થશે." આ પ્રમાણે ભગવાન્‌નું વાક્ય સાંભળીને મદનમંજરીએ "પિતામહનું વચન અલંધ્ય છે" એમ વિચારીને તરતજ મને આ બાળાને પ્રતિબોધ કરવા માટે અહીં મોકલ્યો. હું ગગનતળમાં ઉડીને અહીં વનમાં આવ્યો. વનમાં ચોતરફ ભ્રમણ કરતાં મેં આ બાળિકાને જોઈ. પછી મેં તેણીને કેટલેક દિવસે ભક્ષ્ય અને અભક્ષ્યમાં, કાર્ય અને અકાર્યમાં, જિનેશ્વરપ્રણીત ધર્મમાં અને બીજા સઘળા મનુષ્યવ્યવહારમાં વિચક્ષણ કરી. તેમજ કેવળીએ કહેલો તેણીનો પૂર્વભવ પણ કહી સંભળાવ્યો. અને વળી કહ્યું કે—"તું પદ્મ રાજાની પુત્રી છે, તને અહીં તારો વૈરી દેવ મૂકી ગયો છે, પણ તું

વનમાં ઉત્પન્ન થયેલી નથી. તેથી હવે તું આ વનને છોડીને મારી સાથે મનુષ્યની વસ્તીમાં ચાલ. ત્યાં સંસારના ભોગનો અનુભવ કર, અને પરલોકના કાર્યનું પણ સાધન કર." તે સાંભળીને આ બાળાએ મને કહ્યું કે—"આ વન જ મારૂં રક્ષણ કરનાર છે. મનુષ્યોનો આચાર મારાથી અજાણ્યો છે, પાંચે ઇંદ્રિયોના વિષયોરૂપી અશ્વો વિષમ અને ચપળ છે, તથા દુનિયામાં ખળ પુરૂષો ઘણા હોય છે, માટે મારા મનની સમાધિ આ વનમાં જ સારી રહેશે, બીજે કોઈ ઠેકાણે લોકોના આચારમાં પડવાથી રહેશે નહીં." આ પ્રમાણે મને કહ્યા પછીથી આ બાળા આ વનમાં જ રહીસતી ભૂમિપર પડેલાં પ્રાસુક પુષ્પ, કંદ, ફળ, મૂળ અને પર્ણ વિગેરે ખાઈને દુષ્કર તપ કરતી ઘણા વર્ષથી રહે છે. હે કુમાર! તમે આ બાળાને—"તું કોણ છે? ક્યાંથી આવી છે? અને આ વનમાં રહેવા માટે વૈરાગ્ય થવાનું શુ કારણ છે?" એમ પૂછયું હતું, તેના જવાબમાં મેં તમને તેણીનું સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. તે સર્વ સાંભળીને કુમાર ઉભો થઈ વિનયપૂર્વક બોલ્યો કે "હે રાજકીર! તને સાધર્મિકને હું અભિવંદન કરૂં છું." એણિકાએ કહ્યું કે "આજે મારો વનવાસ ફળીભૂત થયો, કે જેથી સમ્યક્ત્વને ધારણ કરનાર એવા તમને શ્રાવકને જોયા. હવે મધ્યાહ્ન સમય થઈ ગયો છે, માટે જલદી ઉઠો, સ્નાન કરવા જઈએ." એમ કહીને તે બાળા તે આશ્રમની પાસેના જળાશયમાંથી ગળીને પાણી લાવી. તે જળવડે સ્નાન કરી ધોયેલાં કોમળ શ્વેત વલ્કલોને ધારણ કરી કોઈ પર્વતની ગુફામાં રહેલી આદિનાથ તીર્થંકરની પ્રતિમાને પ્રથમ જળવડે સ્નાત્ર કરીને પછી જળ અને સ્થળનાં નીપજેલાં કમળોવડે તેણીએ પૂજા કરીને વંદના કરી. તે જ પ્રમાણે કુમાર પણ સ્નાન કરીને ભગવાન્‌ની પૂજા કરી સ્તુતિ કરવા લાગ્યો કે—"હે નાભિ રાજાના પુત્ર! તમે ગુણોવડે અમેય છો, અને સંસારનો ઉચ્છેદ કરનારા છો, માટે તમે મારા સંસારની ભ્રાંતિના ભયનો નાશ કરનાર થાઓ. હે વૃષભના લાંછનવાળા જગન્નાથ! હે દેવના દેવ! હે કામદેવરૂપ ભગવાન્! તત્વદષ્ટિએ જોઈએ તો તમે જ મને પ્રહાર કરનાર એવા તેનો (કર્મોનો અથવા કામદેવનો) સંહાર કરનાર છો." આપ્રમાણે સ્તુતિ કરીને પછી કુમારે એણિકા અને પોપટની સાથે

આવી તે જ ઉટજમાં અત્યંત સ્વાદિષ્ટ અને મનોહર પકવ ફળોનો આહાર કર્યો. ત્યારપછી ત્યાં જ રહેલા કુમારે વિવિધ પ્રકારનાં શાસ્ત્રો, અનેક કળાઓ, જુદા જુદા દેશોની ભાષા, તેમજ અનેક આખ્યાયિકા અને આખ્યાનો કહીને તે એણિકાને તથા રાજકીરને આનંદ પમાડ્યો.

એકદા ત્યાં કોઈ ભિલ્લ અને ભિલ્લડીનું મિથુન ( જોડલું ) આવ્યું. તેમના શરીરની કાંતિ શ્યામ હતી, તેમણે મયૂરના પીંછાઓનું કર્ણ-ભૂષણ કર્યું હતું, તથા વિવિધ પ્રકારનાં વૃક્ષોનાં પુષ્પોવડે કેશપાશ ગુંથેલો હતો. તે મિથુન તેમની પાસે આવીને રાજકુમારને, બાળિકાને અને રાજકીરને પ્રણામ કરીને દૂર શિલાતળઉપર બેઠું. તેને એણિ-કાએ શરીરના કુશળ સમાચાર પૂછ્યા. તે સર્વનો ઉત્તર તેણે મસ્તક નમાવીને જ આપ્યો, પણ વચનથી તેણે કાંઈપણ ઉત્તર આપ્યો નહીં. પછી તે શબરે ( ભિલ્લે ) પોતાના ધનુષ્યને પૃથ્વીપર મુકયું. કુમારે તેમનું રૂપ અને શોભાને વિરૂદ્ધ એવો શબરવેષ જોઈને આશ્ચર્ય પામી વિચાર્યું કે “અહો ! રૂપને ધિક્કાર છે, લક્ષણો નિષ્ફળ છે, શાસ્ત્રો પ્રમાણરહિત છે, સર્વે ગુણો સારરહિત છે, અને વેષ તથા આચાર અપ્રમાણિક છે. સર્વ ઉલટું જ છે, નહીં તો શુભ લક્ષણો તથા વ્યંજનોથી સુશોભિત એવું રૂપ ક્યાં અને એક પ્રાકૃત[1] પુરૂષપણું જણાવનાર આ શબરનો વેષ ક્યાં ?” એમ વિચારીને કુમાર બોલ્યો કે “હે એણિકા ! આ શું ?” એણિકા બોલી—“ હે કુમાર ! આમને હંમેશાં આ વનમાં ભ્રમણ કરતાં જોઉં છું, પરંતુ તેથી વિશેષ પર-માર્થ દૃષ્ટિથી હું કાંઈ જાણતી નથી.” કુમારે કહ્યું—“હે એણિકા ! આ શબરનું મિથુન નથી, પણ તેમણે શબરનો વેષ માત્ર ધારણ કર્યો છે, માટે આ મિથુન સામાન્ય નથી.” એણિકા બોલી—“એ શી રીતે જણાય ?” કુમારે કહ્યું કે “સામુદ્રિક શાસ્ત્રનાં લક્ષણોથી જાણી શકાય.” એણિકા બોલી—“અહો ! શું સામુદ્રિક શાસ્ત્ર કુમારનું ( તમારૂં ) પરિચિત છે ? જો એમ હોય તો આ શબર વેષને ધારણ કરનાર મિથુનની વાત બાજુપર રહો, પણ પ્રથમ સામાન્યથી પુરૂ-ષનાં લક્ષણો નિવેદન કરો.” કુમારે કહ્યું કે “તે લક્ષણો વિસ્તારથી કહું કે સંક્ષેપથી ?” તે બોલી—“કાંઈક વિસ્તારથી અને કાંઈક

---

૧ હલકા, નીચ.

સંક્ષેપથી કહો." કુમાર બોલ્યો—"વિસ્તારથી કહીએ તો તે શાસ્ત્ર એક લાખ શ્લોક પ્રમાણ છે, અને સંક્ષેપથી કહીએ તો ઘટતાં ઘટતાં છેવટ એક હજાર અથવા એકસો શ્લોક પ્રમાણ પણ કહેવાય તો પ્રથમ કાંઈક વિસ્તારથી જ કહું છું, તે સાંભળ:"—

"જે પુરૂષના હસ્તતળમાં અને પાદતળમાં પદ્મ, વજ્ર, અંકુશ, છત્ર, શંખ અને મત્સ્ય વિગેરેની રેખાઓ દેખાતી હોય, તે પુરૂષને લક્ષ્મીપતિ જાણવો. ભાગ્યવાન્ પુરૂષોના નખો ઉન્નત, વિસ્તારવાળા, રાતા, સ્નિગ્ધ અને દર્પણ જેવા તેજસ્વી હોય છે. તે ધનના કારણભૂત તથા સુખના આપનાર હોય છે. શ્વેત નખો હોય, તો તેને યતિસમાન જાણવો અને પીળા નખો હોય, તો તે પુરૂષ આ લોકમાં દુષ્ટ આચરણવાળો થાય એમ જાણવું. જેના દાંત શુદ્ધ, સરખા[1], શિખરવાળા[2] અને સ્નિગ્ધ હોય, તો તે શુભ જાણવા, અને તેથી વિપરીત હોય, તો તે દુઃખના હેતુ જાણવા. જેને બત્રીશ દાંત હોય તે રાજા થાય, જેને એકત્રીશ હોય તે ભોગી થાય, જેને ત્રીશ દાંત હોય તેને મધ્યમ જાણવો અને તેથી ઓછા હોય તેને સુંદર ન જાણવો. જે માણસને થોડા દાંત હોય, અથવા ઘણા દાંત હોય, અથવા જે માણસ ગર્ભથી જ દાંતસહિત ઉત્પન્ન થાય અથવા જેને ઉંદર જેવા દાંત હોય, તે માણસને પાપી કહેલ છે. જે માણસના ( હાથના ) અંગુઠાના મધ્ય ભાગમાં અથવા તેના મૂળમાં જવ હોય, તો તે પુત્રવાન્ થાય છે, જેના હાથના તળમાં ઊર્ધ્વરેખા હોય, તે ધનવાન્ થાય છે. જેના મસ્તકઉપર ડાબા ભાગમાં વામાવર્ત હોય, તે લક્ષણ વિનાનો પુરૂષ ક્ષુધાવડે કૃશ રહે છે, અને નિરંતર ભિક્ષા માગનારો થાય છે. જેના મસ્તકપર દક્ષિણ ભાગે દક્ષિણાવર્ત હોય, તેને હંમેશાં લક્ષ્મી કરતળમાં વર્તનારી થાય છે. જેના વામપાર્શ્વે દક્ષિણાવર્ત હોય, તે પુરૂષને વૃદ્ધાવસ્થામાં ભોગો પ્રાપ્ત થાય છે, તેમાં કાંઈ પણ સંશય નથી. હવે તે લક્ષણોને હું સંક્ષેપમાં એકજ શ્લોકવડે કહું છું તે તું સાંભળ—ગતિ કરતાં ( શરીરનો ) વર્ણ શ્રેષ્ઠ છે, વર્ણ કરતાં સ્વર શ્રેષ્ઠ છે, અને સ્વર કરતાં સત્ત્વ શ્રેષ્ઠ છે, કારણ કે સત્ત્વમાં જ સર્વ રહેલું છે." આ પ્રમાણે સાંભળીને તે બાળા બોલી કે—"તમે કહ્યું, તે સર્વ

---

૧ ટુકાટુકા નહીં. ૨ અણિદાર.

સત્ય છે, પરંતુ તમે આ શબરમાં શાં શાં લક્ષણો જોયાં?" કુમારે કહ્યું—"હે એણિકા! જે લક્ષણો મેં કહ્યાં, તે સર્વ શુભ લક્ષણો આ પુરૂષના શરીરમાં દેખાય છે. તેથી હું ધારૂં છું કે—આ કોઈ મહા-સત્ત્વવાન્ પુરૂષ છે, તે કોઈ પણ કારણથી શબરનો વેષ ધારણ કરીને પોતાનું સ્વાભાવિક સ્વરૂપ ગુપ્ત રાખી આ વિંધ્યગિરિના વનમાં રહેલ છે." તે સાંભળીને શબરે વિચાર કર્યો કે "અહો! આ પુરૂષ પુરૂષનાં લક્ષણોને જાણવામાં ખરેખરો ચતુર છે. તેથી મારે હવે અહીં વધારે વાર રહેવું યોગ્ય નથી, પરંતુ જ્યાં સુધી તેણે મને જાણ્યો નથી, ત્યાં સુધીમાં અહીંથી જતાં રહેવું એજ શ્રેષ્ઠ છે." એમ વિચારીને તે શબર તથા શબરી ત્યાંથી ઉઠીને પોતાને સ્થાને ચાલ્યાં ગયાં. પછી એણિકાએ કહ્યું કે "હે કુમાર! તમારી ઘણી ચતુરાઈ છે, કે જેથી શબરનો વેષ ધારણ કર્યા છતાં પણ તમે તેને ઓળખ્યા." કુમારે કહ્યું—"એ તો મેં પ્રથમથી જ જાણ્યું હતું. પરંતુ હવે હું તેને વિશેષે જાણવા ઇચ્છું છું, માટે સત્ય વાત પ્રગટ કરો." ત્યારે એણિકા બોલી કે "હે કુમાર! તે બન્ને વિદ્યાધરો છે." કુમારે કહ્યું—"ત્યારે તેઓએ આવો વેષ કેમ ધારણ કર્યો છે?" તેણીએ કહ્યું—"આ વિદ્યાધરો તમને પણ ઓળખે છે. પૂર્વે પ્રથમ તીર્થંકર શ્રીઋષભસ્વામીની સેવામાં તત્પર રહેલા નમિ અને વિનમિને ધરણેન્દ્રે ઘણી વિદ્યાઓ આપી હતી. તેમાંની કેટલીક વિદ્યાઓ કઈ રીતે સધાય છે, અને કેટલીક કઈ રીતે સધાય છે, સર્વ વિદ્યાઓને સાધવાના ઉપાયો જૂદા જૂદા છે. કેટલીક વિદ્યાઓ પાણીમાં ઉભા રહીને સાધવામાં આવે છે, અને કેટલીક જિતેંદ્રિય રહીને સ્મશાનભૂમિમાં સધાય છે. માટે હે કુમાર! આ વિદ્યાધરો આ શબરના વેષથી શાબરી વિદ્યા સાધે છે. તે વિદ્યાધર પોતાની સ્ત્રી સાથે આ વનમાં સ્વેચ્છાથી પરિભ્રમણ કરે છે." તે સાંભળીને કુમારે પૂછયું કે "આ વિદ્યાધર છે, એવું તેં શીરીતે જાણ્યું?" તે બોલી કે "હું જાણતી નહોતી. પરંતુ એક વખત મેં આ રાજકીરના મુખથી તેનું વૃત્તાંત સાંભળ્યું હતું. એક દિવસ મેં પાપના ઔષધ સમાન પૌષધનો સ્વીકાર કર્યો હતો, તે દિવસે રાજકીર શ્રીઆદીશ્વરની પૂજા માટે ફળ, પત્ર અને પુષ્પો લેવા પાસેના વનમાં ગયો હતો. ત્યાંથી મધ્યાહ્ન સમય થઈ

ગયા પછી આવ્યો ત્યારે તેને મેં પૂછ્યું કે 'કેમ તું આજે આટલી બધી વેળાએ આવ્યો?' ત્યારે તે પોપટ બોલ્યો કે "આજે તું છેતરાઈ છે. કેમકે નેત્રોને આશ્ચર્ય લાગે, તેવું તેં કાંઈ પણ જોયું નથી. અને જોવાલાયક વસ્તુ જોવી, તે જ લોચનનું ફળ છે." તે સાંભળીને મેં કહ્યું કે—"હે રાજકીર! તે આશ્ચર્ય શું છે? તે કહે." ત્યારે તેણે મારી પાસે નિવેદન કર્યું કે—"આજે હું વનમાં ગયો, ત્યારે ત્યાં મેં શંખ, તૂર્ય, ભેરી અને મૃદંગનો મોટો શબ્દ સાંભળ્યો. તે સાંભળીને હર્ષથી પ્રફુલ્લિત ચિત્તે મેં કર્ણ માંડ્યા, કે. કઈ દિશામાં આ ધ્વનિ થાય છે. પછી તે ધ્વનિને અનુસારે હું તે તરફ ગયો, તો ત્યાં ભગવાન્ ઋષભદેવની પ્રતિમાની પાસે દીવ્ય પુરૂષો અને સ્ત્રીઓને પ્રણામ કરતાં તથા આહાર્ય, વાચિક, આંગિક અને સાધિક એવા ચાર પ્રકારના અભિનયને કરતાં મેં જોયાં. પછી મેં વિચાર્યું કે "આ દિવ્ય જનો દેવો જણાતા નથી. કેમકે મેં એકદા એક કેવળી ભગવાન્‌ના કેવળજ્ઞાનનો મહિમા કરવા આવેલા દેવોને જોયા હતા, તો તેમના ચરણો ભૂમિને અડતા નહોતા, અને તેમનાં લોચન નિમેષરહિત[1] હતાં. પણ આ જનોના તો ચરણો ભૂમિનો સ્પર્શ કરે છે, અને તેમનાં લોચનો નિમેષવાળાં છે. તેથી હું ધારૂં છું કે આ દેવતાઓ નથી. તેમજ અત્યંત લક્ષ્મીવાન હોવાથી આ સામાન્ય મનુષ્યો પણ લાગતા નથી. પરંતુ ગગનાંગણમાં ચાલનારા વિદ્યાધરો છે, એમ ધારૂં છું. માટે હું તેમને પૂછું કે તેઓએ આ શું આરંભ્યું છે?" એમ વિચાર કરીને હું એક આમ્રવૃક્ષની નીચે ક્ષણવાર બેઠો. તેવામાં તે વિદ્યાધરો અને વિદ્યાધરીઓ પણ પોતપોતાને સ્થાને બેઠાં. પછી તેઓમાંના એક વિદ્યાધર અને એક વિદ્યાધરીએ હર્ષયુક્ત ચિત્તે ભગવાન શ્રીઆદીશ્વરસ્વામીનું સ્નાન કરી મનોહર પાંચ વર્ણનાં જળકમળો તથા સ્થળકમળોવડે પૂજા કરી. પછી તે બન્નેએ ભગવાન્‌ની સ્તુતિ કરીને નાગરાજ ધરણેન્દ્રની આરાધના માટે એક કાયોત્સર્ગ કર્યો, બીજો કાયોત્સર્ગ તે ધરણેન્દ્રની અગ્રમહિષીની આરાધના માટે કર્યો અને ત્રીજો કાયોત્સર્ગ શાબરીવિદ્યાનો કર્યો. પછી શરીરનાં સર્વ આભૂષણો ઉતારીને તે બન્નેએ શબરનો વેષ અંગીકાર કર્યો. પછી તેમના

---

૧ આંખનું મટકું મારવું તે.

મહારાજાધિરાજે તે બન્નેને મહાશાબરવિદ્યાનો ઉપદેશ કર્યો. તે ઉપદેશ ગ્રહણ કરીને તે બન્નેએ મૌનવ્રત ગ્રહણ કર્યું, અને તેજ વખતે ભગવાન્ શ્રીઆદીશ્વરના તીર્થમાં થયેલા ગુરૂઓને તથા સાધર્મિઓને વંદના કરી. ત્યારપછી તે વિદ્યાધરોમાંથી એક વિદ્યાધર ઉભો થઈ હાથ જોડીને બોલ્યો કે "હે લોકપાળો અને વિદ્યાધરો! તમે સર્વે સાંભળો. પ્રથમ **શબરશીલ** નામનો વિદ્યાધર રાજા હતો. તેણે સર્વ પ્રકારની શાબરવિદ્યાનો કોશ સિદ્ધ કર્યો હતો. તે પ્રતાપી રાજાએ ચિરકાળ સુધી રાજયનું પાલન કર્યું; પછી તેમને વૈરાગ્યનો રંગ ઉત્પન્ન થવાથી તેઓ શ્રીજિનધર્મ અંગીકાર કરી સર્વ સંગનો ત્યાગ કરી આ જ પર્વતની ગુફામાં રહ્યા હતા. તેના પુત્ર **શબરસેનાપતિ**એ પિતૃભક્તિથી અહીં જ શ્રીભગવાનની સ્ફાટિકમણિમય પ્રતિમા સ્થાપન કરી છે. ત્યારથી આરંભીને આ વન વિદ્યા સિદ્ધ કરવાનું ક્ષેત્ર થયું છે. તેથી આ શબર વેષને ધારણ કરનાર વિદ્યાધરને ભગવાન્ શ્રીઆદિનાથના પ્રભાવથી તથા ધરણેન્દ્રના નામથી આ વિદ્યા નિર્વિઘ્ને સિદ્ધ થાઓ." તે સાંભળીને સર્વ વિદ્યાધરો—"આની વિદ્યા શીઘ્રતાથી સિદ્ધ થાઓ" એમ બોલી આકાશમાર્ગે સ્વસ્થાને ગયા. અને જેમણે શબરનો વેષ ધારણ કર્યો હતો તે બન્ને જણ ત્યાં જ રહ્યા. હે કુમાર! આ વૃત્તાંત રાજકીરે મને કહેલો હોવાથી હું જાણું છું કે શબરવેષને ધારણ કરનાર આ બન્ને વિદ્યાધરો છે." તે સાંભળીને કુમાર બોલ્યો કે "હે એણિકા! મારૂં કર્ણને કટુ લાગે તેવું એક વચન સાંભળ." એણિકા બોલી કે "આજ્ઞા આપો." કુમારે કહ્યું કે—"અહીં આવ્યાને મને ઘણો કાળ વ્યતીત થયો છે. તમારૂં કલ્યાણ થાઓ. મારે અવશ્ય દક્ષિણમાં જવાનું છે. તેથી હવે હું જઈશ." તે સાંભળીને એણિકા બોલી કે "હે કુમાર! તમે કહો છો તે સત્ય છે, કેમકે અતિથિથી ઘર વસતું નથી. પરંતુ તમારૂં વૃત્તાંત કહેવાની કૃપા કરીને મને આનંદ પમાડો." તે સાંભળીને કુમારે તેને મૂળથી આરંભીને વનમાં આવ્યાસુધીનું પોતાનું વૃત્તાંત કહી સંભળાવ્યું. તે સાંભળીને એણિકા બોલી કે—"હે કુમાર! તમારા વિયોગથી તમારાં માતાપિતા વિવિધ પ્રકારની પીડા પામતાં હશે, તેથી જો તમને રૂચે, તો તમારા શરીરની કુશળતા કહેવા માટે આ પોપટને હું ત્યાં મોકલું." તે સાંભળીને

કુમાર 'ભલે તેમ થાઓ' એમ કહીને ત્યાંથી ચાલ્યો. કુમારની સંગતિના વિરહથી એણિકાને અત્યંત શોક ઉત્પન્ન થયો, તેથી ઉત્પન્ન થયેલા અશ્રુજળનાં બિંદુઓથી તેણીના નેત્રનો પ્રચાર રોકાઈ ગયો. એણિકા પોપટસહિત કુમારની પાછળ પાછળ કેટલેક દૂર ગઈ, પછી કુમારની રજા લઈને પાછી વળી.

કુમાર ચાલતાં ચાલતાં અનુક્રમે વિંધ્યાટવીનું ઉલ્લંઘન કરી સહ્યાદ્રિ પર્વતની સમીપે આવ્યો. ત્યાં એક સરોવરને કાંઠે કોઈ સાર્થને પડેલો જોઈને કુમારે એક પુરૂષને પૂછ્યું કે "હે ભાઈ! આ સાર્થ ક્યાંથી આવે છે? અને ક્યાં જવાનો છે?" તે પુરૂષે જવાબ દીધો કે "આ સાર્થ વિંધ્યપુરથી આવે છે, અને કાંચીપુરીએ જવાનો છે." કુમારે પૂછ્યુ—"વિજયાપુરી અહીંથી કેટલે દૂર છે તે તું જાણે છે?" તેણે કહ્યું—"હે દેવ! વિજયાપુરી અહીંથી ઘણી દૂર છે, તે દક્ષિણ સમુદ્રને કાંઠે આવેલી છે એમ સાંભળેલ છે." પછી કુમારે વિચાર્યું કે—"મારે આ સાર્થની સાથે ચાલવું એજ યોગ્ય છે." એમ વિચારીને કુમારે **વૈશ્રવણદત્ત** નામના સાર્થપતિનીપાસે જઈને કહ્યું કે "હે સાર્થપતિ! હું તમારી સાથે આવીશ." તેણે કહ્યું—"તેમજ થાઓ. તમારો અમારાપર મોટો અનુગ્રહ થયો." પછી સાર્થપતિએ ત્યાંથી પ્રયાણ કર્યું. કેટલેક દૂર જતાં સૂર્ય અસ્તાચળ પર્વતપર આરૂઢ થયો, અને સર્વત્ર અંધકારનો સમૂહ પ્રસરી ગયો. તેથી કોઈ પ્રદેશમાં તે સાર્થે પડાવ કર્યો. તેજ રાત્રીએ ભવિતવ્યતાના વશથી નિર્દય ખડ્ગને ધારણ કરનારા અને ધનુષ ઉપર બાણ ચડાવી તૈયાર થયેલા ભિલ્લલોકોએ 'પકડો, પકડો,' એમ બોલીને સમગ્ર સાર્થ લુંટી લીધો. તેવો માઠો વ્યતિકર જોઈને સાર્થના લોકો પલાયન કરવા લાગ્યા. તે વખતે સાર્થપતિની **ધનવતી** નામની પુત્રી પોતાના પરિજનો નાશી જવાથી, સીપાઈઓ મરાઈ ગયાથી અને સાર્થપતિના પ્રાણ જતા રહેવાથી ભિલ્લલોકોના કબજામાં આવી પડી. તેથી તેણીનાં લોચન ભયભ્રાંત થયાં, તે નિઃશ્વાસની શ્રેણી મૂકવા લાગી, અને તેના પુષ્ટ સ્તનો કંપવા લાગ્યા. છેવટ શરણરહિત થયેલી તે ધનવતી 'કોઈ શરણ થાઓ, કોઈ શરણ થાઓ,' એમ પ્રાર્થના કરતી કુવલયચંદ્ર કુમાર પાસે આવી, અને બોલી કે "હે

ભયરહિત ભદ્ર! તું શૌર્યમાં સિંહસમાન દેખાય છે, તો આ ભિલ્લ-લોકોથી ત્રાસ પામેલી જે હું તેનું રક્ષણ કર." કુમારે કહ્યું કે "હે સુંદર લોચનવાળી! તું તારાં નેત્રને ભયભ્રાંત ન કર. હું મારા દેહના ત્યાગથી પણ તારૂં રક્ષણ કરીશ." એમ કહીને તે કુમાર કોઈ ભિલ્લપાસેથી બાણોસહિત ધનુષ્યને ખુંચવી લઈને જળધારાવડે મેઘની જેમ શરોવડે વૃષ્ટિ કરવા લાગ્યો. તે કુમારના પ્રહારસમૂહથી ભિલ્લોનું સમગ્ર સૈન્ય જર્જરિત થઇને ચોતરફ નાશી ગયું. તે જોઈને ક્રોધયુક્ત થયેલો પલ્લીપતિ પોતે યુદ્ધ કરવા આવ્યો. એટલે તે બન્ને પરસ્પર તીક્ષ્ણ શરની શ્રેણીવડે જાણે બીજી કાળરાત્રી હોય તેવી અકાળવૃષ્ટિ કરવા લાગ્યા. છેવટ ક્રોધથી જેનાં નેત્રો રક્ત થયાં છે, એવા કુમારે પલ્લીપતિ ઉપર સ્તંભન મંત્રનો પ્રયોગ કર્યો. ભિલ્લ-પતિએ પણ કુમારના ઉપર તે જ મંત્રનો પ્રયોગ કર્યો. પણ કુમારને તે મંત્રની કાંઇપણ અસર થઈ નહીં. તે જોઇને ભિલ્લપતિએ વિચાર્યું કે "અહો! આ કોઈ મહાસત્ત્વવાન્ અને સર્વ કળાઓમાં કુશળ જણાય છે. તેને હું હણી શકું તેમ નથી. પરંતુ તેના હાથથી મારૂં મૃત્યુ થાય તેવું છે. માટે હવે મારે પ્રહાર કરવા યોગ્ય નથી, પણ સર્વ સંગનો ત્યાગ કરવો, એજ શ્રેયસ્કર છે." એમ વિચારીને તે પલ્લીપતિ યુદ્ધભૂમિમાંથી સો હાથ પાછો હઠ્યો, અને ભયંકર કરવાલને હાથમાંથી નાંખી દીધી. પછી હાથ લાંબા રાખી, દુષ્ટ ધ્યાનનો ત્યાગ કરી, સાકાર[1] નિયમ ધારણ કરી, પંચ પરમેષ્ઠિમંત્રનો ઉચ્ચાર કરતા સતા શત્રુ મિત્રને વિષે સમદૃષ્ટિવાળા થઈને તેણે કાયોત્સર્ગ અંગીકાર કર્યો. તેની તેવી ચેષ્ટા જોઈને તથા તેણે કરેલો પંચપરમેષ્ઠિ નમસ્કારનો ઉચ્ચાર સાંભળીને એકદમ સંભ્રાંત થયેલો કુવલયચંદ્ર તેને સાધર્મિક જાણી તેની પાસે આવ્યો, અને બોલ્યો કે "હે પલ્લીશ! તમે આ અપૂર્વ સાહસ એકદમ કેમ આરંભ્યું? તમે કાયોત્સર્ગ મૂકી દ્યો. અને જેણે પૂર્વે પાપ કર્યાં છે, એવા મારો અપરાધ ક્ષમા કરો." તે સાંભળીને પલ્લીપતિએ વિચાર્યું કે "અહો! આ તો મારો સાધર્મિક છે, તેથી મારે તેને મિથ્યા દુષ્કૃત આપવું યોગ્ય છે." એમ વિચારીને તેણે કાયોત્સર્ગનો ત્યાગ કરી

---

૧ આગારવાળા.

(પારી) કુમારને વંદના કરી. કુમારે પણ તે પલ્લીપતિને વંદના કરી. એ પ્રકારે તે બન્ને જણ પરસ્પર ધર્મનો રાગ દેખાડવા લાગ્યા, તેમનાં ચિત્ત પ્રીતિથી ઓતપ્રોત થયાં, અને તેમનાં નેત્રોમાં બાષ્પનાં બિન્દુ પ્રસરી ગયાં. પછી કુમારે પૂછ્યું કે—"જ્યારે તમારૂં આવું (ચોરીનું) કર્મ છે, ત્યારે આ (ધર્મ) ક્યાંથી, અને જ્યારે આ (ધર્મ) છે, ત્યારે બીજા (ધનાદિક)વડે શું?" તે સાંભળીને ભિલ્લપતિ બોલ્યો કે "હું સર્વ જાણું છું. પરંતુ કર્મરૂપી દુષ્ટ વૈરીઓએ મને લોભવશ કર્યો છે. તોપણ હવે હું તમારી સંગતિથી નિયમ અને ધ્યાનના યોગવડે મારા આત્માનું સાધન કરીશ." કુમારે કહ્યું કે "તમારૂં ચરિત્ર સમાનતાવાળું નથી, તેથી તમે કોણ છો તે કહો." ત્યારે પલ્લીપતિ બોલ્યો કે "હું ભિલ્લ નથી. એ વિષે હું વિસ્તારથી પછી કહીશ, હમણાં તો સાર્થને લુંટતા ભિલ્લોનું નિવારણ કરૂં." એમ કહીને તે પલ્લીપતિએ આખા સાર્થનું ભિલ્લોથી રક્ષણ કર્યું. સર્વ ભિલ્લો પલ્લી-પતિના ભયથી દૂર નાશી ગયા. સાર્થજનોની જે જે વસ્તુ ભિલ્લો લઈ ગયા હતા, તે તે વસ્તુ પલ્લીપતિએ તેઓને પાછી અપાવી. નાશી જતા સાર્થપતિને પકડી લાવીને ભિલ્લલોકોએ પલ્લીપતિને સ્વા-ધીન કર્યો. તેને પલ્લીપતિએ કહ્યું કે "હે સાર્થપતિ! તમે ભય પામશો નહીં. તમારી સર્વ વસ્તુઓ સંભાળો અને જ્યાં જવું હોય ત્યાં સુખે જાઓ." એમ કહીને તે સેનાપતિ તરતજ ત્યાંથી ઉઠી કુમારસહિત પર્વતના શિખરપર રહેલી પોતાની મહાપલ્લીમાં ગયો. ત્યાં કુમારે નગરીના જેવી સમૃદ્ધિવાળી તે પલ્લીને તથા તેના મધ્યમાં રહેલા નિર્મળ પ્રાસાદને જોઈને પલ્લિપતિને પૂછ્યું કે "આ સંનિ-વેશનું નામ શું છે?" પલ્લીપતિએ કહ્યું કે "આ પલ્લીનું નામ ચિંતામણિ છે." આ પ્રમાણે જૂદા જૂદા પ્રશ્ન પૂછતો કુમાર તે પલ્લીપતિની સાથે રાજમંદિરમાં ગયો. ત્યાં બન્ને જણ થોડોવખત મણિમય ભદ્રાસન ઉપર બેઠા. પછી સ્નાનનો અવસર થવાથી તે બન્ને સ્નાન કરવાના પાટલાપર જઈને બેઠા, એટલે વિકસ્વર માલ-તીનાં પુષ્પો જેવું સુગંધી તેલ તેમના મસ્તકમાં નાંખીને સેવકોએ કમળની જેવા કોમળ હસ્તતળવડે તેમના શરીરની સારીરીતે સંવા-હના કરી. પછી કાંઈક ઉષ્ણ જળવડે અંગનું પ્રક્ષાલન (સ્નાન)

કરી પવિત્ર થઈ જાણે ચંદ્રના કિરણસમૂહવડે વણેલાં હોય તેવાં સુંદર શ્વેત વસ્ત્રો પહેરી તે મહેલની મધ્યમાં રહેલા દેવાલયમાં ગયા. તે દેવાલયના સુવર્ણમય બારણાંને જાણે મોક્ષલક્ષ્મીનું દ્વાર હોય, તેમ ઉઘાડીને તેઓ અંદર ગયા. ત્યાં પૂજ્ય તીર્થંકરોની કનક અને રત્નોથી બનાવેલી પ્રતિમાઓની પૂજા કરી; પછી ચોવીશ જિનેશ્વરની સ્તુતિ (સ્તોત્ર)નો પાઠ કરીને તથા તેમને પ્રણામ કરીને તે બન્ને ભોજનશાળામાં આવ્યા. ત્યાં રૂચિપ્રમાણે સુખે ભોજન કરીને તે બન્ને જણ પરસ્પર સ્વેચ્છાથી વાતો કરવા લાગ્યા. તેવામાં જેણે શ્વેત ધોયેલું વસ્ત્ર પહેર્યું છે અને જેના હાથમાં લોહદંડ રહેલો છે, એવો એક પુરૂષ અકસ્માત્ ત્યાં આવીને સેનાપતિની સન્મુખ ઉભો રહી આપ્રમાણે બોલ્યો કે "હે પલ્લિપતિ! આ અપાર અને સારક્રિયાના સાગર જેવા સંસારને તું જાણે છે, તથા મોક્ષસુખનોજ ઉપદેશ આપનારૂં શ્રીજિનેશ્વરનું વચન પણ તું જાણે છે, તે છતાં જો તું આ અધ્યવસાયથી વિરતિ નહીં પામે, તો હું તને આ લોહદંડવડે નિર્દયતાથી તાડન કરીશ." એમ કહીને તે પુરૂષે તે સેનાપતિના મસ્તકમાં લોહદંડનો જરાક પ્રહાર કર્યો. તેટલા પ્રહારમાત્રથીજ મહાગારૂડિક મંત્રથી મંત્રેલા સિદ્ધાર્થ (સરસવ)ના પ્રહારવડે સર્પની જેમ તે સેનાપતિ નીચું જોઈ રહ્યો. તેણે વિચાર્યું કે "અહો! કેવું આશ્ચર્ય! આ નિર્દય મનવાળા પુરૂષે આવા સત્પુરૂષના દેખતાં મને પ્રહાર કર્યો, અને કઠોર વચન કહ્યાં. અથવા તો પ્રમાદમાં મગ્ન થયેલો એવો જે હું તેનું આણે બહુ સારૂં કર્યું. કેમકે જરા, મૃત્યુ અને મહાવ્યાધિના દુઃખથી સંતાપ પામેલા અનેક પ્રાણીઓ આ ઘોર અને ઉજ્જડ સંસારરૂપી અરણ્યમાં પરિભ્રમણ કરે છે. તેમાંથી કોઈક ભવ્ય પ્રાણી કર્મગ્રંથિને ભેદીને અમૂલ્ય અને દુષ્પ્રાપ્ય એવા સમ્યક્ત્વ રત્નને પ્રાપ્ત કરેછે; તે સંસાર સમુદ્રમાં સમ્યક્ત્વરૂપ ફલક (પાટીયું) પામીને પણ પાછો જે પ્રાણી પ્રમાદ કરે છે, તે પોતાના આત્માને અત્યંત દુઃખ ઉત્પન્ન કરનાર થાય છે." આ પ્રમાણે વિચાર કરતાં સેનાપતિનું મન ચિંતાથી વ્યાપ્ત થયું, તેની બન્ને આંખો અશ્રુના જળબિંદુથી આર્દ્ર થઈ, તે દીર્ઘ નિઃશ્વાસ મૂકવા લાગ્યો, અને તેનું મુખ દીન થઈ ગયું. તે સર્વ જોઈને કુમાર બોલ્યો કે—"હે ભદ્ર! આ બધું શું

છે? તે કહો." ત્યારે સેનાપતિ દીર્ઘ નિઃશ્વાસ મૂકીને બોલ્યો કે "હે કુમાર! સાંભળો.—આ ભરતક્ષેત્રમાં જગત્‌ને આનંદ આપનાર ગુણોના સમૂહથી સુંદર, પાપરહિત તથા પૃથ્વીરૂપી સ્ત્રીના તિલકની લક્ષ્મીસમાન **રત્નપુરી** નામે એક શ્રેષ્ઠ નગરી છે. તે નગરી સ્વર્ગનગરીની જેમ **ઉગ્રધન્વાથી**[1] વ્યાપ્ત, આકાશ લક્ષ્મીની જેમ **મંગળ**[2] સહિત, અલકા નગરીની જેમ **ધનદ**[3] સહિત, લંકાપુરીની જેમ **સદાનવા**[4] તથા વનની ભૂમિની જેમ **સન્નેત્રાકલિતા,**[5] સુંદર **અશન**વાળી,[6] **પુન્નાગ**[7] સહિત, **સનારંગ**[8] અને **શ્રીફળોથી**[9] અત્યંત મનોહર હતી. તે નગરીમાં સમગ્ર ભૂતલનું રક્ષણ કરનાર અને સર્વ રાજાઓને નમાવનાર **રત્નમુકુટ** નામે રાજા હતો. તે રાજાને **દર્પસ્ફુલિંગ** અને **ભુજસ્ફુલિંગ** નામે બે પુત્રો હતા. રાજ્યનું પાલન કરતો તે રાજા એકદા અમાવાસ્યાને દિવસે સાયંકાળે વાસભુવનમાં જઇને કાંઇક વિચાર કરતો બેઠો હતો. તેવામાં કોઈ એક પતંગીયું દીવા પાસે આવ્યું. તેને જોઈને રાજાએ સ્વભાવથી જ દયાળુ એવા મનવડે વિચાર્યું કે "આ બીચારૂં પતંગીયું દીવામાં પડીને મરી જશે, માટે હું તેનું રક્ષણ કરૂં" એમ વિચારીને તેણે તેને હસ્ત વડે પકડીને ત્રણવાર બારીના વિવરમાંથી બહાર નાખ્યું, પણ તે ફરીફરીને દીવા પાસે આવ્યું. તેથી રાજાએ વિચાર્યું કે "કોઇપણ જંતુનું ઉપાયથી રક્ષણ કર્યું હોય, તો તે ચિરકાળ સુધી જીવે છે." એમ વિચારીને પ્રથમથી ઉઘાડા પડેલા એક કરંડીયામાં તે પતંગીયાને નાંખીને રાજાએ તે કરંડીયો બંધ કરી પોતાના ઓશીકા પાસે મૂક્યો. કેટલીક વારે રાજા નિદ્રાસંબંધી સુખને પામ્યો. પછી પ્રાતઃકાળે ઉઠીને રાજાએ તે કરંડીયો ઉઘાડ્યો, તો તેમાં એક ઘરોળી જોઈ, અને પતંગીયું જોયું નહીં. તેણે વિચાર્યું કે—"પ્રથમથી કંડીયામાં ભરાઈ રહેલી

---

૧ ઉગ્રધન્વા–શિવ, ઉગ્રધનુષ્ધારી. ૨ મંગળ–તે નામનો ગ્રહ, માંગલિક કાર્ય. ૩ ધનદ–કુબેર, ધન આપનાર લોકો. ૪ સદાનવા–દાનવો–રાક્ષસો–સહિત, સદા નવા–સદા–નિરંતર, નવા–નવી. ૫ સન્નેત્રાકલિતા–સત્–સારા, નેત્ર–નેતરનાં વૃક્ષો, તેવડે કલિતા–સહિત, સન્નેત્રા–સારા નેત્રવાળી સ્ત્રીઓ. ૬ અશન–તે નામનાં વૃક્ષો, ભોજન. ૭ પુન્નાગ–તે નામનાં વૃક્ષો, ઉત્તમ પુરૂષો. ૮ સનારંગ–તે નામનાં વૃક્ષોસહીત. ૯ શ્રીફળો–નાળિયેરો, લક્ષ્મીરૂપ ફળો.

આ ઘરોળી તે પતંગને જરૂર ખાઈ ગઈ જણાય છે. અહો ! કરેલા કર્મનો નાશ કદી પણ થતો નથી. પ્રાણીએ પૂર્વજન્મમાં શુભ કે અશુભ જેટલું કર્મ ઉપાર્જન કર્યું હોય, તેટલું ફળ તેને આ જન્મમાં પ્રાપ્ત થાય છે." આ પ્રમાણે વિચાર કરીને વૈરાગ્યમાર્ગમાં આગળ વધતા રાજાને સહસા જાતિસ્મરણ ઉત્પન્ન થવાથી તેણે પોતાનો પૂર્વભવ દીઠો કે—"હું પૂર્વજન્મમાં ચારિત્રનું પાલન કરીને સ્વર્ગમાં ગયો હતો, ત્યાંથી ચવીને અહીં રાજા થયો છું." પછી તેજ વખતે રાજાને કોઈ પાસે રહેલી દેવીએ રજોહરણ, મુખવસ્ત્રિકા અને ચોલપટ્ટ વિગેરે સાધુનાં ઉપકરણો આપ્યાં. એટલે તે રાજર્ષિ કેશનો લોચ કરવાને તૈયાર થયા, તેવામાં પ્રાતઃકાળ થયો, તેથી મંગળપાઠકો આ પ્રમાણે બોલવા લાગ્યા કે—"આ રાજા તો મુનિધર્મમાં સૂર્યોદય અગાઉજ જાગૃતિને પામેલ છે અને આપણે તો પ્રાતઃકાળમાં સૂર્યોદય થયા પછી જાગૃતિને પામ્યા છીએ."

સૂર્ય ઉદયાચળ પર્વતના શિખરપર આરૂઢ થયો છે, અને પદ્માલયો પદ્મરૂપ નેત્રનો વિકાસ કરીને નિદ્રાનો ત્યાગ કરે છે. ચોતરફ પક્ષીઓનો કોલાહલ અત્યંત પ્રસરી ગયો છે, અને કામક્રીડાના શ્રમથી ઉત્પન્ન થયેલા સ્વેદબિંદુને હરણ કરતો વાયુ વાવા લાગ્યો છે. અંધકારના શત્રુ સૂર્યના ક્રૂર એવા કરના આઘાતથી જાણે ભય પામ્યું હોય, તેમ અંધકાર નપુંસકની જેમ પલાયન કરી ગયું છે. કુસેવક જેમ નિર્ધન સ્વામીનો ત્યાગ કરીને ધનવાન્ સ્વામીનો આશ્રય કરે છે, તેમ ભ્રમરાઓ લક્ષ્મીવિનાના ઇંદીવર (રાત્રિવિકાસી કમળ)નો ત્યાગ કરીને અંબૂજ (સૂર્યવિકાસી કમળ)ને ભજવા લાગ્યા છે. પક્ષીઓ કલકલ શબ્દવડે એમ જણાવે છે કે 'અહો ! જગત્‌ની લક્ષ્મી પણ જાય છે, અને આવે છે, તેનું દૃષ્ટાંત [1]સૂર્ય છે.' સૂર્ય ઉદય પામ્યો છે, તેથી તેને આકાશલક્ષ્મી તારારૂપ પુષ્પના મીષથી અર્ધ્ય આપે છે, અને ચંદ્રના કિરણોરૂપ જળથી પાદ્ય આપે છે. હે રાજા ! આવા પ્રકારના પ્રાતઃકાળમાં તું મોહ (નિદ્રા)નો ત્યાગ કર, અને કેવળ પર-

૧ સૂર્યનો ઉદય તથા અસ્ત થાય છે, તેમ લક્ષ્મીનો પણ ઉદય અને અસ્ત થાય છે.

લોકના હિતકારક કાર્યનું આચરણ કર.” આ પ્રમાણે તેઓની મંગળ-સ્તુતિનો પાઠ સાંભળીને તે પૂજ્ય મહર્ષિ વાસભુવનનાં દ્વાર ઉઘાડીને મોટા પર્વતની ગુફામાંથી સિંહની જેમ બહાર નીકળ્યા. એટલે કેશનો લોચ કરેલો છે અને પાત્ર, રજોહરણ તથા મુખવસ્ત્રિકા જેના હાથમાં છે એવા તેમને જોઈને શય્યાનું પાલન કરનારી સર્વ સ્ત્રીઓ પોકાર કરવા લાગી કે—“રે રે! પરિજનો! જલદી આવો, જલદી આવો, આ આપણા સ્વામી કોઈ વિચિત્ર પ્રકારની વિડંબના પામીને જતા રહે છે.” તે સાંભળીને સંભ્રમના વશથી સ્ખલના પામતા નૂપુર અને કટીમેખળાના શબ્દથી અવાજ કરતી અંતઃપુરની સ્ત્રીઓ, વારાંગનાઓ અને પરિજનો સર્વે એકદમ ત્યાં એકઠાં થઈ ગયાં, અને તેઓ બોલ્યાં કે—“હે નાથ! અમારો નિરપરાધીનો ત્યાગ કરીને તથા પોતાના આત્માને આવી વિડંબના પમાડીને તમે ક્યાં ચાલ્યા? અમે તમારા-વિના શરણરહિત છીએ.” આ પ્રમાણે અંતઃપુરના જનો વિલાપ કરતા હતા, તોપણ તેને ઉત્તર આપ્યાવિનાજ તે રાજર્ષિ ત્યાંથી આગળ ચાલ્યા. પરિજનાદિકનો વિલાપ સાંભળીને તે રાજાનો મુખ્ય મંત્રી ત્યાં આવ્યો, અને તે બોલ્યો કે—“હે દેવ! આ આપનું મુનિવેષસમાન આચરણ અચાનક ક્યાંથી?” તેનો પણ ઉત્તર આપ્યાવિના અંતઃપુરના જનો અને મંત્રીઓ જેની પાછળ ચાલતા હતા, એવા તે રાજર્ષિ નગરીની બહાર ઉદ્યાનમાં આવ્યા. ત્યાં તે પ્રત્યેકબુદ્ધ રાજર્ષિ ત્રસ અને સ્થાવર જંતુથી રહિત એવા બોધ આપવાલાયક સ્થાને બેઠા. તેમની સન્મુખ મંત્રીઓ અને અન્તઃપુરના જનો બેઠા. અને દર્પફ-લિક તથા ભુજફલિક કુમારો પણ પિતાની સમીપે આવીને બેઠા. પછી તેમને પ્રતિબોધ કરવા માટે પૂજ્ય મુનિવરે પાપરૂપી સર્પનું ઝેર ઉતારવાને જાંગુલી વિદ્યાસમાન ધર્મદેશના દેવાનો આરંભ કર્યો:—

“ભયનેજ વહન કરનાર એવા સંસારરૂપ અપાર સમુદ્રમાં ભ્રમણ કરતાં પ્રાણીને, વહાણથી ભ્રષ્ટ થયેલાને કોઈ દ્વીપ મળી જાય તેમ ચિરકાળે મનુષ્યભવરૂપ દ્વીપ પ્રાપ્ત થાય છે. હે ભવ્ય પ્રાણીઓ! તેવો મનુષ્ય-ભવ પામીને તમે નિરન્તર સન્માર્ગે ચાલનારા મુસાફર થાઓ, કે જેથી દુઃખરૂપી તીક્ષ્ણ કંટકો તમારા ચરણને વ્યથા કરી શકે નહીં. પૃથ્વી, આપ, અગ્નિ ને વાયુની સાત સાત લાખ; પ્રત્યેક ને સાધારણ વનસ્પ-

તિકાયની દશ ને ચૌદ લાખ; બેઇંદ્રી, તેઇંદ્રી ને ચૌરેંદ્રીની બે બે લાખ; દેવતા, નારકી ને તિર્યંચ પંચેન્દ્રિની ચાર ચાર લાખ અને મનુષ્યની ચૌદ લાખ—એ પ્રમાણે જીવોની સર્વ મળીને ચોરાશી લાખ યોનિઓ છે. તે યોનિઓમાં ઉત્પન્ન થવાથી જીવો જ્યાંસુધી મોક્ષને આપનારૂં સમ્યક્ત્વ પ્રાપ્ત કરતા નથી, ત્યાંસુધી અનેક પ્રકારનાં દુઃખો પામે છે." આ પ્રમાણે માયારહિત પ્રત્યેકબુદ્ધ ભગવાન્ ક્લેશનો નાશ કરનારી દેશના આપીને પૃથ્વીપર વિહાર કરવા લાગ્યા. તે વખતે મોટો કુમાર દર્પફલિક અને નાનો ભુજફલિક એ બન્ને ભાઇઓ માત્ર સમ્યક્ત્વનું ગ્રહણ કરીને શ્રાવક થયા. ત્યાર પછી મંત્રીઓએ અયોધ્યાનગરીમાં અમારા કાકા દૃઢધર્મા રાજા પાસે દૂત મોકલીને અમારા પિતાએ ચારિત્ર અંગીકાર કર્યાનું વૃત્તાંત નિવેદન કર્યું. ત્યારે તેણે આજ્ઞા કરી કે—"મોટા કુમાર દર્પફલિકને રાજ્યાસનપર બેસાડવો." તેની આજ્ઞાપ્રમાણે સર્વ રાજલોકોએ માન્ય કર્યું. પરંતુ એક સ્ત્રી, એક વૈદ્ય અને એક ભુજફલિકની માતા-એ ત્રણ જણે અમારા કાકાનું વચન માન્ય કર્યું નહીં. તેથી તે ત્રણે જણે એક મત કરીને પરલોકની અપેક્ષા રાખ્યાવિના તથા અપમાનને ગણ્યાવિના મને કાંઈક ઔષધ ખવરાવ્યું, જેથી હું તેજ વખતે ગાંડો થઈ ગયો. તેથી હું કોઈ વખત વસ્ત્ર કાઢી નાંખીને, કોઈ વખત વસ્ત્ર પહેરીને, કોઈ વખત ધૂળથી દેહને ધૂસર કરીને અને કોઇ વખત હાથમાં ઠીબનો કકડો લઈને ભ્રમણ કરવા લાગ્યો. ભમતાં ભમતાં એકદા હું આ વિંધ્યાચળપર્વતની ગુફાઓમાં આવ્યો. ત્યાં ક્ષુધા તૃષાથી હું અત્યંત પીડાવા લાગ્યો. તેથી પર્વતની નદીઓમાં સલ્લકી, હરીતકી, તમાલ અને આમલક વિગેરે વૃક્ષોના કંદ, ફળ, પુષ્પો વિગેરેથી ડોળાયેલા જળનું મેં ત્રણવાર પાન કર્યું. તે જળપાનથી તરતજ મારો ઉન્મત્તપણાનો દોષ નષ્ટ થયો, અને અનુક્રમે હું શુદ્ધ બુદ્ધિવાળો થયો. પછી સ્વસ્થ ચિત્તવાળો હું અત્યંત ક્ષુધાની પીડા થવાથી પુષ્પો અને ફળોની ઇચ્છાવડે આમ તેમ ફરતો હતો, તેવામાં મેં અનેક ભિલ્લ લોકોના મધ્યમાં રહેલા એક અતિ સ્વરૂપવાન પુરૂષને જોયો. તે પુરૂષ મને આ પલ્લીમાં લઇ આવ્યો. પછી અમને બન્નેને વારસ્ત્રીઓએ સ્નાન કરાવ્યું. ત્યાર પછી મેં તેની સાથે દેવાલયમાં જઇને ભગવાન્ જિનેશ્વરને પ્રણામ કર્યા. અને ભોજ-

નશાળામાં આવીને અમે યથારૂચિ ભોજન કર્યું. ત્યાર પછી અમે સુખેથી બેઠા. તે વખતે તે પુરૂષે મને કહ્યું કે—" હે ભદ્ર ! શા કારણથી આ નિર્જન અટવીમાં તારૂં આગમન થયું છે ? અને તને શ્રી જિનેશ્વરના વચનની પ્રાપ્તિ ક્યાંથી થઈ છે ? તે તું નિવેદન કર." ત્યારે મેં કહ્યું કે—" હું રત્નપુરીના રત્નમુકુટ નરેન્દ્રનો દર્પફલિક નામે પુત્ર છું. મારા પિતા પ્રત્યેકબુદ્ધ થયા છે, તેમની પાસેથી હું જિનધર્મ પામ્યો છું. અને કર્મના વશથી ફરતો ફરતો આ પલ્લીમાં આવ્યો છું." તે સાંભળીને તે પુરૂષે કહ્યું કે—" તું સોમવંશમાં ઉત્પન્ન થયેલો રત્નમુકુટ રાજાનો પુત્ર છે, તે બહુ સારૂં થયું. આપણા બન્નેનો એક જ વંશ છે. તેથી તું આ મારૂં રાજ્ય અંગીકાર કર." એમ કહીને તે પલ્લીપતિએ બીજા સર્વ પલ્લીપતિઓની સમક્ષ મને સિંહાસનપર બેસાડીને તે પલ્લીપતિઓને કહ્યું કે—" આજથી આ જ તમારો રાજા છે. હવે હું મારા મનનું ઇચ્છિત કરીશ." એમ કહીને તે પલ્લીપતિ ત્યાંથી નીકળી ગયો. તેની પાછળ તેના સેવક પલ્લીપતિઓ થોડે દૂર જઈને પાછા વળ્યા, અને હું તેમના કરતાં થોડો વધારે આગળ ગયો. ત્યાંથી પાછા વળતાં તેણે મને શિખામણ આપી કે—" હે વત્સ ! તારે જીવવધ કરવો નહીં, સારી રીતે પ્રજાનું પાલન કરવું, પ્રાણાંતે પણ અકૃત્ય કરવું નહીં, અને શ્રી જિનધર્મને વિષે કદાપિ પ્રમાદ કરવો નહીં." એમ કહીને તે પલ્લીપતિ ક્યાં ગયા તે કાંઈ જણાયું નહીં. પણ હું ધારૂં છું કે—કોઈક ગુરૂ પાસે જઇને તેમણે દીક્ષા લીધી હશે. હે કુમાર ! તે દિવસથી આરભીને હું તથા અમારા રાજ્યમાં બીજું કોઈ પણ અનીતિ કરતું નહીં. પરંતુ કેટલેક કાળે કર્મના વશથી મારૂં મન મોહથી ગ્રસ્ત થયું, હું સર્વ શિક્ષાવચનો ભૂલી ગયો, તેથી સર્વ પ્રકારે અન્યાય કરવા લાગ્યો. તેથી કરીને ફુટેલા ઘડામાં નાંખેલા જળની જેમ મારા હૃદયમાંથી જિનવચનનું રહસ્ય સર્વ જતું રહ્યું, અને સર્વ શિક્ષા પણ દુર્જનની પ્રીતિની જેમ લય પામી. તેથી મેં આ પુરૂષને હુકમ આપ્યો કે—' હું લોભથી આવી અવસ્થા પામ્યો છું. તેથી તારે મને હંમેશાં સ્મરણ થવા માટે લોહદંડવડે તાડન કરવું.' તેથી કરીને આ પુરૂષ મને હંમેશાં લોહદંડ મારે છે." તે સર્વ વૃત્તાંત સાંભળીને કુવલયચંદ્ર કુમાર બોલ્યો કે—" આ વૃત્તાંત સાંભળીને કોના

મનમાં આશ્ચર્ય ઉત્પન્ન ન થાય ? પ્રત્યેકબુદ્ધ થયેલા રત્નમુકુટ રાજા મહા સત્ત્વવાન્ છે; જિનેશ્વરે કહેલો માર્ગ પાળવો બહુ દુર્લભ છે, તથા મોહરૂપી પિશાચને જીતવો અતિ દુષ્કર છે. તો હે મહાશય ! તમે શિક્ષાવચન વિસરી જવાથી ખેદ શા માટે પામો છો ? તેનો પશ્ચાત્તાપ કરનાર એવા તમારે વિષે તે શિક્ષા હજુ સુધી પણ જેમની તેમજ રહેલી છે. તેથી તમે પાપનો ત્યાગ કરો, કેમકે તેવા અકૃત્યથી શું સારૂં ફળ થવાનું છે ? " આ પ્રમાણે કુમારે કહ્યું, ત્યારે તે પલ્લીપતિ બોલ્યો કે—" તમે કહ્યું તેમજ છે, તેમાં કાંઈ પણ સંદેહ નથી. પરન્તુ હે કુમાર ! વિજ્ઞાન, રૂપ, કલાકલાપ, વિનય, ચતુરાઈ અને દાક્ષિણ્યાદિક ગુણોએ કરીને તમે કોઈ મહાકુળને વિષે ઉત્પન્ન થયેલા મહા સાહસિક જણાઓ છો, પણ તમારૂં કયું કુળ છે અને શું નામ છે ? તે હું જાણતો નથી, માટે તે નિવેદન કરો." ત્યારે કુમાર બોલ્યો કે—" તમારા કાકા અયોધ્યાના રાજા દૃઢવર્માને કોઇ પુત્ર છે કે નહીં?" તે સાંભળીને પલ્લીપતિ દીર્ઘ નિઃશ્વાસ મૂકીને બોલ્યો કે—" મેં એક વખત કોઈ પથિકની પાસેથી સાંભળ્યું હતું કે—' દૃઢવર્મરાજાને રાજલક્ષ્મીના પ્રસાદથી પુત્રની પ્રાપ્તિ થઈ છે,' પરન્તુ પછીથી તેનું શું થયું તે હું જાણતો નથી." ત્યારે કુમારે કહ્યું કે—" હું જ તે દૃઢવર્મા રાજાનો કમળાદેવીના પ્રસાદથી પ્રાપ્ત થયેલો કુવલયચન્દ્ર નામનો પુત્ર છું." તે સાંભળીને " અહો ! તું જ મારો ભાઈ કુવલયચન્દ્ર ? " એમ કહેતાં તે પલ્લીપતિનાં બન્ને નેત્રોમાં અશ્રુનાં બિંદુ ઉત્પન્ન થયાં. પછી તે દર્પફલિકે કુમારને પૂછ્યું કે—" હે કુમાર ! તાપની ઋતુ વ્યતિત થયે સતે મેઘની જળધારાવડે પૃથ્વીતળને પૂર્ણ કરનાર, સર્વ જનોને આલ્હાદ ઉપજાવનાર, રાજહંસોને પ્રવાસ આપનાર, વિયોગી યુવાનોના મનરૂપી વનભૂમિને વિષે દાવાગ્નિસમાન, સમગ્ર કમળોનાં વનોને શાંતિ પમાડનાર, હર્ષ પામેલા મત્ત મયૂરો જેમાં કેકારવ કરી રહ્યા છે, જેમાં કળિકાળની જેમ સર્પના સમૂહો સંચાર કરે છે, ખરાબ રાજાની જેમ જેમાં સારા માર્ગનો નાશ થયો છે, સેવાળ અને જટિલ જાળવાળા માર્ગમાં લાગેલા કરોડો કાંટાઓથી જેમાં સંચાર કરવો મુશ્કેલ છે અને જળપૂરના પ્રવાહે કરીને જેમાં સેંકડો ગર્તા ( ખાડા ) પડેલા છે એવી અને પ્રચંડ પવનવડે ઉછાળેલા તથા આકાશને અડતા તરંગોવાળી

નદીઓનો સમૂહ જે ઋતુમાં દુર્લંઘ્ય છે, એવા આ વર્ષાઋતુના સમયમાં સ્વસ્થાનનો ત્યાગ કરીને તમે શા માટે પ્રવાસ કરવા નીકળ્યા છો ?" તે સાંભળીને કુમારે પોતાનું સર્વ વૃત્તાંત નિવેદન કર્યું. છેવટે કહ્યું કે—"હવે મારે વિજયાપુરીમાં કુવલયમાળાને બોધ પમાડવા જવાનું છે." પછી તે કુમારે તે પલ્લીમાં ત્રણ દિવસ સુખથી નિર્ગમન કરીને પલ્લીપતિને કહ્યું—"જો આપની આજ્ઞા હોય, તો હવે હું અહીંથી પ્રયાણ કરૂં." તેમણે કહ્યું—"જો તમારે અવશ્ય જવુંજ હોય તો હું બીજા કાર્યનો ત્યાગ કરીને તમારી કુશળતાને માટે સર્વ સૈન્યસહિત વિજયાપુરીસુધી સાથે આવું. કેમકે તમે એકલા છો, અને માર્ગથી અજાણ્યા છો." કુમારે કહ્યું કે—"તમારે ઘણાની સાથે વૈર બંધાયું છે, અને તમારી પાસે સૈન્ય થોડું છે, માટે તમારે મારી સાથે આવવું યોગ્ય નથી." તે સાંભળીને—"ત્યારે બહુ સારૂં, તમારૂં કલ્યાણ થાઓ." એમ બોલી પલ્લીપતિ દક્ષિણ તરફ ચાલેલા કુમારની પાછળ ચાલ્યો. થોડે દૂર જઈ કુમારને પ્રફુલ્લ વૃક્ષોના વનમાં લતામંડપોમાં અદૃશ્ય થયેલો જોઇ તે પલ્લીપતિ પાછો વળી પોતાને સ્થાને આવ્યો.

પછી પલ્લીપતિ માનવાયોગ્ય જનોનું સન્માન કરી, પ્રધાનમંડળની રજા લઈ, રાજ્યની વ્યવસ્થા કરી તથા દીનલોકોને દાન આપી પ્રવ્રજ્યા લેવા તૈયાર થયો. અને જેમનું શરીર તેના વિરહાગ્નિથી બળતું છે, એવી અંતઃપુરની સ્ત્રીઓએ દીનમુખથી જોવાતો તે પલ્લીપતિ વ્રત લેવાને માટે બહાર નીકળ્યો.

અહીં કુવલયચંદ્ર કુમાર પણ અનુક્રમે સન્માર્ગની જેમ અનેક ગિરિ, નદી અને મોટી અટવીનું ઉલ્લંઘન કરી માર્ગમાં આવેલા અનેક ગામ, આકર અને પુરમાં અનેક પ્રકારનાં કૌતુક જોતો જોતો મકરાકર (સમુદ્ર)ને તીરે આવેલી વિજયાપુરીએ પહોંચ્યો. તે નગરીમાં ઉચ્ચ જાતિની, કુલીન અને સ્નિગ્ધ તથા મુગ્ધ સખીયોવડે સેવાતી સ્ત્રીઓ વિરાજમાન હતી, તથા તે નગરીની બહાર પૃથ્વીસુધી નમ્ર થયેલા ઉંચા ચંબેલીનાં વૃક્ષોવાળા અને સ્નિગ્ધ તથા મુગ્ધ ભ્રમરાઓવડે સેવાતા અનેક આરામો (બગીચાઓ) પક્ષીઓથી સુશોભિત હતા. ત્યાં કરપીડન માત્ર સ્ત્રીઓના સ્તનનેવિષે હતું પણ પ્રજાને કોઈ

પ્રકારની પીડા નહોતી; ખંડન પણ સ્ત્રીઓના અધરનેજ થતું હતું પ્રજામાં કોઈનું ખંડન થતું નહોતું અને સ્નેહની (તેલની) હાની માત્ર, દીવાઓમાં જ થતી હતી, પણ ત્યાંના લોકોમાં સ્નેહ ( પ્રીતિ )ની હાની થતી નહોતી. તે પુરીમાં ભદ્રજાતિના આશ્રયથી સ્ફુરણાયમાન એવા ઉંચા હાથીઓ તથા ભદ્રજાતિથી મનોહર (ભદ્રિક) એવા મનુષ્યો વસતા હતા. તે નગરીમાં વસનારા પુરૂષો બે પ્રકારના **વિક્રમથી**[1] શોભતા હતા, બે પ્રકારે **સુવર્ણ**[2] અને **સશ્રીક**[3] હતા, તથા બે પ્રકારે **કલાકેલીપ્રિય**[4] હતા. તે નગરીમાં મનુષ્યોને કદાપિ જન્ય (યુદ્ધ) કે અજન્ય ( ઉત્પાત ) નહોતો, તેથી વધ કરવામાં અથવા મંદિરોમાં કોઈ પણ **માર્ગણ**[5] નહોતો. કુમાર ઘણા પંથવડે થાકી ગયેલો હોવાથી તે નગરીની ઉત્તર દિશાના ભાગમાં ક્ષણવાર વિશ્રામ લેવા બેઠો. પછી તેણે વિચાર્યું કે—" ગુરૂએ કહેલી વિજયાપુરીએ તો હું આવ્યો, પણ હવે કેવા ઉપાયથી કુવલયમાળાને મળવું ?" એમ વિચારીને કુમાર તરતજ ઉભો થયો, અને નગરી તરફ ચાલ્યો. તે નગરીનો પ્રાકાર ઉંચો અને સુવર્ણનો બનાવેલો હતો, તે પ્રાકારને નાના પ્રકારના રત્નના કાંગરાઓ હતા, અને તેને વિદ્રુમ-મણિ(પ્રવાળા)ના દરવાજાનાં દ્વાર હતાં. પુરીમાં પ્રવેશ કરી કેટલીક ભૂમિ તે ચાલ્યો, તેવામાં જળ ભરનારી કેટલીક સ્ત્રીઓની પરસ્પર થતી અનેક પ્રકારની વાતો તેના સાંભળવામાં આવી. તેમાં કોઈ એક સ્ત્રી બોલી કે—" આ કુવલયમાળા, કુમારીકા અવસ્થામાંજ મૃત્યુ પામશે, પણ તેને કોઈ પરણશે નહીં." બીજી સ્ત્રી બોલી કે— " બ્રહ્માએ તેણીના વિવાહની રાત્રી નિર્માણજ કરી નથી. કેમકે રૂપ, યૌવન, વિલાસ અને સૌભાગ્યથી ગર્વ પામેલી તે કુવલયમાળા કુળ, રૂપ અને લાવણ્યાદિકથી સંપૂર્ણ એવા રાજપુત્રોને પણ ઇચ્છતી નથી." આપ્રમાણે સ્ત્રીઓની વાતો સાંભળતો કુમાર આગળ ચાલ્યો. માર્ગમાં

---

૧ વિક્રમ–ગતિ અને પરાક્રમ. ૨ સારા વર્ણ–શરીરના રંગવાળા અને સારા વર્ણ–જાતિવાળા. ૩ સારી શોભાવાળા અને સારી લક્ષ્મીવાળા. ૪ કળાને કેલી (ક્રીડા) જેને પ્રિય છે એવા અને કળાવંત મનુષ્યો જેને પ્રિય છે એવા. ૫ વધ કરવામાં માર્ગણ–બાણનો ઉપયોગ નહોતો, મંદિરોમાં માર્ગણ–યાચક જન નહોતા.

અનેક દેશોથી આવેલા વેપારીઓની વિચિત્ર ભાષાઓ સાંભળતો, દુકાનોની શ્રેણીના માર્ગમાં વણિકોની વિવિધ પ્રકારની વાતચીતો સાંભળતો તથા નાગરિક સ્ત્રીઓનાં શ્વેત અને નિર્મળ નેત્રોની માળાથી પૂજાતો તે કુમાર અનુક્રમે વિજયસેન રાજાના રાજદ્વાર પાસે આવ્યો. તેનું દ્વાર મયૂરપિચ્છનાં બનાવેલાં સેંકડો છત્રોથી વ્યાપ્ત હતું, અનેક સેવકજનો નિરંતર ગમનાગમન કરતા હતા. તેમના ઉંચા પ્રકારના અશ્વોએ તે રાજદ્વારના ભૂમિતળને પોતાની કઠોર ખરીઓવડે ખોદી નાંખેલું હતું. બંદિલોકોનો સમૂહ રાજાના સેંકડો ગુણગ્રામની સ્તુતિ કરતો હતો તેથી સર્વ દિશાઓ મુખરિત (વાચાળ) થઈ ગયેલી લાગતી હતી, અને શત્રુના સમુદાયનું નિવારણ કરનાર હસ્તીઓના ગંડસ્થળની ઉપરથી ઝરતા મદના જળવડે તેનું આંગણું કાદવવાળું થયેલું હતું. ત્યાં કુમારે સર્વ રાજપરિવારને કરતલ ઉપર મુખકમળ રાખીને ચિંતાતુર બેઠેલા જોયા, તેથી તેણે કોઈ રાજપુરૂષને ચિંતાનું કારણ પૂછયું; ત્યારે તે રાજપુરૂષ બોલ્યો કે—" હે મહાસત્ત્વવાન્! આ કાંઈ દુઃખની ચિંતા નથી, પરંતુ રાજાની પુત્રી કુવલયમાળા પુરૂષ-દ્વેષિણી થયેલી છે, તેણીએ ગાથાનો એક પાદ કાગળ ઉપર લખીને રાજદ્વારમાં લટકાવ્યો છે. તે પાદને આધારે જે પુરૂષ બીજાં ત્રણ પાદ રચી આખી ગાથા પૂર્ણ કરી આપે, તે પુરૂષ તેણીનો પતિ થાય, બીજો કોઈ નહીં. એવી તેણે પ્રતિજ્ઞા કરી છે. તેથી કરીને સમગ્ર રાજલોક તે ગાથાને પૂર્ણ કરવા પોતાની બુદ્ધિપ્રમાણે વિચાર કરે છે." કુમારે કહ્યું કે—" કોઈ માણસ તે ગાથાનાં ત્રણ પાદ બીજાં રચીને ગાથા પૂર્ણ કરે પણ રાજપુત્રીના ધારવાપ્રમાણે તે ગાથા પૂર્ણ થઈ કે નહીં તેને માટે શી સાબીતિ છે?" ત્યારે રાજપુરૂષ બોલ્યો કે—" માત્ર એક કુવલયમાળા જ તે આખી ગાથાને જાણે છે, તેણીએ પોતે તે ગાથાનાં બાકીનાં ત્રણ પાદો પત્રમાં લખીને કવરમાં નાંખી તે ઉપર રાજાની મુદ્રાથી સીલ કરાવી તે પત્ર કોશાગારમાં મૂક્યો છે." તે સાંભળીને કુમારે વિચાર્યું કે " અહો ! માયાદિત્યની માયા બરાબર પ્રગટ થઈ." તેવામાં રાજદ્વારમાં લોકોનો સમુદ્ર જેવો ગંભીર કલકલ શબ્દ થયો. પ્રલયકાળની જેમ તે સમયે સર્વ લોકોનાં હૃદય ક્ષોભ પામેલાં જોઈને કુમારે વિચાર્યું કે—" આ

અવસરવિનાનો ઉત્પાત શો? 'શાંતિ કરવા જતાં ઉલટી બલા વળગે' તે કહેવત સત્ય થઈ." એમ વિચારતો કુમાર પેલી ગાથાનું નિરૂપણ કરવા જાય છે, તેટલામાં આલાનસ્તંભને ઉખેડી નાંખીને તથા મજબૂત પાદબંધનને પણ તોડી નાંખીને મહામદથી ઉન્મત્ત થયેલા **જયકુંજર** નામના હાથીને, પોતાની સન્મુખ આવતો કુમારે જોયો. પર્વતની જેવો ઉંચો અને હિમાલયની જેવો શ્વેત તે હાથી ગતિના વેગથી વાયુને પણ જીતતો હતો. સાક્ષાત્ યમરાજની જેવા તે ક્રોધી હસ્તિને જોવા માટે રાજા કુવલયમાળાસહિત પ્રાસાદની અગાશીપર ચઢ્યો. ત્યાંથી કુવલયચંદ્ર કુમારની નજીક જ આવતા હસ્તીને જોઈને રાજાએ ઉંચે સ્વરે કહ્યું કે—"હે ભદ્રક! તું બાળક છે, માટે જલદીથી પાછો હઠી જા." આ પ્રમાણે રાજાનું વચન સાંભળીને ક્રોધથી રક્ત નેત્રવાળો તથા અધિક તેજથી દીપતો કુમાર જયકુંજરને સહસા વશ કરીને તેના બે દાંત ઉપર બે પગ મૂકી તેના કુંભસ્થળ ઉપર આરૂઢ થયો. પછી ત્યાં જ રહીને કુમારે આ પ્રમાણે કુવલયમાળાની સમસ્યાવાળી ગાથા પૂર્ણ કરી.

**कोसंबि धम्मनंदणमूले दिरकातवं च काऊण।**
**कयसंकेया जाया, पंचवि पउमे विमाणंमि ॥ १ ॥**

**ભાવાર્થ**—"કૌશંબી નગરીને વિષે ધર્મનંદન ગુરૂના પાદમૂળમાં દીક્ષા ગ્રહણ કરીને તથા તપ કરીને જેમણે સંકેત કર્યો હતો એવા તે પાંચે જણ પદ્મવિમાનમાં ઉત્પન્ન થયા હતા."

આ ગાથા સાંભળીને—"મારી સમસ્યા આણે પૂર્ણ કરી." એમ બોલતી કુવલયમાળાએ મકરંદના ગંધમાં લુબ્ધ થઈને આવેલા ભ્રમરસમૂહના શબ્દથી મુખરિત થયેલી શ્વેતપુષ્પોના વરમાળા કુમારને માટે મોકલી. તે માળાને કુમારે પોતાના કંઠકંદલમાં આરોપણ કરી. પછી જેના શરીર ઉપર રોમાંચનું કવચ થઈ ગયું છે એવા રાજાએ કહ્યું કે—"હે પુત્રી કુવલયમાળા! તેં બહુ સારા વરને પસંદ કર્યો." તે વખતે તે સમસ્યા પૂર્ણ થવાથી રાજલોકોએ પણ 'જય જય' શબ્દ કર્યો, અને તેઓ બોલ્યા કે—"અહો! આ પુરૂષ કોઈ દિવ્ય પ્રભાવવાળો છે." ત્યારપછી કુમારના અનુપમ ગુણસમૂહને

જોઈને હર્ષથી પૂર્ણ થયેલા દેવોએ અદશ્ય રહીને તે કુમારની ઉપર આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ કરી. "ભાગ્યવાન્ પુરૂષોને આ દુનિયામાં શું ન્યૂન હોય છે ?"

પછી દૃઢવર્મા રાજાએ પ્રથમથી મોકલેલો માલવરાજાનો પુત્ર મહેન્દ્રકુમાર કે જેને તેમણે પુત્ર તરીકે રાખ્યો હતો, તે એકદમ જયકુંજર હાથી પાસે આવીને બોલ્યો કે—"ચન્દ્રવંશમાં મુક્તાફળ-સમાન, કળાસમૂહના કુળઘરસમાન, દાનચતુર તથા પ્રણયી જનને વત્સલ એવા હે દૃઢવર્મ રાજાના પુત્ર કુવલયચન્દ્ર કુમાર.! તમે જય પામો, જય પામો." તે સાંભળીને કુમારે તે મહેન્દ્રકુમારને ઓળખ્યો, તેથી તેને પોતાના જયેષ્ઠબંધુ સદશ માનતા સતા પ્રીતિથી જેનું મન આનંદ પામ્યું છે, એવા કુવલયચન્દ્ર કુમારે તેને જયકુંજર હાથીના સ્કંધપર બેસાડીને પોતાના પિતા તથા માતાનું કુશળ વૃત્તાંત પૂછ્યું. અને "તમે પણ કુશળ છો ?" એમ પૂછ્યું. તે વખતે વિજયસેન રાજા પણ કુમાર પાસે આવીને બોલ્યો કે—"અહો ! કેટલાં આશ્ચર્ય ! એક તો આ કુમાર સ્વરૂપવાન્ અને ભાગ્યવાન્ છે, બીજું તેણે જયકુંજર હાથીને વશ કર્યો, ત્રીજું આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ થઈ, ચોથું તેણે સમસ્યાને પૂર્ણ કરી, પાંચમું મારી પુત્રી તેનાપર પ્રીતિવાળી થઈ, અને છઠ્ઠું એ દૃઢવર્મ રાજાનો પુત્ર ઠર્યો. અહો ! આ સર્વ આશ્ચર્યો ચિત્તને ચમત્કાર ઉપજાવનારાં છે. કુવલયમાળા પુત્રીને જે પ્રાપ્ત કરવા લાયક હતું, તે તેણે પ્રાપ્ત કર્યું છે. હે પુત્રી ! આ ઉત્તમ પુરૂષની પ્રાપ્તિને માટે જ તેં અત્યારસુધી પુરૂષપરનો કૃત્રિમ દ્વેષ પ્રગટ કર્યો હતો એમ જણાય છે. 'આ પુત્રી પરણશે' એવું કોઈ જૈને કહેલું વચન પણ આજે સત્ય થયું છે. હે વત્સ કુવલયચંદ્ર ! હવે આ હાથીને તેના માવતને સોંપીને તમે પ્રાસાદમાં ચાલો." તે સાંભળીને મહેન્દ્રકુમારને સાથે લઇને કુમાર પ્રાસાદમાં ગયો, ત્યાં સિંહાસનપર બેઠેલા રાજાને નમન કરી પોતે યથાયોગ્ય આસનપર બેઠો. પછી પિતાની આજ્ઞાથી કુવલયમાળા કુમારને સ્નેહયુક્ત દૃષ્ટિથી જોતી અંતઃ-પુરમાં ચાલી ગઈ.

રાજાએ કુમારને પૂછ્યું કે—"હે વત્સ ! આવો કાપડીનો વેષ ધારણ કરીને તમે એકલા અહીં દૂર દેશમાં શી રીતે આવ્યા ?" કુમારે

કહ્યું કે—" તે સર્વ આપ જાણો છો. પરંતુ કર્મના વશથી ફરતો ફરતો આજેજ હું આ નગરીમાં આવ્યો છું." રાજાએ કહ્યું—" હે મહેન્દ્ર-કુમાર! જેનું આગમન તમે અમને પૂછયું હતું, તેજ આ દૃઢવર્મ રાજાના પુત્ર?" મહેન્દ્રકુમારે વિનયપૂર્વક જણાવ્યું કે—" હે સ્વામી! હા, તે જ આ છે." પછી કુવલયચન્દ્રે પૂછયું કે—" તમારૂં અહીં આગમન કેમ થયું?" મહેન્દ્રે કહ્યું કે—" હે દેવ! સાંભળો. જે વખતે અશ્વકેલિમાં પ્રવૃત્ત થયેલા એવા તમારૂં સમુદ્રકલ્લોલ નામના અશ્વે સર્વ રાજલોકના દેખતાં આકાશમાં ઉડીને હરણ કર્યું, તે વખતે ક્ષણવારમાંજ તે અશ્વ અદૃશ્ય થયો. તેથી સર્વ સૈન્યસહિત રાજા તમારી પાછળ અત્યંત દૂર સુધી ચાલ્યા, તોપણ તમારી પ્રવૃત્તિ સાંભળી નહીં. પરંતુ કોઈ એક પ્રદેશમાં તેમનો પવનાવર્ત અશ્વ પડી ગયો અને મૃત્યુ પામ્યો. તે વખતે તમારા વિયોગથી અને પવનાવર્તના મૃત્યુથી અત્યન્ત દુઃખી થયેલા રાજા પણ મૂર્છા ખાઇને પૃથ્વીપર પડ્યા. અમોએ તેને કદલીપત્રથી પવન નાંખી આશ્વાસન કર્યું. ત્યારે રાજા સાવધ થઇ કર્મનો વિપાક જાણતાં છતાં પણ બાળકની જેમ વિલાપ કરવા લાગ્યા કે—" વિક્રમના આધારભૂત, સુન્દર આકૃતિવાળા અને ગુણના સમુદ્ર, એવા હે કુમાર! તું મને અનાથને તજીને કયા કર્મવડે એકલો ચાલ્યો ગયો?" એપ્રમાણે બહુ રીતે વિલાપ કરતા રાજાને મંત્રીજનો બોધ કરવા લાગ્યા કે—" હે દેવ! પૂર્વે સગરચક્રીના સાઠ હજાર પુત્રોને જવલનપ્રભ નામના નાગરાજે ક્રોધ ઉત્પન્ન થવાથી પોતાના પ્રસરતા વિષરૂપી અગ્નિની જવાળાવડે એક ક્ષણમાં બાળીને ભસ્મ કરી નાખ્યા હતા. તો પણ સગરરાજાએ પોતાના ચિત્તમાં શોકને સ્થાન આપ્યું નહોતું. તો હે નાથ! આ કુમારને તો કોઈ દેવ હરણ કરી ગયો છે, તેથી તેની ખબર થોડા વખતમાં અવશ્ય આપણને મળશે, માટે હે દેવ! અધૈર્યને છોડીને આપ સર્વથા ધીર પુરૂષના માર્ગનું અવલંબન કરો." આ પ્રમાણે મંત્રી વિગેરેએ બોધ પમાડેલા રાજા ત્યાંથી પાછા વળીને પોતાના પ્રાસાદમાં આવ્યા. હે કુમાર! જે દિવસે તમારો પ્રવાસ થયો છે તેજ દિવસથી તમારીજ સાથે સર્વ લોકોના સુખનો પણ પ્રવાસ થયો છે. તમારા વિયોગથી મહાદુઃખ પામેલી તમારી માતાએ પણ નિરંતર પડતા અશ્રુજળવડે પૃથ્વીને કાદવવાળી કરી

નાખી છે. હે દેવ! તમારા દુઃસહ વિયોગરૂપી અગ્નિની બળતી જવાળાથી ભય પામ્યા હોય, તેમ તમારા અનુજીવિઓના પ્રાણો પણ પલાયન કરવાને ઇચ્છે છે. હે દેવ! તમારી સાથે રહેવાથી કોઈએ કાંઈ પણ દુઃખ અનુભવ્યું નથી, પરંતુ આજે તો તમારા વિયોગથી સઘળા મનુષ્યોની લક્ષ્મી ( શોભા ) અકૃતજ્ઞી અથવા અજ્ઞાની પુરૂષો પાસે ચાલી ગઈ છે. તમારા વિયોગથી અન્તઃપુરની સ્ત્રીઓ તથા નગરીના સમગ્ર લોકો દુઃખી થયા છે, તેમાં તો શું કહેવું? પરંતુ નાનાં બાળકો પણ સ્તનપાન કરવામાં આદરરહિત થયાં છે. જે બાળકો તમારાવિના એક ક્ષણવાર પણ રહી શકતા નહીં, તેઓએ તમારા વિયોગથી અત્યન્ત દુઃખી થઈને આહારનો ત્યાગ કર્યો છે; તમારા વિયોગથી દુઃખી થયેલાં સારિકા અને પોપટ વિગેરે પક્ષિઓએ પણ ભોજનનો ત્યાગ કર્યો છે તો પછી બીજાની શી વાત કરવી? તમારા વિયોગે પુરીના લોકોને સજીવ છતાં પણ નિર્જીવ અને ચૈતન્યવાળા છતાં પણ ચૈતન્યરહિત કર્યા છે. હે દેવ! તમારી શોધ કર્યાવિનાનો કોઈ પણ પ્રદેશ બાકી રહ્યો નથી, તોપણ દૈવને આધીન એવા પુરૂષોને તમારી વાત પણ કોઈ જગ્યાએથી મળી શકી નહીં. ભયંકર ગ્રીષ્મ-ઋતુના નિયોગથી તળાવ જેમ જળવડે ક્ષીણ થાય, તેમ તમારા વિયોગથી રાજા પણ કાંતિવડે અત્યન્ત કૃશ થયા છે. હે કુમાર! આ રીતે કેટલોક કાળ વ્યતીત થયા પછી એકદા પ્રતિહારીએ આવીને રાજાને વિજ્ઞપ્તિ કરી કે—"હે દેવ! કોઈ પોપટ આપના દર્શનની અભિલાષા કરે છે." રાજાએ કહ્યું—"શું પોપટ પણ કુમારની ખબર જાણે છે?" એમ કહી રાજાએ તેને પ્રવેશ કરાવવાની આજ્ઞા આપી, એટલે પોપટે પ્રતિહારીની સાથે રાજાના ચરણપાસે આવી વિજ્ઞપ્તિ કરી કે—"હે દેવ! સાંભળો. કુવલયચંદ્રકુમાર કુશળ છે." તે સાંભળીને રાજાએ પુત્રની જેમ તેને પોતાના ઉત્સંગમાં બેસાડીને કહ્યું કે—"હે કુમારતુલ્ય વત્સ! તેં કુમારને ક્યાં જોયો? અને તેને જોયાને કેટલો કાળ થયો?" તે સાંભળીને સંદેશો લાવનાર દૂતની જેમ તે પોપટે સ્પષ્ટ અક્ષરોથી અશ્વના હરણથી આરંભીને કુવલયમાળાએ શોભાવેલી વિજયાપુરી તરફ ગમન કરવા પર્યંતનું તમારૂં સર્વ વૃત્તાંત રાજા પાસે નિવેદન કર્યું. તે સાંભળીને રાજા વિકસ્વર રોમાંચરૂપ

કવચથી વ્યાપ્ત થયા, અને પોતાને પ્રફુલ્લિત સ્નેહસાગરના મધ્યમાં વર્તતો માનવા લાગ્યા. પછી તે બોલ્યા કે—"આજે આ પોપટે કહેલા પુત્રના કુશળ વૃત્તાંતને સાંભળવાથી મને જે આનંદ થયો છે, તેવો આનંદ મને કોઈ પણ વખત હસ્તીઓ, માંડલિક રાજાઓ અને અશ્વના સમૂહોવડે પણ થયો નથી." પછી સહકારાદિ સ્વાદુ ફળવડે શુકનો સત્કાર કર્યો. ત્યાર બાદ શુક ત્યાંથી પોતાના નિવાસસ્થાન તરફ ગયા પછી રાજાએ મને કહ્યું કે—"હે મહેન્દ્ર ! હું વિજયાપુરી તરફ જવા ઇચ્છું છું." ત્યારે મેં વિજ્ઞપ્તિ કરી કે—"હે દેવ ! મનેજ ત્યાં જવાની આજ્ઞા આપો. કેમકે માર્ગ વિષમ હોવાથી આપને ત્યાં જવું યોગ્ય નથી." તે સાંભળીને રાજાએ બીજા રાજપુત્રો સહિત મને તમારી પ્રવૃત્તિને માટે અહીં મોકલ્યો. અહીં આવ્યાને મને ગ્રીષ્મઋતુનો એક માસ તથા વર્ષાઋતુના ત્રણ માસ વ્યતીત થયા છે. એકદા પ્રભુની જેમ આ વિજયસેન રાજાને પ્રણામ કરીને મેં વિજ્ઞપ્તિ કરી કે—"હે દેવ ! દૃઢવર્મ રાજાના પુત્ર કુવલયચન્દ્ર આપની પાસે આવ્યા છે કે નહીં ?" ત્યારે આ સ્વામીએ મને કહ્યું કે—"તેની અમને બીલકુલ ખબર નથી, પરંતુ હે મહેન્દ્ર ! તું અહીં જ રહીશ તો કેટલેક દિવસે પણ કુવલયચન્દ્રનો મેળાપ થશે." આ પ્રમાણે રાજાનું વચન અંગીકાર કરીને હું ત્રિકમાં, ચતુષ્કમાં, ચૌટામાં, દેવાલયમાં, પરબોમાં, અન્નક્ષેત્રોમાં, ઉદ્યાનોમાં અને વિહારોમાં તમારી શોધ કરતો અહીં જ રહ્યો. આજે મારૂં જમણું નેત્ર તથા જમણો હાથ ફરકવાથી મને આપનાં દર્શન થવાનો સંભવ થયો અને સર્વ ઇન્દ્રિયોને પ્રીતિ કરનારૂં તમારૂં દર્શન પણ થયું." આ પ્રમાણે સર્વ વૃત્તાંત સાંભળીને વિજયસેન રાજાએ કહ્યું કે—"કુવલયચન્દ્રકુમાર અહીં આવ્યા, તે બહુ સારૂં થયું. હે કુમાર ! તમારાવડે અમે ધન્ય પુરૂષોમાં પણ ધન્ય થયા છીએ. હવે તમે તમારે માટે નિર્ણય કરેલા નિવાસસ્થાને ( ઉતારે ) જાઓ. હું જોશીને બોલાવીને કુવલયમાળાના પાણિગ્રહણનું મુહૂર્ત નક્કી કરી તમને કહેવરાવું છું." આ પ્રમાણે કહી રાજા ઉભા થયા. એટલે કુમાર પણ મહેન્દ્રને સાથે લઇને રાજાએ આપેલા નિવાસસ્થાનમાં ગયો.

ત્યાં તે બન્ને કુમાર સ્નાન તથા ભોજન કરીને સુખેથી બેઠા,

તેવામાં રાજાએ મોકલેલી પ્રતિહારી આવીને બોલી કે—"હે કુમાર! રાજા આપને કહેવરાવે છે કે કુવલયમાળાના પાણિગ્રહણ માટે જોશીએ લગ્નશુદ્ધિ જોઈ પરંતુ હાલમાં સર્વ ગ્રહોના બળવાળું મુહૂર્ત આવતું નથી. તેથી તમારે અત્યંત ઉત્સુક મનવાળા ન થવું. હાલમાં તમે પોતાના ઘરની જ જેમ અહીં રહીને ક્રીડાસુખનો અનુભવ કરો." એ પ્રમાણે નિવેદન કરીને તે પ્રતિહારી ચાલી ગઈ. એટલે મહેન્દ્રે કુમારને કહ્યું કે—"હજુ લગ્ન તો ઘણું દૂર જણાય છે, તેથી શ્રીદૃઢવર્મ મહારાજાને તમારા આગમનનું વૃત્તાંત વિજ્ઞપ્તિવડે (પત્રદ્વારા) જણાવું છું." એમ કહીને મહેન્દ્ર ત્યાંથી ઉઠ્યો. ત્યારપછી કુમારે એકલા પડતાં વિચાર્યું કે—"હું મહા વિષમ માર્ગનું ઉલ્લંઘન કરીને અહીં આવ્યો, અને મેં મુનિના કહેવા પ્રમાણે ગાથાની પૂર્ત્તિ પણ કરી, તોપણ કુવલયમાળાનો સમાગમ તો અદૃષ્ટાધીન જણાય છે. હું તેણીને પરણું એવું મારૂં ભાગ્ય જણાતું નથી. પરંતુ હવે શો ઉપાય કરવાથી હું તેણીને ફરીને જોઈ શકું? જો કદાચ સ્ત્રીનો વેષ ધારણ કરીને કોઈ દાસીની સાથે કન્યાના અન્તઃપુરમાં જાઉં, તો તે સત્પુરૂષના આચારને યોગ્ય કહેવાય નહીં, તેમજ તે રાજવિરૂદ્ધ કહેવાય. જેના પ્રચંડ ભુજદંડમાં અસાધારણ શક્તિની વ્યક્તિ છે, તે લોકમાં નિંદ્ય એવા સ્ત્રીવેષને કેમ ધારણ કરે? જો કદાચ તેણીના સખીજન સાથે સંકેત કરીને તેણીનું હરણ કરી જાઉં, તો તે કાર્ય પણ કુલીન પુરૂષને યોગ્ય જણાતું નથી." આવી રીતે કુમાર વિચાર કરે છે તેવામાં મહેન્દ્રકુમાર ત્યાં આવ્યો અને કુમારને કહ્યું કે—"મેં તમારા અહીં આવવા સુધીનું સર્વ વૃત્તાંત પિતાશ્રીને જણાવી દીધું છે, પરંતુ હે કુમાર! તમારૂં ચિત્ત અત્યારે અસ્વસ્થ કેમ જણાય છે?" કુમારે કહ્યું કે—"પિતાને ખબર મોકલ્યા તે તમે બહુ સારૂં કર્યું, પરંતુ આટલેબધે દૂર દેશ આવ્યા છતાં વિજયસેન રાજા પોતાની પુત્રી મને આપશે કે નહીં? એ વિચારથી મારા મનમાં ખેદ ઉત્પન્ન થયો છે." મહેન્દ્રે કહ્યું કે—"તમે જે વિચાર કર્યો તે સર્વ મિથ્યા છે. કેમકે કુળ, શૌર્ય, લાવણ્ય, અનુપમ રૂપ, યૌવન, વિજ્ઞાન અને કળાના ભંડારરૂપ તમારા જેવો બીજો કોઈ વર નથી કે જેને તે પોતાની પુત્રી આપે. માટે તેણીને તમે જ પરણશો." આ

પ્રમાણે કહીને મહેન્દ્રકુમાર અનલ્પ વિકલ્પરૂપી તરંગોની શ્રેણીથી જેનો હૃદયસાગર આકુળ વ્યાકુળ થયો છે, એવા કુમારને શાંત પાડતો હતો, તેવામાં એક દાસીએ આવીને વિજ્ઞપ્તિ કરી કે "હે કુમાર! મારી સ્વામિની કુવલયમાળાએ પોતાના જ કરતલથી ગુંથેલી આ માળા મોકલી છે, તથા આ કૃત્રિમ કર્ણપૂર (કર્ણનું ભૂષણ) મોકલ્યું છે." તે સાંભળીને સુખસંદોહ (સુખસમૂહ) રૂપી મહાસાગરનું મથન કરતાં દેવોએ હરણ કરેલા અમૃતની જેમ કુમારે તે માળા તથા કર્ણપૂર ગ્રહણ કર્યાં. તે કર્ણપૂરની તળે પતિને વિષે ઉત્કંઠિત થઈ હોય તેવી એક રાજહંસીને ચિત્રેલી જોઈને કુમારે ઘણીવાર સુધી કુવલયમાળાની વિજ્ઞાનકુશળતાની પ્રશંસા કરી. પછી કુમારે તે દાસીને કહ્યું કે—"હે ભદ્રે! અત્યારે આ સૂર્ય અસ્તાચળ પર્વતની ચૂલાનું અવલંબન કરનાર થયો છે. તેથી અમે સંધ્યાકાળની ક્રિયા કરશું; તું પણ હવે જા, અને તેણીની પાસે જેમ ઠીક લાગે તેમ સર્વ સુંદર હકીકત નિવેદન કરજે, કેમકે તું પોતે જ ઉચિત બોલવામાં નિપુણ છે." તે સાંભળીને કુમારનું વચન અંગીકાર કરી તે દાસી પોતાને સ્થાને જવા નીકળી. પછી કુમારે સંધ્યાસંબંધી કાર્ય કરી, ધોયેલાં શ્વેત વસ્ત્રો ધારણ કરી તથા જિનેશ્વરને નમસ્કાર કરવાપૂર્વક ચતુર્વિંશિકા સ્તવવડે સર્વ પ્રભુની સ્તુતિ કરીને સમવસરણમાં રહેલા અને જગત્જીવોના બંધુસમાન શ્રીનાભિનંદન-(ઋષભ સ્વામી)ને વંદના કરી.

પછી મહેન્દ્રકુમારની સાથે નિદ્રાના સુખનો અનુભવ કરીને પ્રાતઃકાળ થતાં કુમાર શય્યામાંથી ઉઠ્યો. તે વખતે સૂર્ય ઉદયાચળ પર્વતના શિખરપર આરૂઢ થયો. થોડી વારે એક મધ્યમ વયની સુંદર સ્ત્રી **ભોગવતી** નામની વૃદ્ધ દાસીસહિત કુમારપાસે આવી. તે વૃદ્ધ દાસીએ કાંઈક આગળ આવીને કુમારને વિજ્ઞપ્તિ કરી કે—"હે કુવલયચંદ્રકુમાર! આ કુવલયમાળાની માતા છે." તે સાંભળીને તરત જ કુમારે સસંભ્રમવડે તેમને આસન આપી તેણીનું સન્માન કર્યું. તે કુમારનો એવો ઉપચાર જોઈને હર્ષ પામેલી વૃદ્ધા બોલી કે—"હે વત્સ! તમે પરની પીડા જાણો છો, તેથી હું તમારી પાસે કાંઈક નિવેદન કરૂં છું, તે સાંભળો.—આ વિજયાપુરીમાં વિજયસેન રાજા

છે, તેને રૂપવડે દેવાંગનાઓને પણ હસનારી આ **ભાનુમતી** નામે પટ્ટરાણી છે. આ દેવીને કાંઈ પણ સંતતિ નહોતી. તેથી મહા દુઃખ પામતી આ અપત્યરહિત દેવીને અનેક દેવતાઓના આરાધનથી સેંકડો મનોરથે કરીને અસાધારણ ગુણો અને કળાઓની ભૂમિરૂપ એક પુત્રી થઈ. તેનું નામ સ્વપ્નમાં જોયેલી કુવલયની માળાને અનુસારે **કુવલયમાળા** પાડેલું છે. તે પુત્રી મારાવડે દ્વિતીયાના ચંદ્રની રેખાની જેમ વૃદ્ધિ પામીને હાલ યુવાવસ્થાની લક્ષ્મીને પામેલી છે. તેના પિતાએ તેણીને માટે રૂપ, લાવણ્ય અને ગુણથી શોભતા અનેક રાજપુત્રો જોયા, પરંતુ પુરૂષઉપર દ્વેષ રાખતી તે પુત્રીએ કોઈપણ રાજપુત્રની ઇચ્છા કરી નહીં. મેં પણ તેણીને ઘણે પ્રકારે શિખામણ આપી, તો પણ તેણીએ પુરૂષને વિષે જરા પણ પ્રીતિ ધારણ કરી નહીં. તેથી તેનાં માતપિતા મનમાં અત્યંત દુઃખી થયાં, તે જ પ્રમાણે સર્વ મંત્રીઓ તથા રાજલોકો પણ દુઃખી થયા. ત્યાર પછી એકદા પ્રતિહારે આવીને રાજાને નિવેદન કર્યું કે—" હે દેવ ! બહાર ઉદ્યાનમાં કોઈ દિવ્યજ્ઞાનને ધારણ કરનાર વિદ્યાધર મુનિ આવ્યા છે. " તે સાંભળીને રાજાએ કુવલયમાળાને સાથે લઈ પરિવારસહિત ત્યાં જઈને તે મુનિને વંદના કરી. એટલે તે મુનિએ ધર્મલાભરૂપ આશીર્વાદ આપી સંસારનું સમગ્ર અનિત્યાદિક સ્વરૂપ દેશનાદ્વારે પ્રગટ કર્યું. તે સાંભળીને મુનિને ફરી વંદના કરી રાજાએ પૂછ્યું કે—" હે ભગવાન્ ! આ મારી પુત્રી પુરૂષપર દ્વેષવાળી છે, તે કોની સાથે કયે વખતે અને શી રીતે પરણશે ? " તે સાંભળીને મુનિએ જ્ઞાનના અતિશયથી સર્વ હકીકત જાણીને કૌશાંબી નગરીમાં તેના પૂર્વભવના જીવ માયાદિત્યે કરેલી માયા, ત્યાંથી સ્વર્ગમાં ઉત્પન્ન થઇને પ્રતિબોધ કરવાનો કરેલો સંકેત, કુવલયમાળાનો જન્મ, રાજદ્વારમાં અવલંબિત કરેલી ગાથાની પૂર્તિરૂપ નિશાની, જયકુંજરનું વશ કરવું, અને કુવલયચંદ્ર સાથે પાણિગ્રહણ, વિગેરે સર્વ વૃત્તાંત રાજાને કહ્યો. પછી તેઓ આકાશમાં ઉત્પતી ગયા. તેમણે કહેલી સર્વ હકિકત સાંભળીને રાજાને હર્ષ થયો. અને હે કુમાર ! ત્યાર પછી અનુક્રમે તમે પણ જયકુંજરને વશ કરીને તથા ગાથાની પૂર્તિ કરીને પ્રગટ થયા. હવે તમે આવ્યા છો તે દિવસથી કુવલયમાળા તમારા દુઃસહ વિરહાગ્નિથી બળે છે, કામદેવના બાણવડે તેનું શરીર

જર્જરિત થઈ ગયું છે, અને વચનવડે કહી ન શકાય એવી કામની નવમી અવસ્થાનો અનુભવ કરે છે. તેથી તેણીએ તમારી પાસે દેવીની સાથે મને મોકલી છે." તે સાંભળીને કુમારે કહ્યું કે—"મારે શું કરવું યોગ્ય છે તે જણાવો." તે બોલી—"હે કુમાર! જો તમે મને પૂછો છો તો કહું છું કે તે કહેવાનો અવસર તો બધો જતો રહ્યો છે, તોપણ જો તમે રાજાના ભુવનના ઉદ્યાનમાં આવો, તો કોઇ પણ ઉપાયથી તમારા દર્શનરૂપ જળવડે તે બાળા કુવલયમાળાના વિરહતાપની એક ક્ષણવાર પણ શાંતિ થાય." તે સાંભળી મહેન્દ્ર બોલ્યો કે—"તેમાં શી હરકત છે? ભલે તેમ થાઓ." તે સાંભળીને "બહુ સારૂં" એમ કહીને ભોગવતી ભાનુમતીસહિત ત્યાંથી ચાલી ગઈ.

ત્યાર પછી કુવલયચન્દ્રકુમાર મહેન્દ્રની સાથે રાજાના ઉદ્યાનમાં જઈ આમ તેમ ફરવા લાગ્યો. તેવામાં મહેન્દ્ર બોલ્યો કે—"હે કુમાર! નૂપુરનો સુન્દર શબ્દ સંભળાય છે, તેથી હું ધારૂં છું કે—તમારા નવીન કામદેવરૂપ મહાજ્વરનો વિનાશ કરવાના ઔષધરૂપ કુવલયમાળા આવે છે." કુમારે કહ્યું—"એવાં મારાં ભાગ્ય જણાતાં નથી." મહેન્દ્રે કહ્યું—"કુમાર! ધીરજ રાખો." તેવામાં થોડી વારે ગાઢ લતાઓમાં રહેલા કુમારે હંસીઓના મધ્યમાં રહેલી રાજહંસીની જેવી, તારાઓના મધ્યમાં રહેલી ચંદ્રરેખા જેવી અને અપ્સરાઓના મધ્યમાં રહેલી રંભા જેવી સખીઓના મધ્યમાં રહેલી કુવલયમાળાને આવતી જોઈ. તેણીને જોઇને કુમાર મનમાં બોલ્યો કે—"સર્વ પ્રકારે બ્રહ્માને ધન્ય છે. કે જેણે ત્રણ ભુવનને આશ્ચર્ય ઉત્પન્ન કરનારી આ સ્ત્રીને બનાવી છે." તે વખતે કુવલયમાળા પણ ચાલતી ચાલતી બોલી કે—"હે વિધિ! જો તું પ્રસન્ન થયો હો, તો આજે જ તે નવીન પ્રિયને હું જોઉં, અને મને તે જુએ, તેમ કર." તે સાંભળીને કુમારે મહેન્દ્રને કહ્યું કે—"હે મહેન્દ્ર! આગળ જઇને તેણીની ચેષ્ટા જોઉં છું." એમ કહીને કુમારે લતાગૃહમાં પ્રવેશ કર્યો, અને મહેન્દ્ર તો ક્રીડાથી આમતેમ ભમવા લાગ્યો. અહીં ભોગવતીએ કહ્યું કે—"વત્સે! તું તારૂં મન ખેદને આધીન ન કર. તે યુવાન અહીં આવેલો છે એમ જણાય છે. કેમકે અહીં શંખ ચક્રથી અંકિત એવાં પગલાં પડેલાં દૃષ્ટિએ પડે છે." પછી ભોગવતીની આજ્ઞાથી સર્વ દાસીઓ ચોતરફ

કુમારને શોધવા નીકળી, પણ તેઓએ કોઈપણ સ્થળે કુમારને જોયો નહીં. ત્યારે ભોગવતી બોલી કે—"હે પુત્રી! હું જાતે જઈને હમણાં શોધી લાવું છું. તું અહીં જ રહેજે." એમ કહીને ભોગવતી કુમારને શોધવા ગઈ. પછી કુવલયમાળાએ વિચાર્યું કે—"આ સર્વ હું કપટ માનું છું. તે યુવાને આજે અહીં આવવાનો સંકેત નહીં જ કર્યો હોય, આ પગલાં કોઈ બીજાનાં હશે, તે યુવાન તો દેવોને પણ દુર્લભ છે, તે મને શી રીતે પ્રાપ્ત થાય? કદિ તે મને પરણવાના હશે પણ તેની સાથેનાં પાણિગ્રહણનો જે દિવસ ધાર્યો હશે તે દિવસ-સુધી કોણ જીવવાનું છે? માટે હવે હું તો એવું કરૂં, કે જેથી આવું દુ:ખ વધારે વખત ભોગવવું ન પડે." એમ વિચારીને તે કુવલયમાળા પાશ રચવામાટે લવિંગની લતાઓના મંડપ તરફ ચાલી. તે જ મંડપમાં કુમાર રહેલો હતો. તેણીને આવતી જોઇને કુમાર એક ક્ષણવાર જાણે લજ્જા પામ્યો હોય, ભયભીત થયો હોય, વિલક્ષ થયો હોય, અને જાણે હમણાં જ જીવતો થયો હોય, તેમ સર્વથા કહી ન શકાય તેવી અપૂર્વ અવસ્થાને પામ્યો. કુવલયમાળા પણ કુમારને જોઇને 'હું એકલી છું' એમ જાણી ભય પામી, 'તે (પ્રિય)જ આ છે' એમ ધારી આનંદ પામી, 'પોતે જાતે જ આવી' એમ ધારી લજ્જા પામી, તથા "હું પ્રથમ આને વરી છું," એમ ધારી વિશ્વાસ પામી. નેત્રની ચંચળ કીકીને ચારે દિશામાં ફેરવતી તે બાળા ભયભીત, સ્તંભિત, વિસ્મિત, સ્વેદિત અને રોમાંચિત થઈ ગઈ. તે વખતે તે બન્ને જણને પરસ્પર જોવાથી જ જે સુખ ઉત્પન્ન થયું, તે સુખ કવિજનની વાણીને પણ અગોચર અને દિવ્ય જ્ઞાનવાળાને પણ અલક્ષ્ય હતું. ત્યારપછી પ્રથમ કુમારે સાહસનું અવલંબન કરીને, ધૈર્ય ધારણ કરીને, કામશાસ્ત્રના ઉપદેશનું સ્મરણ કરીને, લજ્જા છોડીને તથા ભયનો ત્યાગ કરીને—"હે સુંદરી! તું ભલે આવી" એમ બોલીને લાંબા કરેલા બે ભુજદંડવડે કુવલયમાળાના બન્ને ખભા પકડ્યા. ત્યારે તે બોલી કે—"હે કુમાર! મને મુકી દો, મુકી દો. આ જનનું (મારૂં) સર્વથા કાંઈ પણ કાર્ય નથી." તે સાંભળી કુમાર બોલ્યો કે—"હે સુંદર અંગવાળી! પ્રસન્ન થા, કોપ ન કર, તારે માટે જ હું આટલી દૂર ભૂમિ સુધી આવ્યો છું, તે પણ તું જાણતી નથી?" તે

બોલી કે—" હું જાણું જ છું, કે તમે પૃથ્વીમંડળ જોવામાં કૌતુકવાળા છો." કુમારે કહ્યું—" એમ ન બોલ. હે સુંદર શરીરવાળી! શું તને સાંભરતું નથી કે તેં પૂર્વે માયાદિત્યના ભવમાં મને કહ્યું હતું કે—'તારે મને બોધિરત્ન આપવું.' આ તારા વાક્યને મુનિના વચનથી સંભારીને હું લોભદેવનો જીવ તને બોધ કરવા આવ્યો છું, માટે હે મુગ્ધે! તું બોધ પામ. અને મારા વચનથી તું મોહનો ત્યાગ કર." આ પ્રમાણે કુમાર બોલતો હતો, તેવામાં ભોગવતીએ આવીને કહ્યું કે—" હે પુત્રી! રાજકન્યાઓના અંતઃપુરનો રક્ષક **વંજુલ** અહીં આવીને એમ કહે છે કે—આજે કુવલયમાળાનું શરીર અત્યંત અસ્વસ્થ છે, તેથી તે ઉદ્યાનમાં ગઈ છે, માટે તેને તું જલદી લઈ આવ." તે સાંભળીને કુવલયમાળા સમગ્ર દિશાઓનાં મંડળમાં ચપળ દૃષ્ટિ નાંખતી મહાકષ્ટે ત્યાંથી ચાલવા લાગી. ત્યારે કુમાર બોલ્યો કે—" ઘણું કહેવાથી અથવા ઘણા સોગન ખાવાથી શું? પરંતુ હું સત્ય જ કહું છું કે—તું જ મારૂં જીવિત છે." તે સાંભળીને " આપની મોટી કૃપા." એમ બોલતી કુવલયમાળા લવિંગના લતાગૃહમાંથી બહાર નીકળી. તેને જોઇને કંચુકી બોલ્યો કે—" હે પુત્રી! તું આટલી બધી વાર અહીં કેમ રહી! તને અહીં કોણે બોલાવી હતી? આવા એકાંત ઉદ્યાનમાં તારે લાંબો વખત રહેવું યોગ્ય નથી, માટે હવે જલદી મારી આગળ થા." આ પ્રમાણે કંચુકીનું કઠોર વચન સાંભળી કુવલયમાળા તે કંચુકી સાથે ચાલી. માર્ગમાં તેણી વિચારવા લાગી કે—" અહો! આ કુમારનો અંગીકૃતના ઉપર કેવો સ્નેહ છે? અહો! તેની કેવી સત્ય પ્રતિજ્ઞા છે? તથા તે કેવા ઉપકારકારી છે? કે જેથી તે શિરીષ પુષ્પની જેવા કોમળ અંગવાળા છતાં પણ પગે ચાલતા તથા માર્ગમાં ક્ષુધા તૃષાદિક વ્યથાને પણ નહીં ગણતા પ્રીતિને લીધે જ મને દૂર રહેલીને પણ જોવાને તથા બોધ કરવાને અહીં સુધી આવ્યા. હવે ફરીથી તે પ્રિયનો સંગમ ક્યારે થશે?" ઇત્યાદિ વિચાર કરતી કુવલયમાળા કન્યાના અંતઃપુરમાં આવી.

અહીં કુમાર તેણીના પ્રેમ અને કોપને સૂચન કરનારાં વચનોનું સ્મરણ કરતો, એક વૃક્ષની નીચે પુષ્પો ચુંટતા મહેન્દ્રને જોઇને બોલ્યો કે—" હે મિત્ર! ચાલો આપણે આપણા નિવાસસ્થાને જઇએ, કેમકે

જે જોવાનું હતું તે જોઈ લીધું છે." પછી તે બન્ને કુમારો પોતાના આવાસમાં આવ્યા. ત્યાં રાજાએ મોકલેલી વારસ્ત્રીઓએ તેમને સ્નાન કરાવ્યું; પછી ભોજન કરીને તે બન્ને મિત્રો આસનપર બેઠા, તેવામાં એક સ્ત્રીએ આવીને કુમારના હાથમાં તાંબૂલ આપ્યું. કુમારે તેણીને પૂછ્યું કે—"આ તાંબૂલ કોણે મોકલ્યું છે?" તેણીએ જવાબ દીધો કે—"કોઈ માણસે મોકલ્યું છે." આ પ્રમાણે તે કુવલયમાળા કોઈ વખત ભોજ્ય, કોઈ વખત તાંબૂલ, કોઈ વખત પુષ્પની માળા, કોઈ વખત કાગળ (લેખ) તથા કોઈ વખત બીજું .પણ જે કાંઈ સ્નેહરસને પોષણ કરે તેવું હોય તે કુમારને હંમેશાં મોકલતી હતી. એ પ્રમાણે તે બન્ને કુમારોને પોતાના રાજ્યની જેમ વિજયાપુરીમાં સુખે રહેતાં કેટલાએક પુણ્યથી સુંદર એવા દિવસો વ્યતીત થયા.

ત્યારપછી હેમંત ઋતુ આવ્યે સતે રાજાએ નિમિત્તિયાને બોલાવીને પુત્રીના પાણિગ્રહણનું મુહૂર્ત પૂછ્યું. ત્યારે તે જોશી સર્વ જ્યોતિષ્-શાસ્ત્રો જોઇને બોલ્યો કે—"હે દેવ! ફાગણ માસની શુકલ પંચમી ને બુધવારે સ્વાતિ નક્ષત્રમાં રાત્રીનો પહેલો પ્રહર વ્યતીત થયા પછી દોષરહિત અને પ્રધાન મુહૂર્ત આવે છે. તે આપને વિદિત થાઓ." તે સાંભળીને રાજાએ પણ તે મુહૂર્ત અંગીકાર કરીને કુમારને જણાવ્યું કે—"હે વત્સ કુમાર! તમારા વિજ્ઞાન, સત્ત્વ, સાહસ તથા પૂર્વભવના સ્નેહથી વશ થયેલી કુવલયમાળાનો વિયોગ અમે તમને લાંબા વખત સુધી રખાવ્યો છે. તો હવે આવતી પંચમીને દિવસે વેદિકામાં બેઠેલી આ કુવલયમાળાનું તમારે પાણિગ્રહણ કરવું." કુમારે કહ્યું કે—"જેમ દેવ આજ્ઞા કરે તેમ કબુલ છે." તે વખતે કુવલયમાળાનું મુખકમળ પાણિગ્રહણના શ્રવણથી અત્યંત પ્રફુલ્લિત થયું, તે હર્ષના ભારને લીધે અધિક કાંતિમાન થઈ, તેણીને સર્વ અંગે રોમાંચ ઉત્પન્ન થયો, અને તેણીએ ચિરકાળથી ચિંતવેલા મનોરથ ફળીભૂત થયા. તેથી અતિશય હર્ષને લીધે તે શરીરમાં, ઘરમાં કે ત્રણ ભુવનમાં પણ માતી નહોતી.

હવે વિવાહનો દિવસ નજીક આવવાથી રાજાના માણસો રાજ-કુળમાં ભોજનની સામગ્રી માટે ધાન્ય લાવવા લાગ્યા, વિવિધ પ્રકારનાં પકવાનો કરાવવા લાગ્યા, સર્વત્ર મંડપો અને માંચડાઓ રચવા લાગ્યા, તેમ જ વિવાહની વેદિકા તૈયાર કરવા લાગ્યા. રાજાએ દૂતો

સાથે સર્વ સ્વજનોને તથા બીજા રાજાઓને કંકોતરીઓ મોકલી, સર્વત્ર બંધુવર્ગને નિમંત્રણ કર્યું, મહેલોને સુશોભિત કરાવ્યા, વિવિધ પ્રકારના અલંકારો ઘડાવ્યા, તથા નગરીને ચોતરફથી સુશોભિત કરી. આ પ્રમાણે વિવાહના આરંભકાર્યમાં સર્વ લોકો પ્રવૃત્ત થયા, તેવામાં નિધિ પ્રાપ્ત થવાના સમયની જેવો અને જાણે સૌભાગ્યથી જ બનાવેલો હોય, તેવો વિવાહનો દિવસ આવ્યો. તે દિવસે વગર વિંધેલાં મુક્તાફળોનો સુંદર સાથિયો કરી તેનાપર બાજોઠ મુકી કુમારને પૂર્વમુખે બેસાડીને કુળ-વૃદ્ધ સ્ત્રીઓએ મંગળ સ્નાન કરાવ્યું. પછી કુમારે શરીરપર વિલેપન કરી, કોરાં શ્વેત સદશ[1] વસ્ત્ર પહેર્યાં, સિદ્ધાર્થ ગોરોચનનું ભાલમાં તિલક કર્યું, સુગંધિ પુષ્પોની માળા કંઠમાં ધારણ કરી, દક્ષિણ હસ્તે માંગલિક મદનફળ (મીંઢોળ) બાંધ્યું. એવી રીતે તૈયાર થઇને કુમાર પ્રૌઢજનોસહિત જયકુંજર હાથીપર આરૂઢ થયો. તેની પાછળ મહેન્દ્રકુમાર તથા બીજા રાજલોકો ચાલ્યા. આગળ ચાલતાં બંદીજનોએ સ્તુતિ કરાતા કુમારના ગુણસમૂહથી અને મૃદંગ, શંખ, પણવ, વેણુ તથા વીણાના પ્રચુર શબ્દથી દિશાઓનું ચક્ર મુખરિત થઈ ગયું. તે વખતે કુમારને માથે શ્વેત આતપત્ર (છત્ર) ધારણ કરેલું હતું અને આગળ વેશ્યાજનોનું નૃત્ય થતું હતું. એવી રીતે કુમારે એક ક્ષણવારમાં આવીને વિવાહમંડપને અલંકૃત કર્યો. ત્યારપછી લગ્નનું મુહૂર્ત આવતાં જેણે શ્વેત ચીવર (વસ્ત્ર) ધારણ કર્યું છે અને જે માંગલિક આભરણોથી ભૂષિત છે એવી કુવલયમાળાનો હાથ બ્રાહ્મણોએ કુમારના હાથમાં આપ્યો, તે તેણે ગ્રહણ કર્યો. તે વખતે સૌભાગ્યવતી સ્ત્રીઓ ગીત ગાવા લાગી, તૂર્યો વાગવા લાગ્યા, વાજિ-ત્રના શબ્દો દિશાઓમાં પ્રસરી ગયા, શંખોનો નાદ થયો, ઝાલરો વાગવા લાગી, બ્રાહ્મણો વેદપાઠ બોલવા લાગ્યા, મંગળપાઠકો મંગળ ભણવા લાગ્યા, અને સર્વ લોકો 'જય જય' શબ્દ કરવા લાગ્યા. ત્યારપછી ચાર મંગળ પ્રવર્ત્યાં. એ રીતે પાણિગ્રહણનો મહોત્સવ પૂર્ણ થયો, એટલે તે દંપતીએ ગુરૂજનોને નમસ્કાર કર્યો, તથા બીજી લોક-રીતિની સર્વ ક્રિયાઓ પૂર્ણ કરી. પછી ગંગાના[2] પુલિનમાં રાજહંસના મિથુનની જેમ તે દંપતી વિવિધ પ્રકારનાં રત્નો અને વિદ્રુમમણિથી

---

૧ બંને છેડાવાળું. ૨ ગંગાને કાંઠે રેતીના પ્રદેશમાં.

બનાવેલા શયન ઉપર મંગળ ઉપચાર કરીને બેઠા. તે જોઇને તેનો પરિવાર તથા સખીજનો ધીમે ધીમે ત્યાંથી નીકળી ગયાં. શયનપર રહેલા કુમારને તે રાત્રી એક ક્ષણની જેમ વ્યતીત થઈ થઈ. પ્રભાતના વાજિત્રના શબ્દથી જાગૃત થયેલા કુમારે દેવાધિદેવને નમસ્કાર કરીને નિત્યકર્મ કર્યું.

એવી રીતે દિવસો નિર્ગમન કરતાં એકદા કુમારે હિમગિરિના શિખર જેવા પોતાના સૌધ ઉપર ચડીને નગરીની દક્ષિણ દિશા તરફના પ્રાકારની પાસે રહેલા સમુદ્રને જોયો. ક્ષણવાર તેને જોઇને કુમારે તેનું વર્ણન કર્યું. તથા માત્રાચ્યુત,[1] અક્ષરચ્યુત, બિંદુચ્યુત, પ્રશ્નોત્તર અને ગુપ્તક્રિયાપદવાળાં કાવ્યોવડે તથા કથાસંબંધી વિનોદવડે કુવલયમાળા સાથે પ્રીતિપૂર્વક આનંદ કરવા લાગ્યો. તે વખતે કુવલયમાળાએ વિજ્ઞપ્તિ કરી કે—"હે દેવ! તમે મારૂં વૃત્તાંત શી રીતે જાણ્યું ?" ત્યારે કુમારે અયોધ્યાનગરીમાંથી અશ્વે પોતાનું હરણ કર્યું હતું ત્યાંથી આરંભીને મુનિએ કહેલો ચંડસોમ, માનભટ, માયાદિત્ય, લોભદેવ અને મોહદત્ત એ પાંચેના પૂર્વભવ તથા છેવટે ગાથાની પૂર્તિથી વિવાહ થશે ત્યાં સુધીનું સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. પછી તે કુમાર બોલ્યો કે—"હે પ્રિયા! આ લોકના સુખરૂપી વૃક્ષના મૂળસમાન વિવાહકર્મ તો સંપૂર્ણ થયું છે, હવે પરલોકમાં સુખ આપનાર એવા સમ્યક્ત્વને તું અંગીકાર કર. કેમકે પ્રાણીઓએ આશ્રય કરેલું ચિંતામણિ રત્ન તો માત્ર ચિંતવેલા અર્થને જ આપે છે, અને સમ્યક્ત્વરૂપી રત્ન તો સર્વ જંતુઓને અણચિંતવેલા અર્થને પણ આપે છે. જ્યાંસુધી હૃદયરૂપી આકાશમાં સમ્યક્ત્વરૂપી સૂર્ય ઉદય પામતો નથી, ત્યાંસુધી જ સમગ્ર તમસ્તોમ[2] પ્રસરે છે. જે માણસને સમ્યક્ત્વરૂપી લોચન છે તે માણસ જો કદાચ દૃષ્ટિરહિત હોય તો પણ તે દૃષ્ટિવાળો જ છે. અને જે માણસને કર્ણસુધી લાંબાં ( દીર્ઘ ) લોચન હોય, પણ જો તે સમ્યક્ત્વરહિત હોય તો તે અંધ જ છે. માટે હે પ્રિયે! જો હવે તારા ચિત્તમાં પૂર્વભવનું સ્મરણ થતું હોય તો મોક્ષસુખને આપનારૂં જિનેશ્વરનું વચન અવશ્ય અંગીકાર કર." આ પ્રમાણે કુમારનાં વચન

---

૧ માત્રારહિત વિગેરે. ૨ અંધકાર ( અજ્ઞાન )નો સમૂહ.

સાંભળીને તે બોલી કે—" હે નાથ! તમે પૂર્વજન્મનું સમગ્ર વૃત્તાંત કહીને મને સમ્યક્ત્વનું ભાજન કરી છે તેથી તમે જ મારૂં શરણ છો, અને તમે જ મારા ગુરૂ છો."

॥ इत्याचार्य श्रीपरमानन्द सूरिशिष्य श्रीरत्नप्रभसूरिविरचिते श्रीकुवलयमाला कथासंक्षेपे श्रीप्रद्युम्नसूरिशोधिते कुवलयचन्द्रकुमारवनपरिभ्रमण विजयापुरीगमन जयकुंजरहस्तिवशीकरण समस्यापूरण कुवलयमाला परिणयन सम्यक्त्वोपदेशप्रभृतिवर्णन-स्तृतीयः प्रस्तावः ॥

---

## अथ चतुर्थः प्रस्तावः ।

એકદા શ્રીદૃઢવર્મ રાજાના લેખવાહકે પ્રતીહારદ્વારા નિવેદન કરીને અંદર પ્રવેશ કરી કુમારને પ્રણામ કરીને એક લેખ તેમની પાસે મૂકી પ્રદર્શિત કર્યું કે—" હે દેવ! આપના પૂજ્ય પિતા આપને બોલાવે છે." તે સાંભળીને કુમાર પ્રથમ લેખને પ્રણામ કરી પત્રની મુદ્રા ઉઘાડીને તે લેખ વાંચવા લાગ્યો—" સ્વસ્તિ શ્રી અયોધ્યાપુરીથી મહારાજાધિરાજ શ્રીદઢવર્મ રાજા વિજયાપુરીમાં રહેલા ચિરંજીવી કુવલયચંદ્ર કુમારને તથા મહેન્દ્રકુમારને પ્રીતિપૂર્વક ગાઢ આલિંગન કરી આજ્ઞા કરે છે કે—અહીં અમને તમારા દુઃસહ વિયોગથી જળની બહાર ફેંકેલા મત્સ્યની જેમ એક ક્ષણમાત્ર પણ સુખનો અવકાશ નથી. તે જ રીતે તમારી માતાને તથા પૌરજનોને પણ સુખનો અવકાશ નથી. તેથી તમારે બંનેએ જલદીથી અત્રે આવીને મેઘવડે વૃક્ષની જેમ તમારા દર્શનરૂપ જળવડે અમને વિરહાનળથી તપેલાંને શાંત કરવાં." આ પ્રમાણે કાગળ વાંચીને કુમારે કુવલયમાળાને કહ્યું કે—" હે પ્રિયા! આપણા પૂજ્યની આવી આજ્ઞા આવી છે, તો હવે આપણે શું કરવું?" તે સાંભળીને તે બોલી કે—" હે સ્વામી! આપને જેમ રૂચે તેમ અવશ્ય કરવું." તે સાંભળી કુમારે ઉઠીને મહેન્દ્રની સાથે શ્રીવિજયસેન રાજા પાસે જઇને વિજ્ઞપ્તિ કરી કે—" હે દેવ! અમને અહીં આવ્યાને ઘણા દિવસો વ્યતીત થયા છે, તેમ જ અમારાં માતપિતા પણ અમને મળવા માટે બહુ ઉત્કંઠિત થયાં છે, તો કૃપા કરીને અમને રજા આપો." તે સાંભળીને

રાજાએ તેમને જવાની રજા આપી. એટલે જોશીએ આપેલા મુહૂર્તે કુમાર મંગળવિધિ કરી જે તરફની નાસિકાનો વાયુ ચાલતો હતો તે તરફનો પગ પ્રથમ મૂકી ચાલ્યો. પ્રથમ જિનેશ્વરને નમસ્કાર કરી જયકુંજર હસ્તીપર આરૂઢ થઇને અનેક સેવક લોકોસહિત મહેન્દ્ર-કુમારની સાથે તે હર્ષિત ચિત્તે નગરીમાંથી નીકળ્યો, અને નગરીની બહાર પ્રસ્થાન મંડળ કર્યું. પછી સૂક્ષ્મ અવલોકનમાં બુદ્ધિને ધારણ કરનારી રાજપુત્રી કુવલયમાળા હર્ષ તથા ખેદથી પૂર્ણ થઇને પોતાની માતા પ્રત્યે બોલી કે—"હે માતા! હું દેહની સાથે દેહની છાયા જાય તેમ મારા પતિની સાથે જાઉં છું, પરંતુ તમારા ચરણકમળની સેવાનો વિયોગ થાય છે, તે મને અતિ દુઃસહ લાગે છે. હે માતા! મેં આરોપણ કરેલી લતાઓ મારાવિના પ્રોષિત[1] સ્ત્રીઓની જેમ જળના સિંચનવિના સૂકાઈ જશે. વળી હે માતા! મારા વિયોગથી કળાના સમૂહવાળા મયૂરને તાલ આપીને સુંદર રીતે નૃત્ય કોણ કરાવશે?" તે સાંભળીને તેની માતા બોલી કે—"હે પુત્રી! તું તારા મનમાં આવો ખેદ કેમ કરે છે? તું તો નરેશ્વરની (રાજાની) પુત્રી છો, અને દૃઢવર્મ રાજાના કુમારની પ્રિયા છો, માટે હે પુત્રી! તું ખેદ મ કર. અહીં હર્ષને ઠેકાણે ખેદનો અવસર જ ક્યાં છે? ગંગાનદીમાં સ્નાન કરવાનો સમય પ્રાપ્ત થાય ત્યારે કાદવમાં કોણ નિમજ્જન કરે?" એમ કહીને પુત્રીને પોતાના ઉત્સંગમાં બેસાડી જેના નેત્રમાં અશ્રુ આવ્યાં છે, એવી તે માતા પુત્રીના મસ્તકપર ચુંબન કરી શિક્ષા આપવા લાગી કે—"હે પુત્રી! જો તું હંમેશાં પોતાના ગુણોની શ્રેણીને વૃદ્ધિ પમાડવા ઇચ્છતી હો તો પતિને ઘેર જઇને અવશ્ય પ્રિય વચન બોલજે, ગૌરવતાને યોગ્ય એવા સાસુસસરા વિગેરેની ગૌરવતા કરજે, સપત્નીઓ સાથે પણ તું અનુકૂળ થઇને રહેજે, તેમના પુત્રોને પોતાના જ પુત્રો તરીકે ગણજે, અને આશ્રિતજનો ઉપર હંમેશાં કૃપા રાખજે, પણ કોઈ વખત સર્વ ગુણના શત્રુરૂપ ગર્વને ધારણ કરીશ નહીં. વળી હે પુત્રી! તારે પતિના જમ્યા પછી જમવું, તેના સુતા પછી સુવું, નિરંતર લજ્જાથી મુખ ઢાંકીને લોચન નીચાં રાખવાં, પતિના દુઃખમાં દુઃખી અને તેના સુખમાં સુખી થવું, પતિ કોઈ વખત તારાપર

---

૧ જેનો પતિ પરદેશ ગયો હોય એવી સ્ત્રીઓ.

કોપાયમાન થાય તો પણ તારે તો કદી પણ તેનાપર કોપ કરવો નહીં, અને કોઈ દિવસ પણ પતિના ચરણકમળના દર્શનનો ત્યાગ કરવો નહીં. આ પ્રમાણે તારે હંમેશાં વર્તવું; સતીઓને ચાલવાનો આ અદ્‌ભૂત માર્ગ છે.” આપ્રમાણે માતાના ઉપદેશને મસ્તકવડે ધારણ કરી, માતાપિતાને પ્રણામ કરી, તથા પરિજનોની રજા લઈને કુવલયમાળા કુમાર પાસે આવી.

પછી બીજે દિવસે કુમારે કુવલયમાળાને સાથે લઇને ત્યાંથી પ્રયાણ કર્યું. ' ચાલતાં તેને માર્ગમાં અનુકૂળ પવન વાવા લાગ્યો, ખરનો શબ્દ ડાબી બાજુએ સંભળાવા લાગ્યો, એક વર્ણવાળા પક્ષીઓ ડાબા ઉતરવા લાગ્યા, અને સર્વત્ર સુંદર વચનોનો ઉચ્ચાર થવા લાગ્યો. તે વખતે કુમાર મનમાં ચિંતવવા લાગ્યો કે—“હે પૂજ્ય શાસનદેવતા! જો હું મારા પિતાને કુશળ ક્ષેમ જોવાનો હોઉં, રાજ્ય પામવાનો હોઉં, મારૂં સમ્યક્ત્વ વૃદ્ધિ પામતું હોય, અને હું કુવલયમાળાસહિત પ્રવ્રજ્યા ગ્રહણ કરનાર હોઉં, તો તું દિવ્ય જ્ઞાનથી જાણીને મને તેવું ઉત્તમ શુકન આપ, કે જેથી મારા મનમાં નિવૃત્તિ થાય.” આ પ્રમાણે કુમાર વિચાર કરતો હતો, તેવામાં તેની પાસે મણિ તથા સુવર્ણનું બનાવેલું અને મુક્તામણિની ઝાલરવાળું એક છત્ર લઇને કોઈ માણસ આવ્યો. તેણે કુમારને વિજ્ઞપ્તિ કરી કે—“હે દેવ! આ રાજાનો મોટો ભાઈ **જયંત** નામે જયંતીપુરીનો સ્વામી છે, તેણે તમારે માટે દેવતાથી અધિષ્ઠિત એવું આ છત્રરત્ન મોકલ્યું છે.” તે સાંભળીને કુમારે વિચાર્યું કે—“અહો! શાસનદેવીનો કેવો પ્રભાવ છે? પ્રથમ જ ઉત્તમ શુકન આપ્યું.” એમ વિચારીને તેણે તે છત્રરત્નનો સ્વીકાર કર્યો. પછી જેની પાછળ રાજા તથા પૌરજનો ચાલતા હતા એવો તે કુમાર મોટા સૈન્યસહિત કેટલીક ભૂમિ આગળ જઇને બોલ્યો કે—“મહા-રાજા! આપ હવે અહીંથી પાછા ફરીને ધવળગૃહને શોભાવો, અને હે પૌરજનો! તમે પણ હવે પાછા વળો, કેમકે વિજયાપુરી દૂર થતી જાય છે.” તે સાંભળીને રાજા તથા પૌરજનો પાછા વળ્યા. એટલે કુમાર પોતાના પરિવારસાથે આગળ ચાલ્યો. તે કેટલાએક પ્રયાણે સહ્યાદ્રી પાસે આવ્યો. ત્યાં તેને કોઇએ આવીને વિજ્ઞપ્તિ કરી કે—“હે દેવ! અહીં એક સરોવરને તીરે દેવાલય છે, તેમાં એક

મહામુનિ રહેલા છે." તે સાંભળીને કુમાર કુવલયમાળાસહિત ત્યાં જઈ મુનિને નમન કરીને વિનયપૂર્વક બોલ્યો કે—"હે પૂજ્ય! આપે થોડા વખતથી જ પ્રવ્રજ્યા લીધી હોય તેમ જણાય છે. તેનું શું કારણ છે?" ત્યારે તે શ્રેષ્ઠ મુનિ બોલ્યા કે—

"લાટદેશમાં **પારાપુરી** નામે નગરી છે, તેમાં અતિ પરાક્રમી **સિંહ** નામે રાજા છે. તેનો હું **ભાનુ** નામે પુત્ર છું. મને પ્રાયે ચિત્રકર્મ ઉપર બહુ પ્રીતિ હતી. હું એકદા નગરીની બહાર કૌતુકથી ક્રીડા કરવા માટે ઉદ્યાનમાં ગયો. ત્યાં ફરતાં ફરતાં મેં એક કળાચાર્યને જોયા. તેણે મને કહ્યું કે—"હે કુમાર! આ મારા ચિત્રેલા ચિત્રપટને જોઈને તે સુંદર છે કે નહીં? તે કહો." પછી તે ચિત્રપટ જોઈને મેં વિચાર્યું કે—"આ ચિત્રપટમાં ન હોય એવું દુનિયામાં કાંઈ પણ નથી." એમ વિચારીને મારૂં મન આશ્ચર્યથી વિકસિત થયું. તે જોઇને તેણે કહ્યું કે—"હે કુમાર! મેં આ ચિત્રપટમાં સંસારનું સમગ્ર સ્વરૂપ વિસ્તારથી ચિતર્યું છે. મનુષ્ય જન્મમાં, તિર્યંચના ભવમાં, નરક ગતિમાં અને દેવગતિમાં વિવિધ પ્રકારનાં જે સુખ દુઃખનો અનુભવ કર્યો છે તે સર્વ આમાં ચિત્રેલું છે. વળી જ્યાં જરા, મૃત્યુ, વ્યાધિ કે આધિ કાંઈ પણ નથી એવું જે મોક્ષ તે પણ આમાં આળેખેલું છે." આ પ્રમાણે તે કળાચાર્યે મને કહીને તે સંસારચક્રનું ચિત્રપટ મારી પાસે મુકયું. ત્યારે મેં વિચાર્યું કે—"અહો! સંસારવાસ મહા કષ્ટરૂપ છે, મોક્ષમાર્ગ દુર્લભ છે, આ સંસારમાં પ્રાણીઓ અત્યંત દુઃખી છે, કર્મની ગતિ મહા વિષમ છે, મૂઢજનો સ્નેહરૂપી ગાઢ નિગડથી બંધાયેલ છે, શરીર કેવળ અશુચિમય છે, વિષયસુખ વિષ જેવું છે, અને આ જીવોનો સમૂહ સાક્ષાત્ મહાસાગરમાં ડુબેલો છે." એમ વિચારીને મેં તેમને કહ્યું કે—"અહો! તમે જ જો આ ચિત્રપટ આલેખ્યું હોય, તો તમે મનુષ્ય નથી. આ દિવ્ય ચિત્રપટના મીષથી તમે બીજા કોઈ પણ કારણને ધારીને દેવલોકથી અહીં આવેલા દેવ જણાઓ છો." એ પ્રમાણે હું કહેતો હતો તેવામાં મેં તેની પાસે બીજું ચિત્રપટ જોઈ કહ્યું કે—"હે ઉપાધ્યાય! આ સંસારચક્રથી બીજું પણ ચિત્રપટ તમારી પાસે છે, તો તે પણ મને બતાવવા કૃપા કરો." તે સાંભળીને કળાચાર્યે મને કહ્યું કે—"હે કુમાર! આ બીજા ચિત્રપટમાં મેં બે

વણિકોનું ચરિત્ર આળેખ્યું છે, તે તમે જુઓ—" આ ચંપાપુરી આળેખી છે. તેનો આ **મહારથ** નામનો રાજા છે. અહીં તે પુરીમાં રહેનાર **ધનમિત્ર** નામે ધનાઢ્ય વણિક ચિત્રેલો છે. આ તેની **દેવી** નામની સ્ત્રી છે. આ તેમના **ધનમિત્ર** અને **કુળમિત્ર** નામના બે પુત્રો છે. તે પુત્રોના જન્મ પછી તરત જ તેનો પિતા પંચત્વ (મૃત્યુ) પામે છે અને સર્વ દ્રવ્ય પણ નાશ પામે છે. પછી તે બન્ને પુત્રોને તેની માતા મહા કષ્ટ ભોગવીને ઉછેરે છે. અનુક્રમે તેઓ યુવાવસ્થા પામે છે. ત્યારે તેમની માતા તેમને કહે છે કે—'હે પુત્રો! તમે ઉદ્યોગ કરો.' તે સાંભળીને તેઓએ વેપાર કર્યો, ખેતી કરી, બીજા ગૃહસ્થને ઘેર રહી ચાકરી કરી, યાચના પણ કરી, સમુદ્રનું ઉલ્લંઘન કર્યું, રોહણાચળ પર્વતપર ચઢ્યા, નિધિને માટે નિરંતર ખાણો ખોદી, ધાતુવાદ કર્યો, દ્યૂતક્રીડા કરી, રાજસેવામાં પ્રવૃત્ત થયા, ગુફામાં બેસીને યક્ષિણીનું આરાધન કર્યું; તથા કોઈ ગુરૂએ બતાવેલા મંત્રનું પણ સાધન કર્યું. ઇત્યાદિ અનેક ઉપાયો કરીને દ્રવ્યના ઉપાર્જન માટે તેઓએ ઘણું કષ્ટ સહન કર્યું, પરંતુ તેઓ એક કોડી પણ મેળવી શક્યા નહીં. તેથી અત્યંત દુઃખી થયેલા તે બન્ને વિચાર કરવા લાગ્યા કે—'આપણા જીવિતને ધિક્કાર છે. કેમકે આપણે જે કાંઈ ઉપાય આરંભ્યા, તે સર્વ પૂર્વ જન્મમાં કરેલા દુષ્કર્મના વશથી હાથમાં લીધેલા વાલુકાના પિંડની જેમ, ખળ પુરૂષની પ્રીતિની જેમ, અંજળિમાં રાખેલાં જળની જેમ અને વાયુથી હણાયેલી મેઘપંક્તિની જેમ લય પામી ગયા. વાંકા દૈવે માત્ર આપણને જ દુર્ભાગ્યનું ભાજન કેમ કર્યા? દૈવ તો સર્વ કોઈ પ્રાણીને માથે છે, પરંતુ બીજાઓને તો સારૂં દૈવ હોય છે, અને આપણું દૈવ તો છેક અધમ જ છે, તો હવે સર્વથા દુઃખસમૂહના મંદિરરૂપ આ જીવિતનું કાંઈ પણ પ્રયોજન નથી. તેથી આપણે કોઈ ઉંચા પર્વતના શિખરપર ચડીને ત્યાંથી પડતું મૂકીએ.' એમ વિચારીને તે બન્ને ભાઇઓ કોઈ પર્વતના શિખરપર ચડીને બોલ્યા કે—" હે પર્વત! આગામી ભવમાં અમે આવા દારિદ્ર્યરૂપ દુઃખનું ભાજન ન થઇએ, તેટલા માટે અમે તારા શિખરપરથી પડવાનું સાહસ કરીએ છીએ." એમ કહીને તે બંને એક સાથે જ પોતાના દેહને પડતો મૂકે છે, તેવામાં—'સાહસ ન કરો, સાહસ ન કરો.' એવો શબ્દ તેમને કાને

પડ્યો. તેથી તેઓ સર્વ દિશામાં જોવા લાગ્યા તો એક સાધુને તેમણે કાયોત્સર્ગે રહેલા જોયા. એટલે તેઓ તેમની પાસે જઈ તે મુનિને ભક્તિપૂર્વક વંદના કરીને બોલ્યા કે—"હે પૂજ્ય મુનીશ્વર! આપે અમને મૃત્યુથી કેમ નિષેધ કર્યો?" મુનિએ પૂછ્યું—"તમને વૈરાગ્ય થવાનું કારણ શું છે?" તેઓ બોલ્યા—"હે ભગવાન્! અમને વૈરાગ્ય થવાનું કારણ માત્ર દરિદ્રતા જ છે, બીજું કાંઈ નથી." ત્યારે મુનિ બોલ્યા કે—"હે વાણિયાઓ! તમે સંસારથી નિર્વેદ પામીને પ્રાણ ત્યાગ ન કરો." તેઓ બોલ્યા—"હે યતીશ્વર! ત્યારે જન્માંતરમાં પણ અમને આવી દરિદ્રતા પ્રાપ્ત ન થાય, તેવો માર્ગ બતાવો." મુનિએ કહ્યું—"જો તમે દીક્ષા ગ્રહણ કરીને તપનું આચરણ કરો, તો તમે ફરીથી આવા પ્રકારના દુઃખનું ભાજન નહીં થાઓ." તે સાંભળીને તેઓ બોલ્યા કે—"જો એમ હોય, તો અમારાપર કૃપા કરો." ત્યારે તે મુનિએ તે બન્નેને જૈનવિધિપ્રમાણે દીક્ષા આપી. હે કુમાર! આ તે બન્ને દીક્ષિતોને મેં આ ચિત્રપટમાં આળેખ્યા છે. પછી તેઓ દુષ્કર તપ કરીને સમાધિવડે મૃત્યુ પામી સ્વર્ગમાં દેવ થયા. તે બે દેવોમાંથી એક આયુષ્યના ક્ષયે સ્વર્ગથી ચવીને પારાપુરીમાં સિંહ રાજાનો પુત્ર ભાનુ નામે થયો છે. તે તું જ છે, અને આ ઉદ્યાનમાં આજે આવ્યો છે. જે બીજો વણિકનો જીવ દેવ થયો હતો, તે હું છું. આ ચિત્રપટ આળેખીને તને પ્રતિબોધ કરવામાટે હું અહીં આવ્યો છું. તો હે ભાનુકુમાર! તું પ્રતિબોધ પામ, મોહ ન પામ, આ સંસારરૂપી સમુદ્ર અતિ ભયંકર છે, લક્ષ્મી ચપળ છે, વિપત્તિઓ કરતલમાં જ રહેલી છે, તથા દારિદ્રને સહન કરવું મહા મુશ્કેલ છે." આ પ્રમાણે સાંભળીને ઊહાપોહ કરતાં કુમારને (મને) જાતિ સ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું, અને તેથી તે તરત જ મૂર્છા પામ્યો. તેને તેના પરિજનોએ તથા મિત્રોએ શીતળ જળવડે તથા કદળીપત્રના વાયુવડે આશ્વાસન કર્યું. ત્યારપછી સ્વસ્થ ચિત્ત થયેલા ભાનુકુમારે (મેં) પૂર્વ ભવમાં અનુભવેલું સર્વ વૃત્તાંત જોઇને કહ્યું કે—"હે પૂજ્ય દેવ! તમે મને પ્રીતિપૂર્વક આજે જૈનધર્મનો માર્ગ પમાડ્યો, તેથી હે નાથ! તમે જ સર્વથા મારા ગુરૂ છો, અને તમે જ મારૂં શરણ છો." એમ કહીને હું એક ક્ષણવાર તેના ચરણકમળની સેવામાં તત્પર થયો; તેવામાં

તે ઉપાધ્યાયે પતાકાની શ્રેણીથી શોભતા અને વિવિધ પ્રકારના અનુપમ રત્નોથી બનાવેલા વિમાનમાં મણિમય કુંડળ તથા કંઠાભરણની દેદીપ્યમાન ઉછળતી કાંતિવડે દિશાઓમાં પ્રકાશ કરતું અને શ્રેષ્ઠ મુકુટથી શોભતું પોતાનું દેવસ્વરૂપ પ્રગટ કરીને કહ્યું કે—" હે ભાનુકુમાર! તેં આ સંસારરૂપ મહાચક્રનો વિસ્તાર જોયો?" ત્યારે તે ચિત્રપટના જોવાથી જેને અત્યંત વૈરાગ્ય ઉત્પન્ન થયો છે, અને જેણે જાતિસ્મરણવડે પૂર્વભવ જોયેલો છે એવા મેં તે દેવની સમક્ષ તત્કાળ મારા શરીરપરથી સર્વ આભૂષણો ઉતારીને મારે હાથે જ મસ્તક ઉપરના કેશનો પંચમુષ્ટિ લોચ કર્યો. પછી તે દેવે આપેલા રજોહરણ, મુખવસ્ત્રિકા અને પાત્રાં વિગેરે ઉપગરણો ગ્રહણ કરીને હું ઉદ્યાનમાંથી બહાર નીકળ્યો. તે સર્વ જોઈને હાહારવ કરતા મારા મિત્રો અને પરિજનો સિંહરાજા પાસે ગયા. એટલે તે દેવે મને ત્યાંથી ઉપાડીને આ નિર્જન વનમાં મૂક્યો. હવે હું અહીં કોઈ ગુરૂની શોધ કરૂં છું, કેમકે તેની પાસે રહીને તપ કરી શકાય." તે સર્વ સાંભળીને કુવલયચંદ્ર કુમાર બોલ્યો કે—"અહો! આ વૃત્તાંત અત્યંત વિસ્મયકારી છે." તે વખતે મહેન્દ્રકુમાર સમકિત પામ્યો. પછી કુવલયચંદ્ર કુમાર મહેન્દ્ર અને કુવલયમાળાની સાથે પોતાના આવાસમાં આવ્યો. ત્યાં સાયંકાલની ક્રિયા કરીને રાત્રી થતાં સુઈ ગયો. પછી ફરીને જ્યારે ગગનાંગણ નિર્મળ થયું, તારાઓનો સમૂહ અદૃશ્ય થયો, તથા સૂર્ય ઉદય પામ્યો ત્યારે પ્રયાણ કર્યું. કુમારે અનુક્રમે વિંધ્યગિરિની અટવીના સમીપમાં આવીને પડાવ નાંખ્યો. ત્યાં તે કુમાર દિવસ તથા રાત્રી સંબંધી ક્રિયા કરીને કુવલયમાળા સાથે પલ્યંકમાં સુતો. મધ્યરાત્રીને સમયે કુમાર જાગૃત થયો, તે વખતે વિંધ્યપર્વતના શિખરની કંદરામાં અગ્નિને બળતો જોઇને સંકલ્પવિકલ્પથી વ્યાપ્ત થઈ ગયો. "અહો! આ શું છે? શું આ દાવાનળ છે કે કાંઈ બીજું છે? તે અગ્નિની પાસે ચોતરફ ફરતા કેટલાક પુરૂષો દેખાય છે. તેઓ શું રાક્ષસ હશે કે પિશાચ હશે? માટે ચાલ, હું ત્યાં જઈને સારી રીતે જોઈ ખાત્રી કરૂં કે તે શું બળે છે? અને તે પુરૂષો કોણ છે?" એ પ્રમાણે ઘણીવારસુધી વિચાર કરીને ધીમે ધીમે પગ ઉપાડતો કુમાર શય્યામાંથી ઉઠ્યો, કુવલયમાળાને શય્યામાં સુતી જ રહેવા દીધી, ખડ્ગરત્ન તથા ઢાલનો સ્વીકાર કર્યો અને કટી-

તટમાં કટાર બાંધી. એવી રીતે તૈયાર થઇ પહેરેગીરોને ખબર ન પડે તેમ ગુપ્ત રીતે તે આવાસની બહાર નીકળ્યો. અનુક્રમે તે અગ્નિપાસે ગયો, તો ધાતુર્વાદની વાતો કરતા પુરૂષોને જોયા. કુમારે વિચાર્યું કે—"આ પુરૂષો ધાતુર્વાદી છે. પણ હું તેઓની પાસે જઈ મારો આત્મા પ્રગટ કરૂં કે નહીં? પ્રગટ કરવાથી કદાચ આ બિચારા બીકણ હૃદયવાળા પુરૂષો મને કોઈ દિવ્ય પુરૂષ ધારીને ભયભીત થઈ નાશી જશે, અથવા મરી જશે. તેથી હું અહીં જ ગુપ્તપણે રહીને તેમની વાતો સાંભળું." એ પ્રમાણે કુમાર વિચાર કરતો હતો, તેવામાં તે પુરૂષો બોલ્યા કે—"આજે આપણો આ કલ્ક[1] સર્વ બગડ્યો છે, ત્યારે હવે આપણે શું કરશું?" (બીજા બોલ્યા.) "તેમાં શું? ફરીથી બીજો કરશું." એમ બોલતા તેઓ ચાલવા તૈયાર થયા. તે સાંભળીને કુમાર તેમની પાસે ગયો અને મનમાં દેવ તથા ગુરૂચરણનું સ્મરણ કરીને તેઓની સમક્ષ તે જ ઔષધિના પ્રયોગથી તેણે સુવર્ણ નિપજાવ્યું. તે જોઇને તે સર્વે હર્ષ પામીને બોલ્યા કે—"હે દેવ! આજથી આરંભીને આપ જ અમારા ગુરૂ છો, અને અમે આપના શિષ્યો છીએ. તેથી અમને વિદ્યાદાનનો પ્રસાદ આપો." તે સાંભળીને તેઓની ભક્તિથી જેનું ચિત્ત પ્રસન્ન થયું છે એવા કુમારે યોનિપ્રાભૃત ગ્રંથના કેટલાએક પ્રયોગો તેમની પાસે કહ્યા. પછી કુમારે તેમને કહ્યું કે—"હું જાઉં છું, તમારૂં કલ્યાણ થાઓ. જ્યારે કોઈપણ વખત તમે અયોધ્યામાં કુવલયચંદ્ર રાજાનું નામ સાંભળો, ત્યારે તરત જ ત્યાં આવજો." એમ કહીને કુમાર પોતાના પડાવ તરફ ચાલ્યો.

અહીં આવાસમાં કુમારના ગયા પછી કુવલયમાળા જાગૃત થઈ, તેણીએ પોતાની સાથે સુતેલા કુમારને જોયા નહીં, તેથી તે અત્યંત દુઃખ પામી શોક કરવા લાગી. તેવામાં કુમાર તેની પાસે આવ્યા. તેમને જોઇને હર્ષ પામેલી કુવલયમાળાએ પૂછયું કે—"હે દેવ! આપ અત્યારે ક્યાં ગયા હતા?" ત્યારે કુમારે તેણીને ધાતુર્વાદનું સર્વ વૃત્તાંત નિવેદન કર્યું. પછી નિઃશ્વાસનો સ્વર, પટહનો સુંદર શબ્દ તથા મંગળપાઠકે ઉચ્ચારેલા માંગળીક વિગેરે પ્રભાતકાળનાં ચિહ્નો

---

૧ કીમીયાનો કરેલો પ્રયોગ-તૈયાર કરેલ વસ્તુ.

જાણીને કુમારે કહ્યું કે—"હે પ્રિયા! રાત્રી પ્રાતઃકાળરૂપ થઈ ગઈ છે, ચંદ્રનાં કિરણોની ગતિ પણ ક્ષય પામી છે, કુકડાઓ પણ મંદ મંદ શબ્દ કરે છે, તેથી હવે હું દેવગુરૂના પૂજન સંબંધી ક્રિયા કરવા જાઉં છું." એમ કહીને કુમાર નિર્મળ જળથી મુખકમળ ધોઇને સુંદર ગૃહચૈત્યમાં પ્રવેશ કરી દેવાધિદેવને નમસ્કાર કરીને આપ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો—

"सुप्रभातं जिनेंद्राणां धर्मबोधविधायिनां ।
सुप्रभातं च सिद्धानां कर्मौघघनघातिनां ॥

ધર્મનો બોધ કરનારા શ્રીજિનેન્દ્રોને સુપ્રભાત (સારો પ્રાતઃકાળ) હોય છે, ઘનઘાતિ કર્મસમૂહનો ઘાત કરનાર સિદ્ધોને સુપ્રભાત હોય છે.

सुप्रभातं तु सर्वेषां साधुनां साधुसंमतं ।
सुप्रभातं पुनस्तेषां येषां हृदि जिनोत्तमः ॥

સર્વ સાધુઓને સુપ્રભાત હોય છે, એમ સત્પુરૂષો માને છે. તથા જેઓના હૃદયમાં જિનેશ્વર રહેલા છે, તેઓને પણ સુપ્રભાત હોય છે." આ પ્રમાણે સ્તુતિ કરીને કુમાર ઉત્તમ હસ્તીપર આરૂઢ થઈ સુખાસન (મીયાના)માં બેઠેલી કુવલયમાળા સાથે પ્રયાણ કરીને ત્યાંથી વનાંતરમાં (બીજા વનમાં) આવ્યો. તે વનની ભૂમિતળ અશ્વની તીક્ષ્ણ ખરીઓથી ખોદાઇને તેમાંથી અત્યંત ઉડતી ધૂળના સમૂહવડે સમગ્ર દિશાઓનું મંડળ ભરાઈ ગયું હતું, તેથી સૂર્યનાં કિરણોનો પ્રચાર પણ રોકાઈ ગયો હતો. તે જોઇને મયૂરોને દુર્દિન (મેઘ)ની શંકા ઉત્પન્ન થવાથી તેઓ હર્ષથી તાંડવ (નૃત્ય) કરવા લાગ્યા હતા, તેથી તે વન અત્યંત શોભતું હતું.

એવી રીતે નિરંતર પ્રયાણ કરીને કુમાર અનુક્રમે અયોધ્યાપુરીના સમીપ ભાગે આવી પહોંચ્યો. કુમારને આવેલા સાંભળીને દઢવર્મ રાજાને અત્યંત હર્ષ થયો તેથી તેના શરીરમાં રોમાંચરૂપી કવચ ઉલ્લાસ પામ્યું. પછી રાજા પરિજન તથા અંતઃપુરસહિત કુમારની સામે આવ્યો. રાજાએ પોતાના દર્શનમાત્રથી જ કમળના સમૂહને સૂર્યની જેમ, ચાતક પક્ષીઓના સમૂહને મેઘની જેમ અને કોયલના સમૂહને વસંતઋતુની જેમ તે કુમારને અત્યંત પ્રસન્ન મન-

વાળો કર્યો. પછી તે બન્નેનાં મન સ્નેહના વશથી પરાધીન થઈ ગયાં અને તેમનાં નેત્રોમાં હર્ષનાં અશ્રુ આવ્યાં. મહા વિનયવાન્ કુમારે એકાંત ભક્તિથી માતાપિતાના ચરણકમળને પ્રણામ કર્યો. એટલે તેઓ બોલ્યાં કે—" હે પુત્ર ! તું અત્યંત દઢ અને કઠણ હૃદયવાળો થયો, પણ અમે તો તારાપરના અત્યંત સ્નેહને લીધે ઉત્પન્ન થયેલા દુઃસહ વિરહરૂપી અગ્નિની જ્વાળાથી દુઃખી થઇને અમારા સજીવન આત્માને પણ મરેલાની જેમ માનતા રહ્યા છીએ. માટે હે કુમાર ! હવે અમારા આયુષ્યવડે તું ચિરંજીવી થા." એમ કહીને પછી રાજાએ પૂછયું કે—" હે વત્સ ! તે દિવસે તું અશ્વવડે હરણ કરાઇને ક્યાં ગયો, અને ક્યાં રહ્યો, તે સર્વ વૃત્તાંત કહે." તે સાંભળીને કુમાર જ્યાં જ્યાં ગયો હતો, જે જે જોયું હતું, તથા જે જે અનુભવ્યું હતું, તે સર્વ યથાસ્થિત કહી બતાવ્યું. તેવામાં બંદિજનોએ મધ્યાહ્ન સમય થયાનું નિવેદન કર્યું, એટલે રાજા તથા કુમારે ત્યાં જ સ્નાન કરીને ભોજન કર્યું. પછી તે બન્ને સુખેથી ક્ષણવાર બેઠા. ત્યારપછી નિમિત્તિયાએ બતાવેલા શુભ મુહૂર્તે માંગલિક ઉપચાર કરીને કુવલયચંદ્રકુમાર જય-કુંજર હસ્તીપર આરૂઢ થઇને પુરી તરફ ચાલ્યા. તેની આગળ દૃઢવર્મ રાજા હસ્તીના પૃષ્ઠપર આરૂઢ થઇને ચાલ્યો. તે વખતે દુઃખે કરીને નિવારણ કરી શકાય એવા હસ્તીઓ, શત્રુઓનું નિવારણ કરનાર ઘોડેસ્વારો, મનોહર રથો, અને જેમણે કવચ ધારણ કર્યાં છે એવા સુભટો તેમની આગળ ચાલતા હતા. આગળ વાગતા વાજિંત્રોના શબ્દથી આકાશ પૂરાઈ જતું હતું, અને આગળ ચાલતા બંદિજનો કુમારની સ્તુતિ કરતા હતા. એવી રીતે તે કુમાર નગરમાં પ્રવેશ કરીને માર્ગમાં સ્થાને સ્થાને યાચકોને તથા દીનલોકોને દાન આપતો, મુક્તાફળના અવચૂળ ( તોરણ ઝાલર વિગેરે )થી શોભાયમાન અને વિચિત્ર ઉલ્લોચથી સુંદર એવા માર્ગમાં રચેલા મંચોને જોતો, વૃદ્ધ સ્ત્રીઓના આશીર્વાદોને ગ્રહણ કરતો, તથા વધાવેલા અખંડ અક્ષતોને સ્વીકારતો રાજદ્વારની અંદર સાત માળના નિર્મળ અને સુશોભિત પ્રાસાદ પાસે આવી પહોંચ્યો. તે જ શુભમુહૂર્તે શ્રીદઢવર્મ રાજાએ કુમારને સુવર્ણના આસનપર બેસાડીને તીર્થોથી લાવેલા જળથી ભરેલા સુંદર સુવર્ણના કળશોવડે સર્વ લોકની સમક્ષ યુવરાજપદનો અભિષેક કર્યો. તે વખતે સર્વજનોના જય જય

શબ્દથી આકાશ પૂર્ણ થઈ ગયું. પછી સમગ્ર રાજલોકોએ કુમારને નમસ્કાર કર્યો. રાજાએ કુમારને કહ્યું કે—" હે કુમાર! મને તારા જેવો પુત્ર હોવાથી હું પુણ્યવાન્ છું. ચિરકાળથી સંચય કરેલો મનોરથરૂપી રથ આજે જ ઉત્કૃષ્ટ પ્રમાણની કોઠીને પામ્યો છે. આજથી આરંભીને તું જ રાજ્યભારનો વાહક છે." એમ કહીને અત્યંત પ્રીતિથી રોમાંચિત થયેલા રાજાએ રાજ્યના પ્રધાન પુરૂષોની સમક્ષ કુમારને આ પ્રમાણે શિખામણ આપી કે—" હે વત્સ! ગુણોવડે શ્રેષ્ઠ એવો તું રાજ્યભારની ધુરાને ધારણ કરનાર છતાં પણ મેં હજુ સુધી પરલોકનું કાંઈ પણ સાધન કર્યું નથી, તેથી મને ઘણી લજ્જા આવે છે. હે વત્સ! યુવાવસ્થાથી યુક્ત થયેલા એવા તારે આ પૃથ્વીનું રક્ષણ કરવું યોગ્ય છે, અને ગયું છે યૌવન જેનું એવા મારે હવે વનમાં નિવાસ કરવો તે જ યોગ્ય છે. પરંતુ જ્યાંસુધી મારૂં ભોગફળવાળું કર્મ અવશેષ રહેલું છે, ત્યાંસુધી તારે રાજ્યકાર્યમાં મારા સહચારી તરીકે રહેવું." તે સાંભળીને કુમાર પિતાના ચરણકમળને પ્રણામ કરીને બોલ્યો કે—" હે પિતા! આપ મને જે કાંઈ આજ્ઞા કરો, તે મારે અવશ્ય કરવાલાયક જ છે." ત્યારપછી કુવલયમાળાએ ગુરૂજનોને પ્રણામ કર્યો, એટલે ગુરૂજનોએ પણ તેને શુભ આશીષ્ આપી.

કુવલયચંદ્ર કુમાર યુવરાજપણાનું પાલન કરતો સતો પોતાના ગુણોવડે સર્વ લોકને સંમત થયો. તેના સ્મિતવડે, દૃષ્ટિવડે, ચરિત્રોવડે અને વચનોવડે, સમગ્ર રાજલોક સર્વદા આનંદ પામવા લાગ્યો. અને જેમ મેઘ અખંડ જળધારાવડે પૃથ્વીને આનંદ પમાડે છે, તેમ તે કુમાર યાચકોને અત્યંત દ્રવ્યસમૂહના દાનવડે આનંદ પમાડવા લાગ્યો.

આ પ્રમાણે કેટલોક કાળ સુખમય વ્યતીત થયે સતે એકદા રાજાએ કુમારને કહ્યું કે—" હે વત્સ કુવલયચંદ્ર! હવે આ સમય મારે ધર્મનું આરાધન કરવાનો છે, તેથી હું માત્ર ધર્મનું આરાધન કરીશ." કુમારે કહ્યું—" હે મહારાજા! આપે કહ્યું તે યોગ્ય છે, પરંતુ હું એક વિજ્ઞપ્તિ કરૂં છું કે ધર્મ કરવો તે કુળને યોગ્ય જ કરવો જોઇએ." રાજાએ કહ્યું—" ધર્મનાં સાધનો ઘણાં છે, તેમાં કુળને ઉચિત એવો ધર્મ કયો?" કુમારે કહ્યું—" ઈક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલા આપણા પૂર્વજોએ જે ધર્મ કરેલો છે, તે જ ધર્મ તમારે યોગ્ય છે." તે સાંભળીને

રાજાએ ધર્મની પરીક્ષા કરવા માટે દેવાયતનમાં જઈને લક્ષ્મી નામની પોતાની કુળદેવીનું આરાધન કર્યું. કુસુમના સંથારા ઉપર બેસીને આરાધન કરતાં તે રાજાને છ માસ વ્યતીત થયા. છ માસને અંતે મધ્યરાત્રીએ આકાશવાણી થઈ કે—"હે રાજા! જો તારે ધર્મના સારની અપેક્ષા હોય તો ઇક્ષ્વાકુવંશના રાજાઓના કુળધર્મને ગ્રહણ કર." એમ બોલીને કુળદેવી લક્ષ્મીએ પ્રત્યક્ષ થઇને બ્રાહ્મીલિપિવાળો સુવર્ણ-પત્રનો કટકો તેને આપ્યો. અને પોતે અંતર્ધાન થઈ ગઈ. રાજા તે જોઇને હર્ષ પામ્યો. પ્રાતઃકાળે રાજાએ કુમારને બોલાવીને રાત્રીનું સર્વ વૃત્તાંત કહ્યું. પછી રાજાની આજ્ઞાથી કુમાર તે બ્રાહ્મીલિપિને આ પ્રમાણે વાંચવા લાગ્યો કે:—

**ज्ञानदर्शनचारित्ररत्नत्रयमनुत्तरं ।**
**साधनं मोक्षमार्गस्य निधानं शिवशर्मणां ॥ १ ॥**
**न हिंसा यत्र नासत्यं न स्तेयं ब्रह्मपालनं ।**
**परिग्रहप्रमाणं च रात्रिभोजननिवृतिः ॥ २ ॥**
**सर्वदोषविनिर्मुक्तो यत्र देवो जिनेश्वरः ।**
**महाव्रतधरो धीरो गुरुर्धर्मोपदेशकः ॥ ३ ॥**
**पूर्वापराविरुद्धश्चागमः श्रीशिवसंगमः ।**
**मुक्तये धर्म एवायं प्रतीपस्तु भवभ्रमः ॥ ४ ॥**

"જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ ઉત્તમ રત્નો છે, તે મોક્ષમાર્ગનું સાધન તથા મોક્ષસુખનું નિધાન છે. જે ધર્મમાં હિંસા નથી, અસત્ય નથી, ચોરી નથી, બ્રહ્મચર્ય પાળવાનું છે અને પરિગ્રહનું પ્રમાણ રહેલું છે, વળી જેમાં રાત્રિ ભોજનની નિવૃત્તિ છે, તે ધર્મ છે. તેમજ જેમાં સર્વ દોષોથી રહિત એવા જિનેશ્વર દેવરૂપે રહેલા છે, જેમાં પાંચ મહાવ્રતને ધારણ કરનાર ધૈર્યવાન્ ગુરૂ ધર્મોપદેશક છે અને જેમાં મોક્ષલક્ષ્મીનો સંગમ કરાવનાર પૂર્વાપર વિરોધરહિત આગમ છે, એવો શ્રેષ્ઠધર્મ જ મુક્તિને માટે છે, તેથી અન્ય ધર્મ તો માત્ર ભવમાં ભ્રમણ કરવા માટે છે." આ પ્રમાણે ધર્મનું સ્વરૂપ કુમારે વાંચી સંભળાવ્યું, ત્યારે રાજાએ કહ્યું કે—"અહો! પૂજ્ય કુળદેવતાએ આપણાપર બહુ અનુગ્રહ કર્યો. પરંતુ જેમનો આવો ધર્મ

હશે, તેવા પુરૂષો ક્યાં હશે? તે કાંઈ જણાતું નથી." કુમારે કહ્યું કે—"સર્વ ધર્મવાળાને બોલાવીને તેમનો ધર્મ પૂછીએ, તેમ કરવાથી કોઇનો પણ ધર્મ આ લિપિને અનુસરતો નીકળી આવશે." તે સાંભળીને રાજાએ સર્વ ધર્મોના મુખ્ય પુરૂષોને બોલાવી યોગ્ય સ્થાને બેસાડી ધર્મ વિષે પ્રશ્ન કર્યો. એટલે સર્વેએ પોતપોતાના આગમને અનુસારે ધર્મનું સ્વરૂપ નિવેદન કર્યું. પણ રાજાના ચિત્તમાં કોઈપણ ધર્મે સ્થિતિ કરી નહીં. પછી રાજાએ જૈન મુનિઓને બોલાવીને પૂછયું કે—"તમે તમારા ધર્મનું સ્વરૂપ નિવેદન કરો." તે સાંભળીને જૈન ગુરૂએ જે ધર્મ કુળદેવતાએ કહ્યો હતો, તે જ ધર્મ સર્વ ધર્મોમાં ઉત્તમ છે એમ પ્રરૂપણા કરી. તે સાંભળીને રાજા કુમાર સામું જોઇ બોલ્યો કે—"સમ્યક્પ્રકારે આ જ ધર્મ મોક્ષમાર્ગ સાધવામાં સમર્થ છે, માટે સર્વ ધર્મોમાં આ ધર્મ જ મુખ્ય છે. આ જ ધર્મ કુળદેવતાએ કહ્યો છે, અને આ જ ધર્મ ઇક્ષ્વાકુવંશનો છે." ત્યારપછી કુવલયચંદ્ર બોલ્યો કે—"હે મહારાજા! જયારે હું અશ્વપર આરૂઢ થઈ તે અશ્વને ક્રીડા કરાવતો હતો, તે વખતે આ ધર્મનો જ બોધ કરવા માટે દેવતાએ મારૂં હરણ કર્યું હતું. તે અરણ્યમાં મેં મુનિને, સિંહને અને દેવને જોયા હતા, તેઓ મારા પૂર્વભવના મિત્રો હતા. પૂર્વભવે આ ધર્મનું જ આરાધન કરીને અમે સર્વે (પાંચે) સ્વર્ગે ગયા હતા. તે મુનિએ પણ મને આ ધર્મનો જ ઉપદેશ આપીને કુવલયમાળાને બોધ પમાડવા મોકલ્યો હતો. જે પોપટે તમારી પાસે આવીને મારી કુશળ પ્રવૃત્તિ કહી હતી, તે પોપટે પણ આ ધર્મનો જ સ્વીકાર કર્યો છે. હે પિતા! જેના હાથમાં રજોહરણ રહેલું છે એવા મુનિઓની ઇંદ્ર પણ સર્વ ભયથી રહીત થઇને આદરસહિત સ્તુતિ કરે છે. કૃપાના સાગર અને જગત્ના નાથ એવા શ્રીજિનેશ્વર ભગવાન્ પોતે સભામાં આ ધર્મનો જ ઉપદેશ કરે છે. સાધુઓને પણ મેં આ ધર્મમાં જ સ્થિતિ કરેલા જોયા છે કે જેઓ કેવળજ્ઞાન પામીને મોક્ષસ્થાનને પામ્યા છે. તેથી હું વિજ્ઞપ્તિ કરૂં છું કે—હે પિતા! સર્વ ધર્મોમાં અતિ સુખ આપનાર આ જિનેન્દ્રનો ધર્મ જ મનોહર છે. દુર્વાર હસ્તીઓથી વ્યાપ્ત અને મોટા અશ્વોવાળું પ્રાજ્ય રાજ્ય મળી શકે છે પણ જિનેન્દ્રપ્રરૂપિત ધર્મ પ્રાપ્ત થઈ શકતો નથી. તો હે

દેવ! આપને ભવના તાપને દૂર કરનાર એવો શ્રી જૈનધર્મ પ્રાપ્ત થયો છે, તેથી નિપુણતાવડે તેનું જ આરાધન કરો." રાજાએ તે વાત અંગીકાર કરીને કહ્યું કે—" અહો ! સત્ય વાત છે કે આ ધર્મ-માર્ગ અતિ દુર્લભ છે. મારા મસ્તકપર ધોળાં પળી આવ્યાં, તો પણ મેં ધર્મનું અંતર ( તારતમ્ય ) જાણ્યું નહીં. પછી મુનિમહારાજને ઉદ્દેશીને કહ્યું કે—" હે તપોધન મુનિઓ! આપ પૂજ્યોનું સ્થાન ક્યાં છે? તે હું જાણતો નથી." ગુરૂએ કહ્યું કે—" હે રાજા! નગર બહાર ઉદ્યાનમાં કુસુમગૃહ નામના ચૈત્યમાં અમારૂં સ્થાન છે." રાજાએ કહ્યું—" આપ આપને સ્થાને પધારો, અને આપની કર્ત્તવ્ય ક્રિયાઓ કરો, હું પ્રાતઃકાળે આપની પાસે આવીશ." એમ કહીને રાજા કુમાર અને મહેન્દ્રસહિત ઉભો થયો. સાધુઓ પણ પોતાને સ્થાને ગયા.

પછી દૃઢવર્મ રાજાએ " માયાના ગોળાની જેમ, ઇન્દ્રજાળની જેમ, આદર્શના પ્રતિબિંબની જેમ, નેત્રના રોગવાળાને રાત્રી વખતે જોવાતી એકની બે વસ્તુની જેમ, ઝાંઝવાના જળની જેમ તથા ગંધર્વ નગરની જેમ આ સંસારનું સમગ્ર સ્વરૂપ અજ્ઞાનતાને લીધે જ માત્ર રમણીય લાગે તેવું અગ્રાહ્ય અને કેવળ નિષ્ફળ છે" એમ વિચારીને સંપૂર્ણ વૈરાગ્ય ઉત્પન્ન થવાથી કુવલયચંદ્ર કુમારને સપ્તાંગ રાજ્ય સોંપ્યું. અને તે કુમારને આ પ્રમાણે શિક્ષા આપી કે—" હે વત્સ કુવલયચંદ્ર! તું સર્વ યુક્તિઓ જાણે છે, સર્વ શાસ્ત્રના સમૂહનો તેં અભ્યાસ કરેલો છે, માટે તને કાંઇપણ શિક્ષાવચન કહેવું તે શ્વેતગૃહને શ્વેત કરવા જેવું, લોટને દળવા જેવું તથા શોભાયમાનને શોભાવવા જેવું છે, પરંતુ પુત્રપરની પ્રીતિ મને બોલવાની પ્રેરણા કરે છે તેથી કહું છું કે—સ્ત્રીઓ તથા લક્ષ્મી દુષ્ટ પરિણામવાળી છે, પાપબંધનના ઉપાયભૂત છે, અને વિદ્યુત્‌ની જેવી ચપળ સ્વભાવવાળી છે, તેથી કોઈ પણ વખતે તું તેને આધીન થઇશ નહીં. કાર્ય જાણવામાં કુશળ એવા તારે ઉચ્ચ સ્થાન પામીને પણ ગુરૂઓને કદીપણ લઘુપણે જોવા નહીં. વળી તારે પ્રીતિપૂર્વક તારી પ્રજાનું પાલન કરવું, કેમકે પ્રજારૂપી લતા નીતિરૂપ જળના સિંચનથી જ ફળીભૂત થાય છે. તારે અભ્યંતર છ શત્રુઓને જીતવા માટે શાસ્ત્રમાં આદર કરવો અને બાહ્ય શત્રુઓને શાંત પમાડવા માટે શસ્ત્રવિદ્યામાં આદર કરવો. તારે

હંમેશાં વિદ્યાવડે નિર્મળ ( નિષ્પાપ ) એવા સ્થવિર ( વૃદ્ધ ) પુરૂષોની આરાધના કરવી, કેમકે દુઃખરૂપી સમુદ્રમાં ડુબતા પ્રાણીઓને વૃદ્ધજનોની સેવા નૌકારૂપ થાય છે. રાજ્યલક્ષ્મીરૂપી કામધેનુ ન્યાયરૂપ ગોવાળવડે પોષણ પમાડી સતી રાજાઓના અનેક પ્રકારના વાંછિતને આપે છે." આ પ્રમાણે શિખામણ આપીને શ્રીદઢવર્મ રાજાએ દીન પુરૂષોને દાન આપ્યું, સ્વજનોનો સત્કાર કર્યો, ચૈત્યમાં અષ્ટાન્હિક ઉત્સવ કર્યો અને પછી કુવલયચંદ્ર કુમારે કરાવેલી શિબિકા ઉપર આરૂઢ થઇને કુસુમગૃહ ચૈત્યમાં જઈ તેજ ગુરૂની પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી. પછી કરૂણાવંત ગુરૂમહારાજાએ મનુષ્ય ભવ ઉપર યુગ સમિલાનું અને પરમાણુનું દષ્ટાંત આ પ્રમાણે કહી સંભળાવ્યું:—

"સર્વ દ્વીપો અને સમુદ્રોની ફરતો છેલ્લો સ્વયંભૂરમણનામે સમુદ્ર વલયાકારે રહેલો છે. હવે કોઈ દેવ તે સમુદ્રમાં પૂર્વ દિશાએ યુગ[1]ને તથા પશ્ચિમ દિશાએ સમિલા[2]ને સ્થાપન કરે (મુકે). પછી તે સમિલા જેમાં પારાવાર જળ ભરેલું છે એવા તે સમુદ્રમાં પડી સતી અપાર એવા તે સમુદ્રમાં ચોતરફ ચળાચળપણે અથડાતી ચલાચલ એવા યુગની સાથે કદીપણ સંયોગ ભાવને પામતી નથી, છેવટ દૈવયોગે પ્રચંડ વાયુથી ઉછળતા તરંગોવડે ચોતરફ ભ્રમણ કરતી તે સમિલા દીર્ઘકાળે કવચિત્ યુગની સાથે સંબંધ પામે છે. તેવી જ રીતે આ સંસારમાં ભ્રમણ કરતા જીવો કદાચિત્ દૈવયોગે મનુષ્ય જન્મ પામે છે.

તથા કોઈ દેવ આરસ પત્થરના કોઈ મોટા સ્તંભને ભાંગીને તેનો અતિ સૂક્ષ્મ આંખમાં અંજાય તેવો ભૂકો કરે, પછી તે ચૂર્ણ લઇને મેરૂપર્વતપર જાય, અને તેની ચૂલિકા ઉપર ઉભો રહીને હાથમાં નળિકા ધારણ કરી તે નળિકાવડે અત્યંત જોરથી ફુંક મારીને તે ચૂર્ણના સર્વ સૂક્ષ્મ પરમાણુઓને ચારે દિશામાં ફેંકી દે, તે વખતે કલ્પાંતકાળની જેવો મહા પ્રચંડ વાયુ વાય, અને તે વાયુથી હરણ કરાયેલા તે સર્વે સૂક્ષ્મ પરમાણુઓ તે દેવના દેખતાં જ તત્કાળ અદશ્ય થઈ જાય. હવે મેરૂપર્વતથી ઉડાડેલા તેજ પરમાણુઓને પાછા એકઠા કરીને તે

---

૧ ધોંસરૂં. ૨ ધોંસરાના છેડાપર અથવા મધ્યમાં નાખવામાં આવતી ખીલી.

સ્તંભને ફરીથી હતો તેવો કરવા તે દેવ પણ સમર્થ થઈ શકે નહીં, તેવી જ રીતે પાપકર્મને યોગે મનુષ્યજન્મથી ભ્રષ્ટ થયેલો જીવ ફરીથી નિર્મળ એવા મનુષ્યભવને પામી શકતો નથી."

આ પ્રમાણે ગુરૂના મુખથી બે દષ્ટાંતો સાંભળીને સર્વ લોકો હર્ષ પામી પોતપોતાને સ્થાને ગયા. પછી બે પ્રકારની શિક્ષાને ધારણ કરતા તથા નિર્મળ ચારિત્રનું પાલન કરતા તે દઢવર્મરાજર્ષિ ગુરૂની સાથે જ વિહાર કરવા લાગ્યા.

સમગ્ર નૃપમંડળના મુકુટોના અગ્ર ભાગવડે જેના ચરણકમળનું ઘર્ષણ થાય છે, એવા તે કુવલયચંદ્ર રાજાને સમુદ્રરૂપી મેખળાવાળી પૃથ્વીનું પાલન કરતાં ઘણા દિવસો વ્યતીત થયા. તેવામાં સ્વર્ગમાં રહેલો પદ્મકેસર દેવતા પોતાના ચ્યવનનાં ચિહ્નો જાણીને મનમાં ખેદ પામ્યો સતો વિચારવા લાગ્યો કે—"હે જીવ! તું ખેદ ન કર, અને મનમાં દીનતાને ધારણ ન કર. કેમકે જેટલું આયુષ્ય ઉપાર્જન કર્યું હોય, તેટલું જ ભોગવાય છે. તો હવે સમયને ઉચિત એવું કાર્ય મારે કરવું જોઇએ." એમ વિચારીને તે દેવે અયોધ્યાપુરીમાં કુવલયચંદ્ર તથા કુવલયમાળાની પાસે આવીને કહ્યું કે—"હું અમુક માસમાં અમુક દિવસે તમારો પુત્ર થવાનો છું. તો તમે પદ્મકેસરના નામથી અંકિત એવા આ કટક, કુંડળ, હાર અને અર્ધહાર વિગેરે અલંકારો ગ્રહણ કરો. તે તમે મારા શરીરપર ધારણ કરાવજો કે જેથી આ ચિરકાળના પરિચયવાળા અલંકારો જોઈને મને જાતિસ્મરણ ઉત્પન્ન થશે." એમ કહીને તે અલંકારો આપી તે દેવ પોતાને સ્થાને ગયો. ત્યારપછી કેટલેક દિવસે તે દેવ સ્વર્ગમાંથી ચવીને કુવલયમાળાના ગર્ભમાં પુત્રપણે ઉત્પન્ન થયો. તેણીએ ગર્ભસમય પૂર્ણ થયે પવિત્ર એવા પુત્રને જન્મ આપ્યો. તરત જ રાજાએ આખા નગરમાં વર્ધાપન મહોત્સવ કર્યો. પછી તે પુત્ર બાર દિવસનો થયો, ત્યારે તેના પિતાએ પ્રથમ મુનિએ કહ્યું હતું તે પ્રમાણે **પૃથ્વીસાર** એવું તેનું નામ પાડયું. અનુક્રમે તે કુમાર કળાઓના સમૂહવડે તથા યુવાવસ્થાવડે અલંકૃત થયો. એટલે તેનાં માતાપિતાએ પેલાં આભૂષણો તેને આપ્યાં. તે જોતાં જ "આ અલંકારો મેં પૂર્વે કોઈક સ્થળે જોયા છે" એમ તર્કવિતર્ક કરતાં તેને મૂર્છા આવી ને જાતિસ્મરણ

ઉત્પન્ન થયું. પરિજનોએ શીત જળવડે તથા વાયુવડે આશ્વાસન કર્યું એટલે તે શુદ્ધિમાં આવીને વિચાર કરવા લાગ્યો કે "અહો! સ્વર્ગનાં ઉંચા પ્રકારનાં સુખો અનુભવીને જીવ ફરીથી મનુષ્યભવમાં પ્રાપ્ત થાય તેવાં તુચ્છ સુખોની પણ ઇચ્છા રાખે છે! તો એવા મોહને ધિક્કાર છે! અને ધિક્કાર છે આવા સંસારવાસને! કેમકે આ સંસારમાં રહેલો જીવ નિરંતર આધિ વ્યાધિથી વ્યથા પામે છે. તેથી હું તો સંસારનાં દુઃખોની પરંપરાનો પરાભવ કરનારી એવી પ્રવ્રજ્યા ગ્રહણ કરીને આત્માનું સાધન કરીશ." એમ વિચાર કરતા એવા તેને તેનાં સમાન વયવાળા મિત્રોએ કહ્યું કે—"હે કુમાર! તમારૂં શરીર સ્વસ્થ છતાં શું થઈ ગયું?" કુમારે કહ્યું—"મને અજીર્ણના દોષથી મૂર્છા આવી હતી." એમ કહી તેણે પોતાના મનનો ભાવ પ્રગટ ન કર્યો (ગુપ્ત રાખ્યો). ત્યારપછી કેટલેક દિવસે કુવલયચંદ્ર રાજાએ કુમારને કહ્યું કે "હે વત્સ! તું રાજ્ય ગ્રહણ કર, હું પ્રવ્રજ્યા ગ્રહણ કરીશ." ત્યારે કુમાર બોલ્યો કે "હે મહારાજા! તમે જ રાજ્યનું પાલન કરો; અને હું દીક્ષા લઉં." તે સાંભળીને રાજાએ કહ્યું કે "તું હજુ બાળક છે, માટે રાજ્યના સુખનો અનુભવ કર, અને અમે તો ભોગનો અનુભવ લઈ લીધો છે, તેથી અમને દીક્ષા લેવા દે." ઇત્યાદિ કુમારને પ્રતિબોધ કરીને કામભોગથી નિર્વેદ પામેલો અને પ્રવ્રજ્યા ગ્રહણ કરવાની ઇચ્છાવાળો તે રાજા કોઈ ગુરૂના આગમનની રાહ જોવા લાગ્યો.

અન્યદા સમગ્ર પરિજનોનું સન્માન કરીને તથા અર્થીજનોને મહાદાન આપીને ક્ષમાવાન્ રાજા કુવલયમાળા સાથે ધર્મવાર્તા કરતો સુઈ ગયો. રાત્રીના પાછલા પહોરે તે જાગૃત થઈ વિચારવા લાગ્યો કે—"દક્ષિણાવર્ત શંખની જેવા દુષ્પ્રાપ્ય મનુષ્ય જન્મને પામીને ચતુર પુરૂષોએ [1]હેય અને [2]ઉપાદેય હેતુઓ ચિંતવવા જોઇએ. અત્યંત શ્રેષ્ઠ એવું મનુષ્યપણું, તેમાં પણ ઉંચ કુળમાં જન્મ અને તેમાં પણ દયામય જૈનધર્મની પ્રાપ્તિ એ ત્રણ અતિ દુર્લભ છે. જેઓ સર્વ સંગનો પરિત્યાગ કરીને આગમરૂપી માર્ગના પથિકો થયા છે, તે પુરૂ-

---

૧ ત્યાગ કરવાલાયક. ૨ ગ્રહણ કરવાલાયક.

ઓને ધન્ય છે, તેઓ જ પુણ્યવાન્ છે, અને તેઓ જ ભવસાગરનો પા:
પામ્યા છે. જેઓએ શ્રીજિનેન્દ્રે કહેલી સર્વ વિરતિનો અંગીકાર કર્યો
છે તેઓ જ પંડિતો છે અને તેઓ જ ત્રિભુવનની લક્ષ્મીના તિલકરૂપ છે
વિભ્રમનો ત્યાગ કરનારા, આહારને તજનારા અને શુભ અંતઃકરણ
વાળા મુનીશ્વરો જે ક્ષેત્રોમાં વિચરે છે તે ક્ષેત્રોને ધન્ય છે. પવિ:
ચારિત્રરૂપી સૂર્યપ્રભાના ઉદયથી મારૂં મનરૂપી કમળ વિકાસ પામે અ:
મને અત્યંત પ્રમોદ ઉપજાવે તેવી કઈ તિથિ, કયો વાર અને ક:
મુહૂર્ત થશે? દુષ્ટ વાસનાથી મલિન થયેલા મારા મનરૂપી વસ્ત્ર:
જ્ઞાનરૂપી જળવડે દીક્ષા અને શિક્ષારૂપી શિલા ઉપર હું ક્યારે ધોઈશ?"
આ પ્રમાણે તે રાજા વિચાર કરતો હતો, તેવામાં પ્રાતઃકાળ થવાથ
મંગળપાઠકો બોલ્યા કે—"જેણે અંધકારરૂપ સૈન્યનો નાશ કર્યો છે
જેણે નક્ષત્રરૂપી સુભટના સમૂહનો પાત કર્યો છે, અને જેના પ્રતા
પનો સમૂહ ચોતરફ ફેલાએલો છે, એવો સૂર્યરૂપી પૃથ્વીપતિ ઉદય પામે
છે." તે સાંભળીને રાજાએ વિચાર્યું કે—"અહો! પુત્રને રાજ્ય
આપવાનું આ સુંદર શુકન થયું." એ પ્રમાણે વિચારી "હે સંસારથ
વિમુક્ત થયેલા પરમાત્મા! તમને નમસ્કાર છે, હે દ્વેષરહિત ભગવાન્! તમ:
નમસ્કાર છે, મહેન્દ્રને પણ જીતનાર એવા હે ભગવાન્! તમને નમ
સ્કાર છે, અને જ્ઞાનભાસ્કર એવા હે ભગવાન્! તમને નમસ્કાર છે." એ
પ્રમાણે પરમાત્માની સ્તુતિ કરતો રાજા શય્યામાંથી ઉભો થયો. ત્યારપછ
"શ્રીજિનેશ્વરોને મારો નમસ્કાર થાઓ" એમ બોલતી કુવલયમાળ
પણ એકદમ ગંગાનદીના પુલિન જેવા શયનમાંથી ઉઠીને રાજા પ્રત્યે
બોલી કે—"હે સ્વામી! આટલી વાર સુધી પૃથ્વીપતિએ (આપે)
શું વિચાર કર્યો?" રાજાએ કહ્યું કે—"હે પ્રિયા! પૃથ્વીસાર કુમારને
રાજ્યાસનપર સ્થાપન કરીને પ્રવ્રજ્યા ગ્રહણ કરી આત્માનું સાધ:
કરવું એમ મેં વિચાર કર્યો છે." તે સાંભળીને રાણી બોલી
કે—"જ્યારે આપણે વિજયાપુરીથી નીકળ્યા ત્યારે આપે શાસ:
દેવતાને વિજ્ઞપ્તિ કરી હતી કે—"હે પૂજ્ય દેવી! જો હું મારા પિતા:
જીવતા જોવાનો હોઉં, રાજ્ય પામવાનો હોઉં, અને છેવટ પુત્રને રાજ્ય
આપીને હું વ્રત ગ્રહણ કરવાનો હોઉં, તો હે દેવી! મને ઉત્તમ શુક:
આપજે." એ પ્રમાણે તમે કહ્યું, ત્યારે કોઈ પુરૂષે આવીને આપ:

છત્રરત્ન ભેટ કર્યું હતું. તે વખતે આપે મને કહ્યું હતું કે—" હે પ્રિયા! આપણને બહુ સારાં શુકન થયાં છે, તેથી આપણને સર્વ સંપત્તિઓ અને પુત્ર પણ પ્રાપ્ત થશે." એવું આપનું વચન સર્વ સત્ય થયું છે, માટે હે સ્વામી! હવે આપણે પ્રવ્રજ્યાનું ગ્રહણ કરવું ને પાલન કરવું તેજ યોગ્ય છે." તે સાંભળીને રાજાએ કહ્યું કે—" હે પ્રિયા! તારૂં કહેવું અત્યંત સુંદર અને યોગ્ય છે." ત્યારે ફરીને રાણી બોલી કે—" હે સ્વામી! **धर्मस्य त्वरिता गतिः** ધર્મની ગતિ ત્વરાવાળી છે, માટે વિલંબ કેમ કરો છો! આત્મહિત તો ત્વરિત જ કરવું જોઇએ." રાજાએ કહ્યું—" હે દેવી! જો એમ જ છે તો સદ્‌ગુરૂની શોધ કરવી જોઈએ, કે જેથી આપણો વિચાર તત્કાળ સફળ થાય." એમ કહીને રાજાએ પ્રાતઃકાળ સંબંધી ક્રિયા કરી, તે જ દિવસે પૃથ્વીસાર કુમારને રાજ્યાભિષેક કર્યો. પછી રાજાએ બીજે દિવસે આકાશમણિ ( સૂર્ય ) આકાશના મધ્યભાગમાં આરૂઢ થયો તે વખતે પ્રાસાદના ઉપરના ભાગમાં બેઠો હતો તેવામાં કોઈએ સાધુઓને ભિક્ષા ( ગોચરી ) માટે શેરીમાં ફરતા જોયા. તેમને જોઈને રાજા પ્રાસાદપરથી નીચે ઉતર્યો અને સુખાસનપર આરૂઢ થઈ કેટલાએક પરિજનોસહીત તેમની પાસે જઇને વંદના કરી બોલ્યો કે—" હે મુનિવરો! આપના દેહને કુશળ ( સુખશાતા ) છે? ત્યારે તે સાધુઓ બોલ્યા કે—" ગુરૂના ચરણકમળનું સ્મરણ કરવાથી પવિત્ર અંતઃકરણવાળા એવા અમો કુશળ છીએ."રાજાએ પૂછ્યું કે—" આપના ગુરૂનું શું નામ છે?" તેઓ બોલ્યા કે—" ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલા, ગુરૂ મહારાજના વિનયવડે સમગ્ર શાસ્ત્રાર્થને પામેલા અને કામદેવના ગર્વરૂપી સર્પનો નાશ કરવામાં ગરૂડ સમાન એવા દર્પફલિક નામના અમારા ગુરૂ છે." રાજાએ એકદમ પૂછ્યું કે—" શું તે અમારા કાકા રત્નમુકુટ રાજર્ષિના પુત્ર દર્પફલિક કે કોઈ બીજા?" મુનિ બોલ્યા કે—" હે રાજા! તે જ." રાજાએ પૂછ્યું કે—" તેઓ ક્યાં બીરાજે છે?" મુનિઓ બોલ્યા કે—" હે રાજા! સંસારરૂપ મરૂદેશમાં કલ્પવૃક્ષ સમાન તે અમારા ગુરૂ પ્રધાન એવા મનોરમ ઉદ્યાનમાં બિરાજે છે." એમ કહીને તે બન્ને મુનિઓ પોતાને સ્થાને ગયા. રાજાએ પણ રાજમહેલમાં આવીને કુવલયમાળાને તથા મહેન્દ્રસિંહને તે સર્વ વૃત્તાંત નિવેદન કરી કહ્યું કે—" આજે તે જ અમારા ભાઈ દર્પફલિક આચાર્યપદને ધારણ કરી

અત્રે પધાર્યા છે." ત્યારપછી કુવલયમાળા અને મહેન્દ્રને સાથે લઈને કુવલયચંદ્રે મનોરમ ઉદ્યાનમાં જઇને પૂજ્ય દર્પફલિકને વંદના કરી પૂછયું કે—"હે પૂજ્ય ! તે દિવસે આપે ચિંતામણિ પલ્લીથી નીકળીને કયા ગુરૂની પાસે દીક્ષા ગ્રહણ કરી?" ગુરૂ બોલ્યા કે—"હે રાજા ! તે દિવસે હું ત્યાંથી નીકળીને ભૃગુકચ્છ ( ભરૂચ )માં ગયો. ત્યાં મેં એક મુનિને જોયા. તેણે મને કહ્યું કે 'હે રાજપુત્ર દર્પફલિક ! તું મને ઓળખે છે?' ત્યારે મેં કહ્યું કે 'હું આપને બરાબર ઓળખતો નથી.' ત્યારે મુનિ બોલ્યા કે 'તે દિવસે તને ચિંતામણિ પલ્લીનું રાજ્ય કોણે આપ્યું હતું?' તે સાંભળીને હું બોલ્યો 'અહો ! હે ભગવાન્ ! શું તે જ આપ છો?' તેણે કહ્યું કે 'હા, તેમ જ છે.' ત્યારે મેં કહ્યું કે 'તે વખતે જેમ આપે મને પલ્લીનું રાજ્ય આપ્યું હતું તેમ આજે સંયમ-રૂપી રાજ્ય આપીને મારાપર કૃપા કરો.' તેઓ બોલ્યા કે 'જ્યારે એવી જ ઇચ્છા છે ત્યારે શામાટે વિલંબ કરવો જોઇએ?' એમ કહીને તે મુનિએ મને દીક્ષા આપી. તેમની સાથે વિહાર કરતાં હું અયોધ્યામાં આવ્યો. તે વખતે તમારા પિતા દઢવર્માએ તેમની પાસે દીક્ષા ગ્રહણ કરી. તે મારા ગુરૂ તથા તમારા પિતા બંને સમેતશિખર ઉપર કેવળ-જ્ઞાન પ્રાપ્ત કરી સિદ્ધિપદને પામ્યા છે. ત્યારપછી હું તમને પ્રતિબોધ કરવા માટે જ અહીં આવ્યો છું." આપ્રમાણે ગુરૂના મુખથી સર્વ વૃત્તાંત સાંભળીને પિશુનજનની મિત્રાઇની જેમ, સ્ત્રીઓના નેત્રના પ્રાંતભાગની જેમ, વાયુએ હલાવેલા કદલીના પત્રની જેમ, શરદૃઋતુના મેઘસમૂહની જેમ તથા ઇન્દ્રધનુષ્યના દેખાવની જેમ સમગ્ર પદાર્થોનો સ્વભાવ અતિ ચપળ જાણીને કુવલયચંદ્ર રાજાએ કુવલયમાળા અને મહેન્દ્રકુમાર સહિત દીક્ષા ગ્રહણ કરી.

ત્યારપછી વ્રતનું પાલન કરતી કુવલયમાળા આગમને અનુસારે તપ તપીને સૌધર્મ દેવલોકમાં બે સાગરોપમની સ્થિતિવાળા દેવપણે ઉત્પન્ન થઈ. કુવલયચંદ્ર પણ સમાધિવડે કાળધર્મ પામીને તે જ ( સૌધર્મ ) વિમાનમાં તેટલા જ પ્રમાણના આયુષ્યવાળો દેવ થયો. પેલો સિંહ પણ અનશન ગ્રહણ કરીને ત્યાં જ ઉત્પન્ન થયો હતો અને પેલા અવધિજ્ઞાની સાગરદત્ત મુનિ પણ કાળધર્મ પામીને તેજ દેવ-લોકમાં દેવ થયા.

અહીં પૃથ્વીસાર રાજાએ કેટલોક કાળ રાજ્ય સુખ ભોગવીને પોતાના **મનોરથાદિત્ય** નામના પુત્રને રાજ્યાભિષેક કર્યો, અને પોતાનું ચિત્ત સંસારરૂપી મહારાક્ષસથી ભયભ્રાંત થયેલું હોવાથી ભોગ-વિલાસને સર્પના દેહસદૃશ ભયંકર જાણીને ગુરૂના પાદમૂળમાં પ્રવ્રજ્યા ગ્રહણ કરી. અનુક્રમે ચારિત્રનું પ્રતિપાલન કરી સર્વ જીવોને મિથ્યા-દુષ્કૃત આપી કાળધર્મ પામીને તે જ સૌધર્મવિમાનમાં દેવતા થયા. આપ્રમાણે તે પાંચે જણા સુકૃત કરીને એક જ વિમાનમાં ઉત્પન્ન થયા. પછી તેઓ પ્રથમ કરેલા સંકેતને જાણીને પરસ્પર કહેવા લાગ્યા કે—"અહીં રહ્યા સતા પણ સકળ સુર અસુર તથા મનુષ્યોને સિદ્ધિસુખ આપવાવાળા જિનેશ્વરપ્રણિત સમ્યક્ત્વને વિષે યત્ન કરવો અને અહીંથી ચવીને પણ પ્રથમની જેમ પરસ્પર પ્રતિબોધ આપવો." તે વાત સર્વેએ અંગીકાર કરી અને આનંદમાં કાળ નિર્ગમન કરવા લાગ્યા.

આ જંબૂદ્વીપના દક્ષિણ ભરતક્ષેત્રમાં આ અવસર્પિણી કાળને વિષે ઋષભદેવ સ્વામી વિગેરે ત્રેવીશ તીર્થંકરો મોક્ષે ગયા પછી ચોવીશમા તીર્થંકર શ્રીમહાવીર સ્વામી ઉત્પન્ન થયા. તે સમયમાં કાકંદીપુરીમાં નમ્રજનોરૂપી કમળોનો અત્યંત વિકાસ કરવામાં ચંદ્ર જેવો, શત્રુઓરૂપી હસ્તીઓનો નાશ કરવામાં સિંહ જેવો અને સન્માર્ગમાં ચાલનારા પથિક જેવો **કાંચનરથ** નામે રાજા રાજ્ય કરતો હતો. તેને **ઇંદીવરલોચના** નામની પ્રીતિવાળી પટ્ટરાણી હતી. તે રાણીની કુક્ષિમાં પ્રથમ કુવલયચંદ્ર દેવ પોતાનું આયુષ્ય પૂર્ણ કરી સ્વર્ગથી ચવીને અવતર્યો. સમય પૂર્ણ થયે રાણીએ પુત્રને જન્મ આપ્યો. રાજાએ તેનું **મણિરથ** એવું નામ પાડયું. તે પુત્ર અનુક્રમે વૃદ્ધિ પામી યુવાવસ્થા પામ્યો. તે કુમારને અશુભ કર્મના ઉદયથી મૃગયાનું વ્યસન એટલું બધું થયું કે રાજા વિગેરે ગુરૂજનોએ નિષેધ કર્યા છતાં, મિત્રોએ વાર્યા છતાં અને સત્પુરૂષોએ નિંદા કર્યા છતાં તે પાપકર્મથી નિવૃત્ત થયો નહીં. એકદા તે કુમાર મૃગયાને માટે અરણ્યમાં ગયો હતો તે વખતે કેવળજ્ઞાનથી શોભતા, ત્રણ જગત્‌ના પતિ અને ત્રણ ભુવનને પવિત્ર કરનાર શ્રીવર્ધમાન સ્વામી કાકંદીપુરીએ સમવસર્યા. ત્યાં ચતુર્વિધ દેવનિકાયે મળીને સમવસરણ રચ્યું. તેમાં પ્રભુએ વિધિપૂર્વક સિંહાસનપર બેસીને

ગૌતમાદિક ગણધરો, સૌધર્મેન્દ્રાદિ ઇંદ્રો, અનેક સુરાસુરો તથા પરિજન-સહિત કાંચનરથ રાજા વિગેરેની પાસે સમ્યક્ત્વ મૂલક બે પ્રકારના ધર્મનું આ પ્રમાણે નિરૂપણ કર્યું કે—" હે ભવ્ય જીવો ! શંકાદિ દોષ-રહિત, સ્થૈર્યાદિક ગુણોથી ભૂષિત અને પાંચ લક્ષણોવડે લક્ષ્ય એવું સમ્યક્ત્વ મોક્ષના સુખમાટે થાય છે. ઋજુતા, માર્દવ, ક્ષાંતિ, સત્ય, શૌચ, તપ, સંયમ, બ્રહ્મચર્ય, અકિંચનપણું અને મુક્તિ ( નિર્લોભતા )એ દશ પ્રકારનો યતિધર્મ કહેલો છે. અને અહિંસાદિક પાંચ અણુવ્રતો, ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાવ્રતો એમ બાર પ્રકારનો શ્રાવકધર્મ પાપકર્મનો નાશ કરનાર કહેલો છે." આ પ્રમાણે દેશના સાંભળીને અવસર જોઈ તત્ત્વને જાણનાર અને ઘણા જંતુઓના વધથી ઉત્પન્ન થતા પાપની શંકાવાળા કાંચનરથ રાજાએ હાથ જોડીને પૂછ્યું કે—" હે ભગવાન્ ! મારો પુત્ર મણિરથ કુમાર ભવ્ય છે કે અભવ્ય છે ?" ભગવાને કહ્યું કે—" તે ભવ્ય છે તથા ચરમશરીરી છે." તે સાંભળીને રાજાએ પૂછ્યું કે—" હે ભગવાન્ ! જ્યારે તે ચરમ-શરીરી છે, ત્યારે તે અનેક પ્રકારે નિષેધ કર્યા છતાં પણ મૃગયાના વ્યસનથી કેમ નિવૃત્ત થતો નથી ? તેને ક્યારે જિનધર્મનો બોધ થશે ?" પ્રભુએ કહ્યું કે—" હે ભદ્ર ! આજે તારા પુત્રને બોધ થયો છે, તેને સંવેગનો રંગ પ્રાપ્ત થયો છે, અને તે મારી પાસે આવવા ચાલી ચુક્યો છે, તે હમણાં જ અહીં આવશે." રાજાએ પૂછ્યું—" હે સ્વામી ! શું કારણ પામવાથી તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો છે ?" ભગવાને કહ્યું—" અહીંથી એક યોજન દૂર **કૌશાંબ** નામનું વન છે. તે વનમાં ઘણા મૃગ, સૂકર અને સસલાના સમૂહો વસે છે એમ ધારીને તમારો પુત્ર પાપર્દ્ધિ ( મૃગયા ) માટે ત્યાં ગયો છે. તે વનમાં ભમતાં તેણે એક ઠેકાણે મૃગોનું યૂથ જોયું, તેથી તેણે ધનુષ્ લઇને તેનાપર જેવું બાણ ચડાવ્યું, તેવું જ તે સર્વ મૃગયૂથ કાગડાની જેમ નાશી ગયું. પરંતુ એક મૃગલી કુમારને જોઇને દીર્ઘ નિઃશ્વાસ મૂકી, નેત્રમાં અશ્રુ લાવી, તથા હૃદયમાં વિશ્વાસ ધારણ કરી નિઃશંકપણે ત્યાં જ ઉભી રહી. તેને તેવી રીતે રહેલી જોઇને કુમારે વિચાર્યું કે—" અહો ! મોટું આશ્ચર્ય છે કે મૃગનું યૂથ નાશી ગયું છતાં પણ આ મૃગલી એકલી મારી સન્મુખ જોઇને અહીં ઉભી રહી છે." એ રીતે તે કુમાર વિચાર કરતો

હતો, તેવામાં તે મૃગલી કુમાર પાસે આવી. તેણીએ કુમારના હાથમાં અનેક પ્રાણીઓના જીવનો અંત કરનારૂં ધનુષ્ જોયું, તો પણ કુમાર-ઉપર તેનું હૃદય અત્યંત સ્નેહવાળું હોય, તેમ તે તેની પાસે જ ઉભી રહી. તે જોઇને કુમારે ધનુષ્ તથા બાણને ભાંગી નાંખ્યાં. પછી " જે નિરપરાધી જીવોને હણે છે, તે માણસ મહાપાપી છે." એમ વિચારતાં કુમારને સર્વ જંતુસમૂહ ઉપર કરૂણા ઉત્પન્ન થઈ, અને તેનું હૃદય મૈત્રીભાવથી પૂર્ણ થયું, એટલે તેણે હર્ષથી પોતાના કરતલવડે તે મૃગલીનો સ્પર્શ કર્યો. જેમ જેમ તે તેણીના અંગને વિશેષ વિશેષ સ્પર્શ કરવા લાગ્યો તેમ તેમ તેણીનાં નેત્રો અશ્રુથી ભરાઈ ગયાં. તેણીને જોઇને કુમારનાં નેત્રો પણ વિકાસ પામ્યાં, સર્વ અંગમાં રોમાંચરૂપી કંચુક વ્યાપ્ત થયો અને તેના ચિત્તમાં અત્યંત હર્ષ પ્રવર્ત્યો. તેણે જાણ્યું કે—" આ મૃગલી જરૂર મારા કોઈ પૂર્વભવની સંબંધી હોવી જોઇએ, કોઈને ઓળખવામાં દૃષ્ટિજ્ઞાન જ પ્રમાણભૂત થાય છે, બીજી ( ઇંદ્રિયો વિગેરે )નું જ્ઞાન પ્રમાણભૂત થતું નથી; કેમકે પ્રિય પદાર્થ જોવાથી દૃષ્ટિ પ્રફુલ્લિત થાય છે અને અપ્રિય પદાર્થ જોવાથી દૃષ્ટિ સંકોચ પામે છે. પરંતુ આ મૃગલી જન્માંતરમાં મારા શું સંબંધવાળી હશે ?" એમ વિચાર કરતાં તેને સ્મરણ થયું કે—" આજે જ શ્રીમહાવીર સ્વામી ચંપાપુરીથી કાકંદીપુરીમાં સમવસર્યા છે, તેમને વાંદવાનિમિત્તે મારા પિતાશ્રી ગયા છે, તો હું પણ ત્યાં જઇને તેમને પૂછું કે—આ મૃગલી કોણ છે ? અને જન્માંતરમાં મારે તેની સાથે શો સંબંધ હતો ?" એમ વિચારીને તે કુમાર આ તરફ આવવા ચાલ્યો અને તેની પાછળ મૃગલી પણ ચાલી. અત્યારે તે બન્ને આ સમવસરણના બહારના પ્રાકારને દરવાજે આવી પહોંચ્યા છે." આપ્રમાણે શ્રીજિનેશ્વર કહેતા હતા, તેવામાં તો મણિરથ કુમાર તેમની પાસે આવ્યો; અને ત્રણ પ્રદક્ષિણાપૂર્વક ભગવાનને વંદના કરીને તેણે પૂછ્યું કે—" હે ભગવાન્ ! મારાપર અત્યંત પ્રેમને ધારણ કરનારી આ કુરંગી ( મૃગલી ) કોણ છે ?" ત્યારે ભગવાન્ સમગ્ર જંતુઓના સમૂહને બોધ કરવા માટે તેમના પૂર્વભવનું વૃત્તાંત કહેવા લાગ્યા કે—" આ ભરત ક્ષેત્રમાં **સાકેતપુર** નામે નગર છે. તે નગરમાં કાંતિએ કરીને તથા નામે કરીને **મદન** નામે રાજા હતો.

તેને **અનંગ** નામે કુમાર હતો. તે પુરમાં વૈશ્રમણ ( કુબેર )ની જેવો ધનાઢ્ય **વૈશ્રમણ** નામનો શેઠ રહેતો હતો, તેને **પ્રિયંકર** નામે પુત્ર હતો. તે સૌમ્ય, સજ્જન, કુશળ, દાતાર, દયાળુ અને શ્રદ્ધાળુ હતો. તે પ્રિયંકર યુવાવસ્થા પામ્યો, ત્યારે તેના પિતા વૈશ્રમણે પોતાના પડોશમાં રહેનાર પ્રિયમિત્ર શેઠની **સુંદરી** નામની પુત્રી સાથે તેનું પાણિગ્રહણ કર્યું. તે બન્ને દંપતીને પરસ્પર અત્યંત પ્રીતિ થઈ. થોડા કાળના વિયોગમાં પણ તે બન્નેનું ચિત્ત અત્યંત ઉત્સુક થતું હતું. કેટલેક કાળે ભવિતવ્યતાને યોગે પ્રિયંકરનું શરીર વ્યાધિગ્રસ્ત થયું, તેથી અત્યંત શોકશંકુવડે વ્યથા પામેલી સુંદરી ભોજન, સ્નાન, જલ્પન ( બોલવું ) તથા ગૃહકાર્ય વિગેરે સર્વનો ત્યાગ કરીને કેવળ પતિની જ સેવામાં પ્રવૃત્ત થઈ. તેના મૃત્યુની શંકાથી તેણીનું હૃદય અત્યંત તપાયમાન રહેતું અને તેણીનાં નેત્રોમાંથી નિરંતર અશ્રુ વહ્યા કરતાં. એ પ્રમાણે અત્યંત ખેદ પામતી તે સુંદરી પતિની પાસે જ બેસી રહેતી. અનુક્રમે તેવા પ્રકારના અશુભ કર્મને લીધે પ્રિયંકરનું જીવિત ક્ષીણ પામ્યું, અને તે પરલોકમાં ગયો. તેને મૃત્યુ પામેલો જોઇને સર્વ સ્વજનોના મનમાં અત્યંત ખેદ થયો, અને તેનો પિતા વિલાપ કરવા લાગ્યો કે—" હા વત્સ ! હા ગુણના સ્થાન ! હા સૌભાગ્યના નિધિ ! હા પુત્ર પ્રિયંકર ! તું ક્યાં ગયો? મને જવાબ તો આપ." પછી તેના સ્વજનો તે શબને અગ્નિસંસ્કાર કરવા માટે ઘરમાંથી બહાર કાઢવા લાગ્યા. પરંતુ સુંદરીનું મન પતિના સ્નેહથી ગાઢ મોહ પામેલું હતું, તેથી તેણી તેને સંસ્કાર કરવા દેતી નહોતી. તે સુંદરીને તેના માતાપિતાએ, સ્વજનોએ તથા સખીઓએ વિવિધ પ્રકારની શિક્ષાથી શિખામણ આપી, તો પણ તેણીએ તે શબને છોડયું નહીં અને કેવળ વિલાપ કરતી તથા "અરે ! સમગ્ર જગત્ રાજાવિનાનું થઈ ગયું" એમ બોલતી તે મૃત કલેવરને આલિંગન કરીને બેસી રહી. નિર્જીવ પતિને પણ જાણે જીવતો જ હોય તેમ તે જોવા લાગી; કેમકે જેની દૃષ્ટિ મોહાંધ થઈ હોય તેને સ્નેહને લીધે કાંઈપણ સારાસારનો વિચાર થતો જ નથી. પછી ખેદ પામેલા સ્વજનોએ મંત્રતંત્રને જાણનારા અનેક પુરૂષોને બોલાવ્યા, પરંતુ તેઓ પણ કાંઈ વિશેષ કરી શક્યા નહીં. છેવટ સ્વજનોએ 'આ ઉપદેશને અયોગ્ય છે' એમ વિચારી તેણીને તજી દીધી. તેથી સુંદરીએ

તે દિવસ તો તે જ સ્થિતિમાં નિર્ગમન કર્યો. બીજે દિવસે તે શબ જીવાકુલ થઈ જવાથી તેમાંથી દુર્ગંધ નીકળવા લાગી. તોપણ પ્રેમને આધીન થયેલી સુંદરી તે શબનું આલિંગન કરીને જ રહી. પછી જ્યારે સ્વજનોએ તેની ઘણી નિંદા કરી, અને સખીઓએ તેને ઘણા પ્રકારે વારી, ત્યારે તે બોલી કે—"આ સ્વજનો એમ કહે છે કે—'આ પ્રિયંકર મરી ગયો છે, અને આ સુંદરી ગાંડી થઈ ગઈ છે' તેથી હવે આપણે અહીંથી કોઈ સ્વજન ન હોય તેવે સ્થાને જવું યોગ્ય છે." એમ બોલતી તે સુંદરી શબને મસ્તકપર ઉપાડીને ઘરમાંથી બહાર નીકળી. માર્ગમાં વિસ્મય, કરૂણા, બીભત્સ અને હાસ્યરસ-વાળા લોકોવડે જોવાતી તે સુંદરી સ્મશાનમાં જઇને ઉભી રહી. ત્યાં જીર્ણ વસ્ત્ર ધારણ કરેલી, ધૂળથી ધૂસર થયેલા શરીરવાળી અને ઉંચા થયેલા કેશવાળી તે સુંદરી જાણે મહા ભૈરવ વ્રત આચરતી હોય તેવી દેખાવા લાગી. પછી ઉદરનિર્વાહને માટે ભિક્ષા માગી લાવીને તેમાં જે કાંઈ સુંદર વસ્તુ હોય, તે પતિની પાસે મૂકી બોલતી કે—"હે પ્રિયતમ! આમાં જે કાંઈ સારૂં ભોજન હોય તે તમે ગ્રહણ કરો અને બાકી જે કાંઈ નિરસ હોય, તે મને આપો." એ પ્રમાણે કહી નિરસ પદાર્થનો આહાર કરતી તે કાપાલિકની બાળકીની જેમ, રાક્ષસીની જેમ અને પિશાચીની જેમ સ્મશાનમાં જ રહેવા લાગી. તે સર્વ હકીકત જાણીને તેણીના પિતા પ્રિયમિત્રે રાજાને વિજ્ઞપ્તિ કરી કે—"હે દેવ! મારી પુત્રી કોઈ દુષ્ટ ગ્રહથી ગ્રહણ કરાયેલી હોય એમ જણાય છે, તો તેણીને જે કોઈ સારી કરે તેને હું મનોવાંછિત આપીશ, એવો આપ આખા પુરમાં પટહ વગડાવો." આપ્રમાણે તેણે રાજાને વિજ્ઞપ્તિ કરી. તે હકીકત સાંભળીને રાજકુમારે વિચાર્યું કે—"અહો! એ મૂર્ખ બીચારી પ્રેમરૂપી પિશાચવડે ગ્રસ્ત થઈ છે, બીજો કોઈ પિશાચ તેણીને વળગ્યો નથી; તો હું બુદ્ધિબળથી તેણીને પ્રતિબોધ પમાડું." એમ વિચારીને કુમારે રાજાને વિજ્ઞપ્તિ કરી કે—"હે પિતા! જો આપની આજ્ઞા હોય તો હું આ વણિક્‌ની પુત્રીને બોધ પમાડું." ત્યારે રાજાએ કહ્યું કે—"હે વત્સ! જો તું તેણીને સ્વસ્થ કરવા શક્તિમાન હો તો તે યુક્ત છે, માટે આ વણિક્ ઉપર એટલો ઉપ-કાર કર." પછી રાજપુત્રે કોઇ સ્ત્રીનું શબ લઈને સ્મશાનમાં જઈ

તેણીની સન્મુખ તે શબ મૂક્યું. પણ તે સુંદરીને તેણે બોલાવી નહીં તેમ જ સુંદરીએ પણ તેને બોલાવ્યો નહીં. પછી તે સુંદરી પોતાના પતિના શબને જે કાંઈ કરતી હતી. તે જ પ્રમાણે રાજપુત્ર પોતાના લાવેલા શબને પણ કરવા લાગ્યો. તે જોઇને એકદા સુંદરીએ કુમા-રને પૂછ્યું કે—"આ તમે શું કરો છો?" રાજપુત્ર બોલ્યો કે—"આ મારી સૌભાગ્યવતી અને રૂપવતી પ્રિયા છે, તેણીનું શરીર કાંઇક અસ્વસ્થ થયું છે, તેથી લોકો બોલવા લાગ્યા કે—આ તો મરી ગઈ છે, એને હવે અગ્નિસંસ્કાર કરવો જોઈએ. તે સાંભળીને મેં વિચાર્યું કે—આ લોકો અસત્ય બોલે છે. એમ ધારીને હું મારી પ્રિયાને લઇને અહીં સ્મશાનમાં આવ્યો છું." તે સાંભળીને સુંદરી બોલી કે—"બહુ ઠીક કર્યું. સમાન સ્વભાવવાળા એવા આપણી મિત્રાઈ થઈ. કહ્યું છે કે, **समानशीलव्यसनेषु सख्यं** "જેઓનો સમાન આચાર અને સમાન કષ્ટ હોય, તેઓને મૈત્રી થાય છે." રાજકુમાર બોલ્યો કે—"તું મારી બહેન અને આ મારો બનેવી છે. એનું નામ શું છે?" ત્યારે તે બોલી કે—"મારા પતિનું નામ પ્રિયંકર છે. અને આ તમારી પ્રિયાનું નામ શું છે?" કુમારે કહ્યું—"મારી પ્રિયાનું નામ **માયાદેવી** છે." આ પ્રમાણે ભાઈ બહેનના સંબંધથી તે બન્ને વર્તવા લાગ્યાં. જ્યારે સુંદરી અવશ્યના કામ માટે કાંઈ જતી ત્યારે કુમારને કહેતી જતી કે—"મારા પતિને જોતા રહેજો." અને જ્યારે કુમાર કાંઈ કામે જતો, ત્યારે તે પણ પોતાના લાવેલા શબને સુંદરી પાસે મૂકીને જતો. પછી એકદા કુમારે તેણીને કહ્યું કે—"હે બહેન! આજે તારા પતિએ મારી પ્રિયાને કાંઇક કહ્યું, પણ હું બરાબર તે સમજી શક્યો નહીં." તે સાંભળીને સુંદરી પોતાના પતિને કહેવા લાગી કે—"હે જીવેશ! તમારે માટે થઇને મેં કુળ, ગૃહ, પિતા, માતા વિગેરે સર્વનો તૃણની જેમ ત્યાગ કર્યો, છતાં તમે આવી રીતે બીજી સ્ત્રીનો અભિલાષ કરો છો?" એમ બોલીને સુંદરી કાંઇક કોપ-યુક્ત થઈ. ફરીને એક દિવસ તે સુંદરી કુમારને શબ સોંપીને નિત્યકાર્ય માટે ગઈ. તે વખતે કુમારે તે બન્ને શબો એક કૂવામાં નાંખી દીધાં. અને પોતે સુંદરી ગઈ હતી તે માર્ગે ચાલ્યો. થોડે દૂર જતાં સુંદરી તેને સામી મળી, તેણીએ કુમારને પૂછ્યું કે—"હે ભાઈ! તમે તે

બન્ને જણને કોને સોંપ્યાં?" કુમારે કહ્યું—"માયાદેવી રક્ષણ કરવા માટે પ્રિયંકરને સોંપી છે અને પ્રિયંકર માયાદેવીને સોંપ્યો છે. હવે ચાલો, આપણે પણ ત્યાં જ જઇએ." એમ કહીને તે બન્ને જણ ત્યાં આવ્યા, પણ ત્યાં પ્રિયંકરને તથા માયાદેવીને જોયાં નહીં, તેથી સુંદરી અત્યંત દુઃખ પામી, અને કુમાર પણ કપટથી મૂર્છા પામ્યો. પછી સાવધ થઇને કુમાર બોલ્યો કે—"હે બહેન! હવે શુ કરવું? તારો પતિ મારી પ્રિયાને લઇને જતો રહ્યો, તે તેણે ઠીક કર્યું નથી." તે સાંભળીને સરળ સ્વભાવવાળી સુંદરી વિચાર કરવા લાગી કે—"મારો પતિ આની પ્રિયાનું હરણ કરી બીજે સ્થાને લઈ ગયો, આવા આચરણથી તે અનાર્ય, નિર્દય અને કૃતઘ્ની જણાય છે." પછી કુમારે કહ્યું કે—"હે ભદ્રે! આવા પ્રકારની સ્થિતિમાં હવે આપણે શુ કરવું?" તે બોલી કે—"હું કાંઇ પણ સમજતી નથી, તમે સમજો તેવા છો તેથી કહો કે હવે શું કરવું?" કુમારે કહ્યું—"હે ભદ્રે! તું કહે છે તે સત્ય છે, તેથી સાંભળ—આ જીવ એકલો જ આ સંસારમાં સર્વદા પરિભ્રમણ કરે છે. તેમાં પ્રિય કોણ? અને પ્રિયા કોણ? આ સંસારનું સમગ્ર સ્વરૂપ વીજળીની જેમ ક્ષણવાર દેખાય છે, અને ક્ષણમાં નાશ પામે છે. માટે સર્વથા અનિત્યાદિક ભાવનાઓનો આશ્રય કર. સંયોગો પરિણામે વિયોગ કરનારા જ છે, અને ઉદયકાળ પરિણામે અસ્ત પામે છે, તથા ભોગો મહારોગની જેવા દુઃખદાયી છે. આ જીવ ચોરાશી લાખ યોનિમાં ભ્રમણ કરતો નટની જેમ વિવિધ પ્રકારનાં સ્વરૂપોને પામે છે. એમ જાણીને હે બહેન! તું સમ્યક્ત્વને અંગીકાર કર." આ પ્રમાણે હે મણિરથ કુમાર! તે રાજપુત્રે સુંદરીને પ્રતિબોધ કર્યો. તેથી તે સમજીને પોતાને ઘેર આવી. તેના પિતાએ મહોત્સવ કર્યો અને "રાજકુમારે સુંદરીને પ્રતિબોધ પમાડ્યો" એમ આખા પુરમાં તેનો યશ પ્રવર્ત્યો.

આ પ્રમાણે વૃત્તાંત કહીને ભગવંતે કહ્યું કે "હે મણિરથ કુમાર! જે સુંદરીનો જીવ છે, તે તું છે. તે વખતે સમ્યક્ત્વરત્નને માટે પ્રયત્ન કરતાં તું મૃત્યુ પામીને માનભટ થયો, ત્યાંથી પદ્મસાર નામે દેવ થયો, ત્યાંથી ચવીને કુવલયચંદ્ર રાજા થયો, ત્યાંથી સૌધર્મ દેવલોકમાં વૈડૂર્ય નામે દેવ થયો, અને ત્યાંથી ચવીને તું મણિરથ કુમાર થયો છે.

પહેલા ભવમાં જે તારો પતિ પ્રિયંકર હતો, તે સંસારમાં પરિભ્રમણ કરીને આ વનમાં મૃગલીરૂપે ઉત્પન્ન થયો છે. તને જોઇને ઊહાપોહ કરતાં તેણીને પૂર્વ ભવનું સ્મરણ થયું, તેથી તારાઉપર તેણીનો અધિક સ્નેહ ઉલ્લાસ પામ્યો." આ પ્રમાણે શ્રી મહાવીર સ્વામીના મુખથી સાંભળીને મણિરથ કુમારે વિજ્ઞપ્તિ કરી કે—" હે ભગવાન્! અનેક દુઃખના નિવાસરૂપ આ સંસારમાં વસવાથી હવે સર્યું, માટે આપ મારાપર કૃપા કરીને મને પ્રવ્રજ્યા રત્ન આપો." તે સાંભળીને ભગવાને તેને દીક્ષા આપી.

શ્રી ગૌતમ ગણધરે ભગવંતને વિજ્ઞપ્તિ કરી કે—" હે સ્વામી! આ સંસારમાં સર્વ જીવોમાં કયો જીવ વિશેષ દુઃખી છે?" ભગવાને કહ્યું—"સમ્યગ્દૃષ્ટિ જીવ જે વિરતિરહિત હોય તેને હંમેશાં દુઃખી જાણવો." ગૌતમસ્વામીએ પૂછ્યું કે—" તેનું શું કારણ?" પ્રભુએ કહ્યું—" જે જીવ સમ્યગ્દૃષ્ટિ હોય છે, તે જીવ નરક, તિર્યંચ અને મનુષ્ય ગતિની વેદનાઓ જાણે છે, તેથી તે દુઃખીમાં પણ અધિક દુઃખી છે." ફરીથી ગૌતમ સ્વામીએ પ્રશ્ન કર્યો કે—" હે પ્રભુ! કયા જીવને સુખી જાણવો?" ભગવાન્ બોલ્યા કે—" વિરતિને ધારણ કરનાર સમ્યગ્દષ્ટિ જીવને જ સુખી જાણવો. કેમકે વિરતિવાળા જીવને નરકના જેવું દુઃખ પણ દેવલોકના સુખ જેવું ભાસે છે, અને વિરતિરહિત જીવોને દેવલોકનું સુખ પણ મહાનરક જેવું લાગે છે." આ પ્રમાણે વિવિધ જનોના પૂછેલા સંદેહસમૂહના અનેક રીતે ઉત્તર આપીને ભગવાને ત્યાંથી વિહાર કર્યો, એટલે દેવતાઓ પણ પોતપોતાને સ્થાને ગયા.

ભગવાન્ વિહાર કરતાં શ્રાવસ્તિપુરીએ પધાર્યા. ત્યાં દેવતાઓએ કરેલા સમવસરણમાં ત્રિલોકના નાથ સિંહાસનપર બેઠા. ગૌતમાદિક ગણધરો યોગ્ય સ્થાને બેઠા. તે નગરીનો રાજા **રત્નાંગદ** ભગવાન પાસે આવી પ્રણામ કરીને બેઠો. ભગવાને સંસારનાં દુઃખનો નાશ કરનારી દેશના આપી. પછી ગૌતમસ્વામી જો કે સર્વ જાણતા હતા, તો પણ અલ્પજ્ઞ જનોના બોધને માટે તેણે શ્રી તીર્થપતિને પ્રશ્ન કર્યો કે—" હે નાથ! જીવનું સ્વરૂપ પ્રરૂપણ કરો." ત્યારે ભગવાને જીવનું સર્વ સ્વરૂપ યથાસ્થિત નિરૂપણ કર્યું. તેવામાં તે સમવસરણમાં કોઈ દેવકુમાર જેવો પુરૂષ આવ્યો. તેના ભુજ બાળ મૃણાલના જેવા કોમળ

હતા, તેના વક્ષ:સ્થળમાં મનોહર હાર શોભતો હતો, અને તેના કપોલ સ્થાનપર મણિનાં કુંડળો વિલાસ કરતાં હતાં. તે પુરૂષ સમવસરણમાં પ્રવેશ કરીને 'જય જય' શબ્દ બોલતો ત્રિજગતને વંદન કરવાલાયક એવા પ્રભુને વંદના કરીને બોલ્યો કે—"હે નાથ! મેં આજે રાત્રીમાં જે જોયું, સાંભળ્યું અને અનુભવ્યું, તે સર્વ શું ઇન્દ્રજાળ છે? સ્વપ્ન છે? કે સત્ય છે? તે કહો." ત્યારે ભગવાન્ બોલ્યા કે—"હે દેવાનુપ્રિય! તેં જે જોયું, તે સર્વ સત્ય છે." તે સાંભળીને તે પુરૂષ તત્કાળ સમવસરણમાંથી નીકળીને ચાલ્યો ગયો. તેના ગયા પછી ગૌતમ ગણધરે પૂછ્યું કે—"હે સ્વામી! એ શું? અમને પણ એમાં મોટું કૌતુક લાગે છે." ત્યારે તીર્થંકર બોલ્યા કે—

"અહીં નજીકમાં જ **અરૂણાભ** નામે નગર છે. તેમાં **રત્નગજેન્દ્ર** નામે રાજા છે, તેને **કામગજેન્દ્ર** નામે પુત્ર છે. તે કુમાર એકદા પોતાની **પ્રિયંગુમતી** નામની પ્રિયા સાથે મદોન્મત્ત હસ્તીપર આરૂઢ થઇને નગરમાં રહેલા વૈભવ વિલાસોને જોતો ફરવા લાગ્યો. તેવામાં કોઈ વણિકની હવેલીની અગાશીમાં એક કન્યાને કંદુકની[1] ક્રીડા કરતી જોઈને કુમારને તેનાપર મહા અનુરાગ ઉત્પન્ન થયો. 'પ્રાણીઓને સુંદર રૂપવાન્ ઉપર અને કોઈ વખત કદ્રૂપની ઉપર પણ પ્રેમ થાય છે; સ્નેહ થવામાં રૂપ કાંઈ કારણ નથી, માટે પ્રાણીઓને વિષે રૂપ વૃથા છે.' તે કુમારે પાસે રહેલી પોતાની પ્રિયાના ભયથી પોતાનો મનોવિકાર ગુપ્ત રાખ્યો, પરંતુ તેણીએ તો તે સર્વ જાણી લીધું. પછી તે વણિકપુત્રીનું જ ધ્યાન કરતો કુમાર અત્યંત ઉદ્વેગ પામવા લાગ્યો. તે જોઇને પ્રિયંગુમતીએ વિચાર્યું કે—"પતિને ઉદ્વેગ થવાનું કારણ પેલી વણિકપુત્રી પતિના ચિત્તમાં વસી છે તે જ છે." એમ નિશ્ચય કરીને પ્રિયંગુમતીએ તે વણિકપુત્રીની તેના પિતા પાસે માગણી કરીને કુમાર સાથે પરણાવી; તેથી અત્યંત પ્રસન્ન થયેલા કુમારે પ્રિયંગુમતીને કહ્યું કે—"હે પ્રિયા! તે વખતે તેં મારો મનોભાવ જાણ્યો, તે બહુ ઠીક થયું; માટે હે પ્રિયા! બોલ, હું તને શું વરદાન આપું?" ત્યારે તે બોલી કે—"હે પ્રિય! જે કાંઈ તમે જુઓ, સાંભળો કે અનુભવો,

---

૧ કંદુક—દડો.

તે સર્વ મને નિવેદન કરવું. એ વરદાન મને આપો." ત્યારે કુમારે 'તથાસ્તુ' કહી પ્રિયાનું વચન અંગીકાર કર્યું.

એકદા કોઈ ચિત્રકારે તે કુમારને એક ચિત્રપટ આપ્યું. તે પટમાં ચિત્તને આહ્લાદ કરનારી એક કન્યાને ચિત્રેલી જોઈને વિસ્મયથી તેનું મન પ્રફુલ્લિત થયું. તેથી કુમારે તેને પૂછ્યું કે—"હે ચિત્રકાર! આ કુમારીનું ચિત્ર તેં કોઈ પ્રતિકૃતિપરથી ચિત્ર્યું છે? કે તેં તારી મતિપ્રમાણે કલ્પીને ચિતર્યું છે?" તેણે જવાબ આપ્યો કે—"હે દેવ! ઉજ્જયિની નામની મહાપુરીના **અવન્તિ** રાજાની પુત્રીનું આ ચિત્ર છે." તે સાંભળીને કુમાર નિદ્રાની જેમ નેત્રને આનંદદાયક, શક્તિની જેમ હૃદયનું દારણ કરવામાં નિપુણ, શુકલપક્ષના ચંદ્રની કળાની જેમ અત્યંત નિર્મલ, મહાન્ રાજાના રાજ્યની સ્થિતિની જેમ [1]સારા વિભક્ત વર્ણથી શોભિત અને જિનેશ્વરની વાણીની જેમ સર્વ સુપ્રતિષ્ઠિત અંગોપાંગથી[2] સુંદર તે કુમારીને આદરપૂર્વક જોઇને જાણે સ્તંભિત થયો હોય, ધ્યાનમાં તલ્લીન થયો હોય, પત્થરનો બનેલો હોય અથવા જાણે લેપ્યમય હોય, તેમ ક્ષણવાર સ્તબ્ધ થઈ ગયો. પછી જાણે કૃતકૃત્ય થયો હોય તેમ કુમાર તે ચિત્રપટ પ્રિયાને બતાવીને બોલ્યો કે—"હે પ્રિયા! જો આ કન્યા પ્રાપ્ત થાય, તો બહુ ઠીક થાય." ત્યારે તે બોલી કે—"હે નાથ! તમારૂં રૂપ ચિત્રપટમાં આળેખાવીને આ ચિત્રકારને જ પાછો મોકલો, તેમ કરવાથી અવંતીના રાજા તે જોઈને સ્વયમેવ પોતાની પુત્રીને તમને આપશે." કુમારે કહ્યું કે—"તે યોગ્ય છે." એમ કહીને તે જ ચિત્રકાર પાસે પોતાનું ચિત્ર કરાવીને તેને અવંતીના રાજા પાસે મોકલ્યો. રાજાએ પણ તે ચિત્ર જોઈને પોતાની પુત્રીને બતાવ્યું. તે જોઇને તે કુમારી કુમારપર અત્યંત અનુરાગવાળી થઈ. તેણીના મનોભાવને જાણીને રાજા બોલ્યો કે—"આ પુરૂષોપર દ્વેષી થયેલી પુત્રીએ આજસુધી બીજા રાજકુમારની ઇચ્છા ન કરી તે યોગ્ય થયું છે; કેમકે આજે તો વિધિની બુદ્ધિ જાણવામાં કસોટીસમાન આ કુમારના રૂપમાં તે અત્યંત આસક્ત થઈ છે અને

---

૧ સારા વિભક્ત–ભિન્ન ભિન્ન વર્ણ–બ્રાહ્મણ, ક્ષત્રિય વિગેરે વર્ણથી શોભિત રાજસ્થિતી. ૨ જિનેશ્વરની વાણી અગીયાર અંગ, બાર ભાગાદિ સૂત્રોમાં સારી રીતે પ્રતિષ્ઠિત કરેલી છે તેથી તે સુંદર છે.

આ વર તેને બરાબર યોગ્ય છે." આ પ્રમાણે વિચારીને અવંતીશે પોતાની કન્યા તે કુમારને આપી. તેથી કુમાર પિતાની આજ્ઞાથી લશ્કર લઈને પ્રિયંગુમતી પ્રિયાસાથે ત્યાં જવા ચાલ્યો. માર્ગમાં સૂર્યના કિરણસમૂહો ચોતરફથી અસ્ત પામ્યા, ત્યારે રાત્રીને પહેલે પહોરે કુમાર પ્રિયાસાથે સુઈ ગયો. બીજો પ્રહર થતાં કોઇના અપૂર્વ કોમળ કરતલનો સ્પર્શ થવાથી કુમાર જાગૃત થઈ વિચાર કરવા લાગ્યો કે—"આવો સ્પર્શ મેં કોઈ પણ વખત અનુભવ્યો નથી. માટે સર્વથા આ સ્પર્શ કોઈ મનુષ્યનો જણાતો નથી." એ પ્રમાણે કુમાર વિચાર કરે છે, તેવામાં પોતાની સામે ત્રિભુવનને આશ્ચર્યકારક રૂપવાળી બે કન્યાઓને જોઇને તેણે તેમને પૂછ્યું કે—"તમે મનુષ્યજાતિની સ્ત્રીઓ છો? કે દેવીઓ છો?" તેઓ બોલી કે—"અમે વિદ્યાધરીઓ છીયે, અને આપની પાસે કાંઈ કામથી આવી છીયે, પણ આપ પરોપકારીએ અમારી પ્રાર્થના વૃથા કરવી નહીં." કુમારે કહ્યું—"કહો, તમારૂં કાર્ય દુઃસાધ્ય હશે, તોપણ હું સાધી આપીશ." તેઓ બોલી કે—"હે દેવ! સાંભળોઃ—

અહીંથી ઉત્તર દિશામાં વૈતાઢ્ય નામનો પર્વત છે. તેમાં ઉત્તર અને દક્ષિણ એવી બે શ્રેણિઓ છે. ઉત્તર શ્રેણિમાં **આનંદમંદિર** નામે સુંદર નગર છે. તે નગરમાં સુવર્ણના ઘણા મહેલો છે, તેમાં ઘણા પુરૂષોની વસ્તી છે. તે નગર ઘણા જળાશયોથી યુક્ત છે, અને ત્યાં કમળનાં ઘણાં ઉદ્યાનો છે. તે નગરમાં **પૃથ્વીસુંદર** નામે રાજા છે. તેને **મેખલા** નામની સ્ત્રી છે. તેની કુક્ષિથી ઉત્પન્ન થયેલી **બિંદુમતિ** નામની તેને એક કન્યા છે. તે સુંદર અવયવવાળી, અખંડ ભાગ્ય અને સૌભાગ્યની ભૂમિસમાન તથા સુંદર ચતુરાઇના કરંડીયા સમાન છે. પરંતુ તે પુરૂષપર દ્વેષવાળી હોવાથી વય, વૈભવ અને કળાઓના સમૂહથી યુક્ત એવા કોઇપણ વિદ્યાધરના કુમારને ઇચ્છતી નથી. તેણી યુવાવસ્થા પામેલી હોવાથી તેના વડિલોએ તેણીને કહ્યું કે—"હે પુત્રી! તું તારી ઇચ્છાએ કરીને કોઇ પણ વરને પસંદ કર." તે સાંભળીને તેણીએ અમને કહ્યું કે—"હે સખીઓ! જો તમારી મરજી હોય, તો હું તમારી સાથે એકવાર દક્ષિણ શ્રેણિમાં ફરૂં." તે વાત અમે અંગીકાર કરી, એટલે અમે ત્રણે આકાશમાં ઉડીને દક્ષિણ

શ્રેણિના વનમાં આવી. તે વનમાં ક્રીડા કરતાં અમે એક કિન્નરના મિથુનને કામગજેન્દ્ર કુમારના ગુણસમૂહનું કીર્તન કરતાં સાંભળ્યું. તે સાંભળીને બિંદુમતીએ મને કહ્યું કે—" હે પવનવેગા સખી ! આ કિન્નરમિથુન કોની પ્રશંસા કરે છે? તે તેને પૂછી લાવ." એટલે મેં તેમની પાસે જઈને કિન્નરીને પૂછયું કે—" કામગજેન્દ્ર કુમાર કોણ છે? અને તે કેવો ગુણવાન્ છે?" ત્યારે તે કિન્નરી બોલી કે—" હે વિદ્યાધરની બાળા! મેં કામગજેન્દ્રને કદાપી જોયો કે સાંભળ્યો નથી? જો તારે તેનું કાંઈ પ્રયોજન હોય, તો આ કિન્નરને પૂછ." તે સાંભળીને મેં તે કિન્નરને પૂછયું, ત્યારે તેણે આપનું સર્વ વૃત્તાંત કહ્યું. તે વૃત્તાંત મેં બિંદુમતીને જઇને કહ્યું. તે સાંભળતાં જ તે દિવસથી બિંદુમતી હિમથી પીડા પામેલી કમલિનીની જેમ, પતિના વિયોગવાળી રાજહંસીની જેમ અને લાકડીથી હણાયેલી સર્પિણીની જેમ શોભારહિત થઈ ગઈ. તે એક વચન પણ બોલતી નથી, તેણે ચિત્રકામ કરવું છોડી દીધું છે, ગાયન સાંભળતી નથી, તથા વીણા પણ વગાડતી નથી; કેવળ જાણે મદોન્મત્ત થઈ હોય, પિશાચથી ગ્રહણ કરાઈ હોય અથવા મરણ પામેલી હોય, તેમ તે સખીઓએ બોલાવ્યા છતાં એક પણ ઉત્તર આપતી નથી. તે સર્વ જોઇને મેં જાણ્યું કે—" આના વ્યાધિનું નિદાન કામગજેન્દ્ર જ છે, તેથી આને તેનો સમાગમ કરાવવો, એ જ એનું મોટું ઔષધ છે. કેમકે અગ્નિથી દગ્ધ થયેલાનું ઔષધ અગ્નિથી જ છે. અને વિષથી વ્યાપ્ત થયેલાનું ઔષધ વિષ જ છે." એમ વિચારીને મેં આ માનસવેગાને કહ્યું કે—" હે સખી ! આનો વૈદ્ય કામગજેન્દ્ર જ છે." પછી અમે બન્ને સખીઓએ બિંદુમતીને કહ્યું કે—" હે સખી ! શાંત થા. અમે તે કુમારને અહીં લાવીને તારો વ્યાધિ દૂર થાય, તેમ કરીશું." તે સાંભળીને તે બોલી કે—" તેને અહીં લાવવા માટે તમે જ જાઓ." તેથી 'બહુ સારૂં' એમ કહીને અમે તેણીનું વચન અંગીકાર કર્યું. પછી એક પર્વતની ગુફાની અંદર મોટા શિલાતળ ઉપર કમળનાં કોમળ પત્રોવડે શય્યા બનાવીને તેનાપર તે ખેદ કરતી બિંદુમતીને સુવાડીને અમે ત્યાંથી ચાલી નીકળી. પરંતુ જ્યાં તમે રહો છો, તે પુરી ક્યાં છે? અને તમારી પ્રાપ્તિ શી રીતે થાય? તે અમે જાણતી નહોતી, તેથી તે સર્વ જાણવાના હેતુથી અમે

પ્રજ્ઞપ્તિ વિદ્યાનું આરાધન કર્યું. તે વિદ્યાએ અમને જણાવ્યું કે—‘કામગજેન્દ્ર કુમાર ઉજ્જયિની તરફ જાય છે. અને અત્યારે તે વનમાં સૈન્યનો પડાવ નાંખીને રહેલો છે.’ તે જાણીને અમે આપની પાસે આવેલી છીયે. તો હે દેવ! હવે અમારી પ્રિય સખીનું જીવિત આપને આધીન છે. માટે વિલંબ ન કરો, અને જલદી ચાલો કે જેથી કદાચ હજુ સુધી બિંદુમતીને આપણે જીવતી જોઈ શકીએ.” તે સાંભળીને કામગજેન્દ્ર કુમારે કહ્યું કે—“જો કે મારે અવશ્ય આવવું છે, તોપણ મારી પ્રિયાને હું આ વાત નિવેદન કરૂં.” ત્યારે તે બોલી કે—“હે દેવ! આપ સર્વ નીતિમાં પ્રવીણ છો, છતાં સ્ત્રીને રહસ્ય કેમ કહો છો? શું આપે લોકોમાં કહેવાતો આ શ્લોક સાંભળ્યો નથી?

**नियमानः सुपर्णेन, नागराजोऽब्रवीदिदम्।**
**स्त्रीणां यो गुह्यमाख्याति, तदन्तं तस्य जीवितम्॥ १॥**

ગરૂડવડે લઈ જવાતો નાગરાજ આ પ્રમાણે બોલ્યો કે ‘જે માણસ સ્ત્રીઓને ગુપ્ત વાત કહે છે, તે માણસનું જીવિત તે ગુપ્ત વાત કર્યાસુધી જ રહે છે. અર્થાત્ વાત કરે કે તરત જ તેના જીવિતનો અંત આવે છે.”

કુમારે કહ્યું કે—“આ બાબતમાં એક કારણ છે, તે એ છે કે એકદા મેં મારી પ્રિયાને વરદાન આપ્યું છે કે—“હું જે કાંઈ જોઉં, સાંભળું કે અનુભવું તે સર્વ તને નિવેદન કરીશ.” એમ કહીને કુમારે પોતાની પ્રિયાને કહ્યું કે—“હે પ્રિયા! હું હમણાં જાઉં છું.” તે બોલી કે—“જેમ આપને રૂચે, તેમ આપ કરો.” એમ કહીને પછી રાણીએ હાથ જોડીને તે બન્ને વિદ્યાધરીઓને વિજ્ઞપ્તિ કરી કે—“આ મારા પતિને હું થાપણરૂપે તમને સોંપું છું, માટે તેને જલદી અત્રે લાવીને મને પાછો સોંપજો.” તે વાતનો અંગીકાર કરીને તે વિદ્યાધરીઓ કુમારને વિમાનમાં બેસાડીને આકાશ માર્ગે ઉડી. તે જોઈ તે પ્રિયંગુમતીએ વિચાર્યું કે—“શું આ તે કોઈ માયા હશે? કે શું આ તે સ્વપ્ન હશે? આ વિદ્યાધરીઓએ હરણ કરેલો મારો પતિ પાછો આવશે કે નહીં?” ઇત્યાદિ વિચાર કરતાં તે અત્યંત ખેદયુક્ત થઈ; તેવામાં થોડી રાત્રી અવશેષ રહેતાં તે વિમાન પાછું આવ્યું. તે જોઈને

પ્રિયંગુમતી નલિનીવન જોવાથી હંસીની જેમ અને નવિન મેઘના દર્શનથી મયૂરીની જેમ અત્યંત હર્ષ પામી. તે વિમાનમાં તેણીએ તે વિદ્યાધરીઓને તથા કામગજેન્દ્રને જોયો. પછી વિમાનમાંથી ઉતરીને તે પરાક્રમથી શોભતો કુમાર શય્યાપર બેઠો. તે વિદ્યાધરીઓએ પ્રિયંગુમતીને કહ્યું કે—"હે બહેન! તમે તમારા પતિને અમને થાપણરૂપ આપ્યો હતો, તે તમારા પતિને પાછો લાવીને અમે તમને સોંપીયેછીયે." એમ કહીને તે બન્ને આકાશમાં ઉડી ગઈ.

પછી પ્રિયંગુમતી પતિના પગમાં પડીને બોલી કે—"હે સ્વામી! આપ ક્યાં ગયા હતા? ક્યાંથી પાછા આવ્યા? આપે શું જોયું? શું અનુભવ્યું! અને તે વિદ્યાધરીને કઈ અવસ્થામાં જોઈ? તે સર્વ કૃપા કરીને ઉતાવળે કહો." ત્યારે કુમાર બોલ્યો કે—"હે પ્રિયા! હું અહીંથી વિમાનમાં બેસીને આકાશમાર્ગે વૈતાઢ્ય પર્વતપર ગયો. તેની એક ગુફામાં અમે પેઠા, તો ત્યાં મણિના દીવાની પ્રભાથી દિશાઓને પ્રદીપ્ત કરતું એક નવીન ભુવન મેં જોયું. અને તે ભુવનમાં કમળપત્રના સંથારામાં સુતેલી એક વિદ્યાધરની કુમારીકાને જોઈ. તેણીએ સુંદર કંકણ પેહેર્યાં હતાં અને તેનું શરીર ચંદન અને કર્પૂરના વિલેપનથી શ્વેત હતું. તે મૃગનયનીને જીવતી જાણીને હર્ષ પામેલી તે બંને વિદ્યાધરીઓ (સખીઓ) બોલી કે—"હે વહાલી સખી! હવે તું પ્રસન્ન થા. આ તારો મનોવાંછિત પ્રિય આવ્યો. હવે તારે જે કરવા યોગ્ય હોય તે કર." એમ બોલતી તે સખીઓએ તેણીના શરીરપરથી કમળનાં પાત્રો દૂર કરી સારી રીતે જોયું, તો તેણીનાં અંગોપાંગ શિથિલ થયેલાં દીઠાં. તેવું જોઇને હે પ્રિયા! તે બન્ને સખીઓએ પોકાર કર્યો કે—"અરે! આ અમારી સ્વામિની મરી ગઈ જણાય છે!" તે સાંભળીને હું પણ "આ શું?" એમ વિચારતો જોવા લાગ્યો, તો તેણીની આંખો મીંચાઈ ગઈ હતી, તેણીનાં અંગોપાંગ સ્તબ્ધ થઈ ગયાં હતાં અને તે મૃત્યુ પામી હતી. તે જોઈને હું બોલ્યો કે—"હે દૈવ! આમ કરવું તને યોગ્ય નથી. અરે! આ વિદ્યાધરની કુમારી મારા વિરહરૂપી દુઃસહ અગ્નિથી સંતાપ પામીને મૃત્યુ પામી તે ઠીક થયું નહીં!" એમ બોલતો હું મૂર્છા પામ્યો. પછી ક્ષણવારે હું સાવધ થયો, તે વખતે મેં તે સખીઓના આ પ્રમાણે વિલાપ સાંભળ્યા

કે—“ હે પ્રિય સખી! શું તું અમારાપર કોપાયમાન થઈ છે? કેમ જવાબ આપતી નથી? જવાબ ન આપવાનું શું કારણ છે? અમે તારા પ્રિયને અહીં આણ્યો, તે શું તારૂં અમે અપ્રિય કર્યું?” પછી મેં તેમને કહ્યું કે—“ હે વિદ્યાધરીઓ! તમે હવે વિલાપ કરવો છોડી દઈને આના શરીરની યોગ્ય ક્રિયા કરો.” તે સાંભળીને તે સખીઓએ સૂર્ય ઉદયાચળની ચૂલાપર આરૂઢ થવાની તૈયારીમાં હતો તેવામાં કાષ્ઠો લાવીને તેની ચિતા બનાવી તેમાં તેનું શરીર મુકયું, અને પછી અગ્નિ સળગાવ્યો. તે અગ્નિ ચોતરફ પ્રસર્યો, એટલે ‘ આ પ્રિય સખીવિના આપણે હવે જીવીને શું કરવું?’ એમ બોલીને ચિરકાળ વિલાપ કરી તે બન્ને સખીઓ પણ ચિતામાં પેઠી. તે ત્રણે સ્ત્રીઓને ભસ્મસાત્ થયેલી જોઇને હું એક ક્ષણવાર જાણે મુદ્ગરથી હણાયો હોઉં તથા મહા શોકરૂપી કુંતથી ભેદ પામ્યો હોઉં તેવો થઇને વિચાર કરવા લાગ્યો કે—‘ અહો! વિધિનું ચેષ્ટિત કેવું છે? તે જુઓ! આ બિંદુમતી મારા પ્રેમથી મૃત્યુ પામી, અને તેના દુઃખથી તેની બે સખીઓ પણ બળી મુઈ. તો હવે સ્ત્રીહત્યાના કલંકથી કલુષિત થયેલા એવા મારે જીવીને શું કરવું? માટે આ ચિતામાં જ પ્રવેશ કરીને હું મારૂં કલંક ઉતારૂં.’ આ પ્રમાણે હે પ્રિયા! હું વિચાર કરતો હતો, તેવામાં કોઈ વિદ્યાધરનું મિથુન ત્યાં આવ્યું. તેમાંથી વિદ્યાધરી બોલી કે—“ હે સ્વામી! જુઓ, આ રાજકુમાર કેવો નિર્દય છે? આ બીચારી તેના પ્રેમથી મરી ગઈ, અને પોતે હજુ સુધી જીવે છે.” એટલે વિદ્યાધર બોલ્યો કે—“ હે પ્રિયા! તું એમ ન બોલ. પતિ મરી જાય, તો તેની પાછળ તેની સ્ત્રી ચિતામાં પ્રવેશ કરે તે યોગ્ય છે, પરંતુ સ્ત્રીના મૃત્યુથી સત્પુરૂષે પોતાનો વધ કરવો યોગ્ય નથી.” તે સાંભળીને મેં વિચાર્યું કે-“ આ વિદ્યાધર યોગ્ય કહે છે. તો હું આ બિંદુમતીને અનુકરણ કરનારી વાપી, કે જે જળના લાવણ્યથી પરિપૂર્ણ છે, વિકસ્વર કાળાં કમળરૂપી લોચનવાળી છે, ચલાયમાન શ્વેત મૃણાલરૂપી વલયથી યુક્ત છે, વિકાસ પામેલા શતપત્ર કમળરૂપી મુખને ધારણ કરે છે, જળના ચપળ તરંગોરૂપી જેના કટાક્ષની છટા નૃત્ય કરે છે, અને સુવર્ણના બાંધેલા તટરૂપી જેને વિકટ નિતંબ રહેલા છે, એવી વાપીમાં હું ઉતરીને તે ત્રણે સ્ત્રીઓને જલાં-

જલિ આપું.” એમ વિચારીને હું તે વાવમાં ઉતર્યો. પછી હે પ્રિયા ! તે વાવમાં હું ડુબકી મારીને બહાર નીકળ્યો, તેટલામાં તો મેં ત્યાં સર્વ અદ્‌ભુત દેખાવ જોયો. આકાશ તળનો સ્પર્શ કરે તેવા મોટા વૃક્ષો, મોટી મોટી ઔષધિઓ ( ધાન્યો ), ઉંચા શરીરવાળા અશ્વો, પાંચસો ધનુષ્‌ના પ્રમાણવાળા મનુષ્યો અને મોટા દેહવાળા પક્ષીઓ જોયા. તે સર્વ વિચિત્ર જોઈને મેં વિચાર્યું કે—“ સર્વથા આ અમારૂં સ્થાન નથી. કેમકે અમારા સ્થાનમાં તો સાત હાથના જ પ્રમાણવાળા મનુષ્યો છે. માટે આ કોઈ બીજો જ દ્વીપ છે.” એ પ્રમાણે હું વિચાર કરતો હતો, તેવામાં તે વાપી વિમાનરૂપ થઈ ગઈ. તે વખતે હું “ કોઈ માણસને આ કયો દ્વીપ છે ? એમ પૂછું.” એવો વિચાર કરતો હતો તેવામાં કોઈ બે બાળકને મેં જોયા; તેમને મેં પૂછયું કે—“ આ કયો દ્વીપ છે ?” તે સાંભળીને મને કુંથુવા જેવો, કૃમિજેવો અને કીડીના બચ્ચાં જેવો જોઇને તે બન્ને બાળકોનાં મન આશ્ચર્યથી પ્રફુલ્લિત થયાં. તેઓએ મને કહ્યું કે—“ હે મિત્ર ! આ અપૂર્વ મહાવિદેહ ક્ષેત્ર છે.” તે સાંભળીને મેં વિચાર્યું કે—“ અહો ! અત્યંત ઉત્તમ કામ થયું. આ ક્ષેત્ર પણ જોવા યોગ્ય જ હતું.” આ પ્રમાણે હું વિચાર કરતો હતો, તેવામાં તે બન્ને બાળકોએ મને કૌતુકથી કૃમિની જેમ હાથમાં લઈ લીધો, અને શ્રી સીમંધર સ્વામીના સમવસરણમાં મૂકયો. એટલે મેં સિંહાસનપર બેઠેલા ભગવાન્‌ને પ્રણામ કર્યો; ત્યારે તે સમવસરણમાં બેઠેલા કોઈ રાજાએ અવસર જોઇને ભગવાન્‌ને મારૂં વૃત્તાંત પૂછયું. ભગવાન્ બોલ્યા કે—“ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં મધ્યખંડને વિષે અરૂણાભ નામનું નગર છે. તેમાં રત્નગજેન્દ્ર નામે રાજા છે. તેનો પુત્ર કામગજેન્દ્ર છે. તે જ આ કુમાર છે. આ બે દેવો તેને સ્ત્રીલંપટ માનીને સ્ત્રી વેષ ધારણ કરી તેનું હરણ કરીને વૈતાઢ્યપર્વતની ગુફામાં લઈ ગયા. ત્યાં માયાથી કરેલા ભુવનને વિષે માયાથી જ રચેલી એક વિદ્યાધરની કુમારી આ કુમારને બતાવી કહ્યું કે—‘ આ બાળિકા તમારા વિયોગથી મૃત્યુ પામી છે.’ એમ કહીને તે કુમારીકાને ચિતામાં નાંખી પોતે પણ વિલાપ કરીને ચિતામાં પ્રવેશ કર્યો, અને બળી ગયા. પછી આ કુમાર માયાથી બનેલા વિદ્યાધર મિથુનવડે બોધ પામીને વાપીમાં ગયો, તે વાપીના મીષથી જળકાંત વિમાનવડે

તે દેવોએ તેને અહીં લાવીને મારી પાસે સમ્યક્ત્વની પ્રાપ્તિમાટે મૂકયો છે." તે સાંભળીને રાજાએ પૂછયું કે—"હે ભગવંત! આ કુમારને અહીં લાવવામાં આ બે દેવોને શું કારણ છે?" ભગવાન્ બોલ્યા કે—"પાંચ જણાએ પૂર્વભવમાં સંકેત કર્યો હતો કે—'સૌએ પરસ્પર એક બીજાને સમ્યક્ત્વ આપવું.' આ કુમાર પ્રથમ મોહદત્ત હતો, ત્યાંથી સ્વર્ગમાં જઇને પૃથ્વીસાર થયો હતો, ત્યાંથી ફરી સ્વર્ગમાં જઇને આ ભવે ચરમશરીરી કામગજેન્દ્ર થયો છે." પછી ભગવંતે મને ઉદ્દેશીને કહ્યું–'કે હે કામગજેન્દ્રકુમાર! તું બોધ પામ, મોહ પામીશ નહીં. શક્તિપ્રમાણે વિરતિને ગ્રહણ કર.' આ પ્રમાણે સ્વામીએ મને કહ્યું, તે વખતે હે પ્રિયા! તે રાજાએ ભગવાન્ને પૂછયું કે—"હે પ્રભુ! આ મનુષ્ય નાનો કેમ છે? અને અમે ઉંચા કેમ છીયે?" ભગવાન્ બોલ્યા કે—"આ તો અપૂર્વ મહાવિદેહ ક્ષેત્ર છે. અહીં તો નિરંતર સુષમાકાળ જ પ્રવર્તે છે. અને અહીં કાયમ મોટા દેહવાળા પ્રાણીઓ જ હોય છે. આ જંબૂદ્વીપમાં દક્ષિણ તરફ ભરત નામે ક્ષેત્ર છે. ત્યાં હમણા દુઃષમાકાળ વર્તે છે, તે ક્ષેત્રમાં કાળની સ્થિતિ અશાશ્વત્ છે. ત્યાં હમણા લઘુ શરીરવાળા માણસો હોય છે." ફરીથી રાજાએ પૂછયું કે—"આ બે દેવો કોણ છે?" ભગવાન્ બોલ્યા કે—"જે પાંચ જણાએ પૂર્વે સંકેત કર્યો હતો, તેઓમાંના આ બેજણા છે." આ પ્રમાણે ભગવાને કહ્યું, ત્યારે મેં મારૂં મસ્તક ઉંચું કરીને જોયું તો હું અહીં આપણા પડાવમાં જ દેખાયો. આ જ આપણું શયન અને આ જ તું પ્રિયા." તે સાંભળીને પ્રિયંગુમતી બોલી કે—"હે નાથ! આપ જે કહો છો, તે સત્ય છે, પરંતુ હું કાંઇક આપને વિજ્ઞપ્તિ કરૂં છું કે—આ વૃત્તાંત આપે કહ્યું, ત્યારપછી હવે સૂર્યનો ઉદય થયો, અને તમે કહેલું વૃત્તાંત તો બહુ મોટું છે, તો આટલા ટુંક વખતમાં તે કેમ સંભવે?" કુમારે કહ્યું કે—"હે પ્રિયા! રાજાઓનાં કાર્યો વચનથી થાય છે, અને દેવોનાં કાર્યો મનથી જ થાય છે. માટે તેમાં કાંઈ વિશેષ આશ્ચર્ય નથી. વળી હે પ્રિયા! જે શ્રી સીમંધર સ્વામીને મેં જોયા છે, તે હજુ સુધી મારા હૃદયમાં જ રહેલા છે. વળી આ બાબત વધારે વિચાર શા માટે કરવો જોઇએ? શ્રી મહાવીરસ્વામી અહીં નજીકના પ્રદેશમાં જ સમવસર્યા છે એમ

સંભળાય છે. માટે તેમની જ પાસે જઇને હું પૂછું કે—" આ સત્ય છે કે અસત્ય છે? જો ભગવાન્ હા કહેશે, તો તે સત્ય માનીશ, નહીં તો માયા જાણીશ." એમ બોલતો કુમાર ઉભો થઈ ચાલ્યો, ત્યારે તેની પ્રિયાએ પૂછ્યું કે—" જો તે વાત સત્ય ઠરે તો પછી શું કરવું?" કુમાર બોલ્યો કે—" જો સત્ય ઠરે તો વ્રત ગ્રહણ કરવું." તે બોલી કે—" આપ જો દીક્ષા લેશો તો હું પણ દીક્ષા લઇશ." તે સાંભળીને 'બહુ સારૂં' એમ કહી તે કુમાર મારા સમવસરણમાં આવ્યો, અને મને પ્રણામ કરીને તેણે પૂછ્યું કે—" આ ઇન્દ્રજાળ છે, કે સત્ય છે?" ત્યારે મેં કહ્યું કે—" એ સત્ય છે." તે સાંભળીને તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો, અને તે પોતાના કટકમાં ગયો."

આ પ્રમાણે સર્વ વૃત્તાંત સાંભળીને ગૌતમસ્વામીએ પૂછ્યું કે—" હે ભગવાન્! તે કુમારે અહીંથી જઇને શું કર્યું? અને અત્યારે તે શું કરે છે? તથા ક્યાં છે?" ભગવાને કહ્યું કે—" તે અહીંથી તેની પ્રિયા પાસે ગયો, તેણીને 'સર્વ વૃત્તાંત સત્ય છે' એમ કહીને તે પોતાના માતપિતા પાસે ગયો. અને તેમની રજા લઇને તથા બંધુવર્ગનું સન્માન કરીને તે અહીં આવે છે. અત્યારે તે સમવસરણના બાહ્ય પ્રાકારના દરવાજે આવેલો છે." આ પ્રમાણે ભગવાન્ કહેતા હતા, તેવામાં તે કુમાર શ્રી જિનેન્દ્ર પાસે આવ્યો. તે કામગજેન્દ્ર કુમારે વિષય સુખના સેવનને રેતીના કોળીયા ભરવા જેવું નિઃસ્વાદ, ક્ષુદ્ર બીજના ભક્ષણ જેવું અતૃપ્તિ કરનારૂં અને ખારા જળના પાનની જેવું તૃષાને વધારનારૂં, મિથ્યાત્વ અને સંસારની વૃદ્ધિ કરનારૂં, ઉપહાસના સ્થાનરૂપ અને પંડિત જનોએ નિંદ્ય જાણીને તેનો સર્વથા ત્યાગ કર્યો અને પોતાની પ્રિયા તથા ગુરૂજનસહિત તેણે ભગવાન્ પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી.

એકદા કામગજેન્દ્રે ભગવંતને પૂછ્યું કે—" તે (હું વિગેરે) પાંચે જણા હાલ ક્યાં ક્યાં છે?" ભગવાને કહ્યું કે—" બેજણ દેવલોકમાં છે, તેમનું આયુષ્ય હવે થોડું જ બાકી રહ્યું છે, અને બીજા ત્રણ મનુષ્યલોકમાં છે." એમ કહીને ભગવાને તેને મણિરથ કુમાર મહર્ષિ બતાવીને કહ્યું કે—" આ માનભટનો જીવ છે. અને તે ભવમાં જે મોહદત્ત હતો, તે મોહદત્તનો જીવ તું કામગજેન્દ્ર થયો

છે. ત્રીજો લોભદેવનો જીવ પણ સ્વર્ગમાંથી ચવીને મનુષ્યભવમાં આવેલો છે. તેનું વૈરીગુપ્ત નામ છે. તમારા પાંચેની આ ભવમાં જ સિદ્ધિ થવાની છે." એમ કહીને શ્રી મહાવીરસ્વામીએ ત્યાંથી વિહાર કર્યો.

એકદા ભવ્ય પ્રાણીઓરૂપ કુમુદોને વિકાસ કરવામાં ચંદ્રસમાન તથા ત્રણભુવનરૂપી વનને પ્રકાશિત કરવામાં દીપકસમાન શ્રી વર્ધમાન સ્વામી કાકંદીપુરીના બાહ્ય ઉદ્યાનમાં સમવસર્યા. ત્યાં સભામાં જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ, એ એ નવ તત્ત્વના સ્વરૂપનું વ્યાખ્યાન કર્યું. પછી શ્રી ગૌતમ ગણધરે પ્રશ્ન કર્યો કે—"હે સ્વામી! શી રીતે જીવો કર્મનો બંધ કરે છે?" ત્યારે ભગવાન્ બોલ્યા કે—"જીવો શુભાશુભ લેશ્યાના ભેદથી શુભાશુભ કર્મ ઉપાર્જન કરે છે. એ લેશ્યા વિષે જંબૂ ફળના ભક્ષણનું દૃષ્ટાંત છે. તે આ પ્રમાણે—'એકદા કોઈ ગામથી છ પુરૂષો વૃક્ષો કાપવા માટે હાથમાં કુહાડા લઇને વનમાં ગયા. તેઓએ પોતાનું ભોજન કોઈ એક વૃક્ષ ઉપર મૂક્યું. તે વૃક્ષ ઉપર કેટલાક વાંદરાઓ આવીને તે સર્વ ભોજન ખાઈ ગયા, અને તે ભોજનનું પાત્ર પણ ભાંગીને જતા રહ્યા. પછી મધ્યાહ્નકાળે અત્યંત ક્ષુધાથી જેમનાં ઉદર કૃશ થઈ ગયાં છે, તથા તૃષાએ કરીને જેમનાં ચિત્ત વ્યાકુળ થયાં છે, એવા તે વૃક્ષ છેદનારા છએજણા ભોજનવાળા વૃક્ષ પાસે આવ્યા, પણ પોતે મૂકેલું ભોજન ત્યાં તેમણે જોયું નહીં, અને તેનું પાત્ર પણ ત્યાં ભાંગેલું જોયું. તેથી તેઓએ જાણ્યું કે—વાંદરાઓ સર્વ ભોજન ખાઈ ગયા જણાય છે, હવે ક્ષુધાથી પીડાએલા એવા આપણી શી ગતિ થશે?' એમ વિચારતા તેઓ ફળ શોધવા લાગ્યા. તેવામાં એક જાંબૂનું વૃક્ષ ફળેલું જોઇને પરસ્પર વિચારવા લાગ્યા કે—"કહો, આપણે આ જાંબૂફળો શી રીતે ખાઇશું?" ત્યારે તે જંબૂફળો જોઈને તેમાંનો એકજણ બોલ્યો કે—"આપણા સર્વેના હસ્ત કુહાડારૂપ આયુધથી યુક્ત છે, તેથી આ વૃક્ષને મૂળમાંથી છેદીને ફળોનું ભક્ષણ કરીએ." તે સાંભળીને બીજો બોલ્યો કે—"આ વૃક્ષને મૂળથી છેદવામાં આપણને શો લાભ થવાનો છે? માટે માત્ર આ વૃક્ષની શાખાઓ જ છેદીયે." ત્રીજાએ કહ્યું કે—"આખી શાખાઓ શામાટે છેદવી જોઇએ? માત્ર ફળવાળી પ્રશાખાઓ જ છેદીએ." ચોથો બોલ્યો કે—"આખી પ્રશાખા છેદવા

કરતાં ફળવાળા ગુચ્છોને જ છેદવા યોગ્ય છે.” પાંચમો બોલ્યો કે—“ આ ઠેકાણે મારી બુદ્ધિ પ્રમાણે કરો કે—લાકડીવડે પાકાં પાકાં જંબૂફળો જ પાડીએ” પછી છઠ્ઠાએ કાંઈક હસીને કહ્યું કે—“ અરે ભાઇઓ ! તમે મહા અજ્ઞાની જણાઓ છો, મોટા પાપનો આરંભ કરવો અને થોડો લાભ લેવો, તે શું કામ કર્યું કહેવાય ? જો તમારે જંબૂફળ જ ખાવાનું કામ છે તો આ પાકાં ફળો શુક અને સારિકા વિગેરે પક્ષીઓએ પાડેલાં તથા સ્વભાવથી જ પડેલાં છે, તેનું યથેચ્છ ભક્ષણ કરો, નહીં તો બીજે ઠેકાણે જાઓ.” તે સાંભળીને તે સર્વેજણા પૃથ્વીપર પડેલાં ફળો ખાઇને સુખી થયા.” આમાં સર્વને ફળોનું ભક્ષણ તો સમાન જ હતું, પરંતુ તેના પાપમાં બહુ પ્રકારનો ભેદ હતો, તે આ પ્રમાણે-જેણે મૂળથી જ વૃક્ષને છેદવાનું કહ્યું હતું તે કૃષ્ણલેશ્યાવડે મરીને અવશ્ય નરકનો જ અતિથિ થાય છે; બીજાએ શાખા છેદવાનું કહ્યું હતું, તે નીલલેશ્યાવડે મૃત્યુ પામીને નરકમાં અથવા તિર્યંચમાં ઉત્પન્ન થાય છે; ત્રીજાએ ફળવાળી પ્રશાખાઓ ( નાની ડાળીઓ ) છેદવાનું કહ્યું હતું, તે કાપોતલેશ્યાવડે તિર્યંચયોનિમાં ઉત્પન્ન થાય છે; ચોથાએ કેવળ સ્તબક (ગુચ્છા )જ ગ્રહણ કરવાનું કહ્યું હતું, તે તેજોલેશ્યાવડે મરણ પામીને પાછો મનુષ્ય થાય છે; પાંચમાએ પાકાં પાકાં ફળો પાડવાનું કહ્યું હતું, તે પદ્મલેશ્યાવડે દેવપણું પામે છે; અને છઠ્ઠાએ કેવળ ભૂમિપર પડેલાં જ ફળો ખાવાનું કહ્યું હતું, તે શુકલલેશ્યાવડે સિદ્ધિ સુખનો જ ભાજન થાય છે. હે ગૌતમ ! તું વિચાર કર, કે ભક્ષણરૂપ એક જ કાર્ય છતાં પણ સર્વની લેશ્યા પૃથક્ પૃથક્ છે તેથી કર્મનો બંધ પણ ભિન્ન ભિન્ન છે. જે માણસ ‘ છેદો, ભેદો,’ ઈત્યાદિ કઠોર વચનો બોલે છે, અને જેને દયા કે સત્ય બીલકુલ નથી, તે માણસ કૃષ્ણલેશ્યાવાળો જાણવો; જે માણસ પાંચ કામો પાપનાં આચરે છે પણ એક કાર્ય ધર્મનેમાટે પણ કરે છે તે નીલલેશ્યાવાળો જાણવો; જે માણસ ચાર કાર્ય પાપમય કરે છે અને બે કાર્ય ધર્મ નિમિત્તે કરે છે તે કાપોતલેશ્યાવાળો જાણવો; જે ત્રણ કાર્ય પાપનાં કરે છે અને ત્રણ કાર્ય ધર્મ માટે આચરે છે તે તેજોલેશ્યાવાળો જાણવો; જે બે કાર્ય પાપમાટે અને ચાર કાર્ય ધર્મમાટે કરે છે તે પદ્મલેશ્યાવાળો જાણવો; તથા જે માણસ એક કામ પાપને

માટે કરે, અને પાંચ કામ ધર્મને માટે કરે છે તેને શુક્લલેશ્યાવાળો જાણવો; તે શુક્લલેશ્યાવડે જીવ તીર્થંકરપણું પણ પામે છે." તે સર્વ સાંભળીને સમવસરણમાં બેઠેલા સર્વ દેવ, અસુર અને મનુષ્યોએ 'આપે કહ્યું તે સત્ય છે.' એમ કહીને ભગવાન્‌નું વચન અંગીકાર કર્યું. તેવામાં લાંબા ભુજદંડવાળો, સુંદર વેષવાળો અને જેણે વક્ષઃસ્થળપર વનમાળા ધારણ કરી છે, એવો કોઈ એક રાજપુત્ર સમવસરણમાં આવીને જિનેશ્વરને પ્રણામ કરી બોલ્યો કે—"હે ભગવાન્! જે દિવ્ય બંદિએ મને કહ્યું, તે સત્ય છે કે નહીં? અને તે માંગલિક છે કે અમાંગલિક છે?" ભગવાને કહ્યું કે—"હે ભદ્ર! તે સર્વ સત્ય છે." તે સાંભળીને "ભગવાન્‌નું વચન પ્રમાણ છે." એમ બોલતો તે રાજકુમાર સમવસરણમાંથી નીકળીને ચાલ્યો ગયો. તે વખતે શ્રી ગૌતમ ગણધરે પૂછયું કે—"હે સ્વામી! આ કોણ હતો? અને તેણે શું પૂછયું?" ત્યારે ભગવાન્ અનેક લોકોને પ્રતિબોધ કરવામાટે બોલ્યા કે—

"આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં મધ્યખંડને વિષે **ઋષભપુર** નામે નગર છે. તેમાં ચંદ્રમંડળના કિરણસમૂહની જેવી નિર્મળ કીર્ત્તિથી શોભતો **ચંદ્રગુપ્ત** નામે રાજા છે. અત્યંત પરાક્રમી **વૈરિગુપ્ત** નામે તેને પુત્ર છે. એકદા તે રાજા સભામાં બેઠો હતો, તે વખતે પ્રતિહારીએ તેની પાસે આવીને પ્રણામપૂર્વક વિજ્ઞપ્તિ કરી કે—"હે દેવ! આપના દ્વારમાં નગરનાં મુખ્ય લોકો આવ્યાં છે, અને આપના ચરણના દર્શનની અભિલાષા રાખે છે." રાજાએ કહ્યું કે—"તેઓને જલદી પ્રવેશ કરાવ." તે સાંભળીને પ્રતીહારીએ તેઓને સભામાં પ્રવેશ કરાવ્યો. તે લોકોએ રાજા પાસે કોઈ અપૂર્વ વસ્તુ ભેટ કરીને પ્રણામપૂર્વક વિજ્ઞપ્તિ કરી કે—"હે દેવ! દુર્બળ લોકોનું બળ રાજા છે, તે આપ જાણો છો. આપનું આખું નગર કોઈ ચોરે લુંટી લીધું છે અને હજુ પણ જે કાંઈ સુંદર વસ્તુ હોય છે, તે સર્વ રાત્રીને વિષે કોઈ હરણ કરે છે." તે સાંભળીને રાજાએ કહ્યું કે—"તમે જાઓ, હું હમણાં જ તે ચોરની તપાસ કરૂં છું." પછી રાજાએ પુરના અધ્યક્ષ (કોટવાળ)ને બોલાવીને કહ્યું કે—"અરે! નગરમાં ચોરનો બહુ ઉપદ્રવ છે." ત્યારે તે અધ્યક્ષે વિજ્ઞપ્તિ કરી કે—"હે સ્વામી! પદાર્થો લઈ જતા જોવામાં

આવતા નથી, તેમ જ ચોર પણ દૃષ્ટિગોચર થતો નથી; માત્ર પ્રાતઃકાળે 'ચોરી થઈ, ચોરી થઈ.' એમ સર્વત્ર સાંભળવામાં આવે છે. હું આપની આજ્ઞાથી આખા પુરની રક્ષા કરૂં છું, પરંતુ કોઈ પણ ઉપાયથી ચોરની પ્રાપ્તિ થઈ શકતી નથી. તેથી હવે તો આપ બીજા કોઈને આજ્ઞા કરો." તે સાંભળીને રાજાએ સભામાં સર્વ સભાસદો ઉપર નજર કરી, ત્યારે વૈરિગુપ્ત કુમારે હાથ જોડીને વિનંતી કરી કે—"હે દેવ! હું સાત દિવસમાં ચોરને આપની પાસે પકડી ન લાવું, તો જવાળાથી આકુળ એવા અગ્નિમાં પ્રવેશ કરૂં." તે સાંભળીને રાજાએ આજ્ઞા આપી, એટલે તે વૈરિગુપ્ત પ્રકોષ્ઠમાં[1] ઢાલ રાખીને તથા કરતળને વિષે ભયંકર ખડ્ગ ધારણ કરીને ચત્વરમાં, શેરી વિગેરેમાં, દરવાજે, ઉદ્યાનમાં, સરોવરને કીનારે, વાવોમાં, દેવાલયોમાં, પાણીના પરબોમાં તથા મઠ વિગેરે સ્થાનોમાં સર્વત્ર ફરવા લાગ્યો. એ પ્રમાણે ફરતાં તેને છ દિવસ વ્યતીત થયા. પરંતુ તે ચોરનો કાંઈ પત્તો મળ્યો નહીં. પછી સાતમે દિવસે વૈરિગુપ્તે વિચાર કર્યો કે—"મેં આખા નગરમાં શોધ કર્યો, પણ ચોર પ્રાપ્ત થયો નહીં, તો હવે શો ઉપાય કરવો? પ્રાતઃકાળે મારી પ્રતિજ્ઞા પૂર્ણ થવાથી અપૂર્ણ પ્રતિજ્ઞાવાળા એવા મારે મૃત્યુ પ્રાપ્ત થશે. માટે હવે આજે રાત્રીએ સ્મશાનમાં જઇને મહામાંસ (પોતાના શરીરનું માંસ) આપીને કોઈ વેતાલની સાધના કરી તેને ચોરનું વૃત્તાંત પૂછું." એમ વિચારીને રાત્રીનો સમય થતાં તે સ્મશાનભૂમિમાં ગયો. ત્યાં તે મહા સાહસિકપણાથી છરીવડે પોતાની જંઘામાંથી માંસ કાપીને તેને હાથમાં લઈ આપ્રમાણે ત્રણવાર બોલ્યો કે—"હે રાક્ષસો! અથવા પિશાચો! સાંભળો. જો તમારે મહામાંસની અપેક્ષા હોય, તો આ માંસ ગ્રહણ કરીને મને ચોરનું વૃત્તાંત નિવેદન કરો." તે સાંભળીને એક વેતાળ બોલ્યો કે—"હું મહામાંસ ગ્રહણ કરીશ." કુમારે કહ્યું—"બહુ સારૂં, પણ ચોરનું વૃત્તાંત કહેવું પડશે." એમ કહીને કુમારે તેને મહામાંસ આપ્યું, ત્યારે તે વેતાળ બોલ્યો કે—"હે ભદ્ર! આ માંસ થોડું અને કાચું છે તેથી જો તું અગ્નિથી પકાવીને આપે, તો હું લઉં." કુમારે કહ્યું—"ત્યારે તું ચિતા પાસે ચાલ, કે જેથી હું તારી ઇચ્છાપ્રમાણે અગ્નિથી પકાવીને મારૂં માંસ

---

૧ પ્રકોષ્ઠે-પડખામાં.

તને આપું." તે સાંભળીને વેતાળે કબૂલ કર્યું, એટલે તે બન્ને ચિતા-સમીપ ગયા. કુમારે ફરી પોતાનું માંસ કાઢીને તેને પકાવીને આપ્યું, અને તે વેતાળે સ્વેચ્છાથી ખાધું." આ પ્રમાણે ભગવંત કહેતા હતા, તેવામાં ગૌતમ સ્વામીએ વચમાં પ્રશ્ન કર્યો કે—"હે સ્વામી! શું પિશાચો અને રાક્ષસો કવળાહાર કરે છે?" ભગવાને જવાબ આપ્યો કે—"હે ગૌતમ! તેઓ કાવલિક આહાર કરતા નથી." ગૌતમે કહ્યું—"જ્યારે તેઓ ખાતા નથી, ત્યારે આ વેતાળે મહામાંસ કેમ ખાધું?" ભગવાને જવાબ આપ્યો કે—"વ્યંતરો સ્વભાવથી જ બાળકની જેમ ક્રીડા કરે છે, તેથી પોતે મહામાંસ ખાધું, એવી માયા દેખાડી છે; ખાધું નથી. પછી તે વેતાળે કુમારને કહ્યું કે—"આ અસ્તિવિનાનું મહામાંસ મને પસંદ નથી. તેથી જો તું મને 'કડકડ' શબ્દ કરે તેવું બીજું માંસ આપતો હો તો આપ." તે સાંભળીને કુમારે પોતાની દક્ષિણ જંઘા કાપીને તેમાંથી હાડવાળું માંસ અગ્નિમાં પકાવીને વેતાળને આપ્યું. ત્યારે તે વેતાળ બોલ્યો કે—"હે ભદ્ર! એ તો પૂર્ણ થયું, પણ હવે મને અત્યંત તૃષા લાગી છે, તેથી હું તારૂં રૂધિર પીવા ઇચ્છું છું." તે સાંભળીને 'લે, પી,' એમ બોલતા કુમારે પોતાની એક નસ ચીરી, તેટલામાં તે વેતાળ 'હા હા' શબ્દપૂર્વક અટ્ટહાસે કરીને ગગનાંગણને મુખરિત કરતો બોલ્યો કે—"હે ભદ્ર! તારા આ અસાધારણ સાહસથી હું સંતુષ્ટ થયો છું. માટે હે વીર! તું જે માગવું હોય તે માગ, હું તને આપીશ." તે સાંભળીને કુમાર બોલ્યો કે—"જો તું તુષ્ટમાન થયો હો, તો જેણે મારૂં આખું નગર ચોરીવડે લુંટ્યું છે તેનું વૃત્તાંત મને કહે." વેતાળ બોલ્યો કે—"હે કુમાર! તે ચોરનો કોઈ પણ પ્રતિમલ્લ નથી. તેને નજરે દીઠા છતાં પણ તે કોઈથી પકડી શકાય તેવો નથી." તે સાંભળીને વક્ર દૃષ્ટિથી જોતા કુમારે કહ્યું કે—"હે વેતાળ! માત્ર તે ચોરનું સ્થાન જ મને નિવેદન કર." ત્યારે વેતાળ બોલ્યો કે—"જો એમ જ હોય તો સાંભળ. તે ચોરનું સ્થાન આ સ્મશાનમાં રહેલા વટવૃક્ષની નીચે છે. તે વટમાં એક છિદ્ર છે, તે તેનું દ્વાર છે." તે સાંભળીને કુમાર તરત જ તે ભયંકર સ્મશાનમાં રહેલા વડપાસે ગયો. તેનાપર ચડીને શાખાઓમાં, પ્રતિશાખાઓમાં, મૂળમાં અને પત્રસમૂહમાં ચોતરફ હાથમાં ખડ્ગ

રાખીને બિલ જોવા લાગ્યો. તેવામાં તેના કોટરમાં એક છિદ્ર દીઠું. તેની પાસે જઇને રાજપુત્રે તેમાં નીચું મુખ કર્યું, તો તેમાંથી અગર, કપૂર અને કસ્તુરીના ધૂપનો ગંધ આવ્યો, તથા સ્ત્રીજનોથી ગવાતા સંગીતવડે યુક્ત એવો વીણાનો શબ્દ સાંભળ્યો. તે સાંભળીને કુમારે વિચાર્યું કે—"આ ચોરનું રહેઠાણ તો જોયું; હવે જે બળવાન્ હશે તેનું રાજ્ય થશે." એમ વિચારીને કુમાર તરત જ તે વિવરમાં ઉતરી થોડેક દૂર ગયો, તો એક મણિમય પ્રાસાદ, તેને સુંદર સુવર્ણનું તોરણ તથા તેમાં ઉત્તમ યુવાન સ્ત્રીઓનું ગમનાગમન જોઇને તેણે વિચાર્યું કે—"તે દુષ્ટ આચરણવાળો ચોર ક્યાં હશે ?" એ પ્રમાણે કુમાર વિચાર કરતો હતો, તેવામાં તેણે પૂર્ણિમાના ચંદ્રસમાન મુખવાળી તથા સુંદર અને ચપળ નેત્રવાળી એક સ્ત્રીને નીકળતી જોઈ. તેણીને કુમારે પૂછયું કે—"આ આવાસ કોનો છે ? તું કોણ છે ? આ સ્થાનનો માલિક ક્યાં ગયો છે ? અને આ સ્ત્રીઓ શું ગાય છે ?" ત્યારે તે સ્ત્રી બોલી કે—"હે ભદ્ર ! તમે અહીં શી રીતે આવ્યા ? તમે કોઈ અત્યંત સાહસવાળા જણાઓ છો. પરંતુ તમે ક્યાંથી આવો છો ?" કુમારે કહ્યું કે—"હું ઋષભપુરીથી આવું છું." તેણીએ પૂછયું કે—"જો તમે ઋષભપુરથી આવતા હો, તો ત્યાંના રાજા ચંદ્રગુપ્તને અને તેના પુત્ર વૈરિગુપ્તને જાણો છો ?" ત્યારે કુમારે કહ્યું કે—"હે ભદ્રે ! તું તે બન્નેનાં નામ શી રીતે જાણે છે ?"' તે બોલી કે—"તે દિવસો ગયા." કુમારે કહ્યું—"સ્ફુટ રીતે કહે, તું તેમના શું સંબંધમાં છે ? તે બન્નેને તું શી રીતે જાણે છે ? અને કયા માર્ગથી તું અહીં આવી છે ?" તે બોલી કે—"શ્રાવસ્તીપુરીના રાજા સુરેન્દ્રની હું પુત્રી છું. બાલ્યાવસ્થામાં જ મને મારા પિતાએ વૈરિગુપ્તને પરણવા માટે આપેલી છે, પરંતુ આ વિદ્યાસિદ્ધિ ચોરે મારૂં હરણ કરીને મને અહીં પાતાળતળમાં લાવીને રાખી છે. તેથી હું ચંદ્રગુપ્ત રાજા અને વૈરિગુપ્ત રાજકુમારનાં નામ માત્ર જાણું છું. વળી માત્ર મારૂં એકલીનું જ હરણ કર્યુ છે એમ નથી, પણ બીજી ઘણી સ્ત્રીઓનું તે ચોરે હરણ કર્યું છે." તે સાંભળીને—"અહો ! આ ચંપકમાળા રાજપુત્રી મને આપેલી હતી, અને ત્યાર પછી તેણીને આ વિદ્યાધરે અહીં આણી જણાયછે !" એમ વિચારીને કુમાર બોલ્યો કે—"હે

ભદ્રે! તે દુષ્ટ વિદ્યાધર ક્યાં છે? અને તેને શી રીતે હણવો? તે સર્વ તું મારા પર તારો ખરો સ્નેહ હોય તો કહે." તે સાંભળીને તે બોલી કે-"જો તમે વૈરિગુપ્તજ છો તો બહુ સારૂં થયું. હે કુમાર! તમે તેનું રહસ્ય સાંભળો, કે જેથી તે પાપીને તમે મારી શકો. આ દેવાલયમાં તે વિદ્યાધરની ઢાલ તથા વિદ્યાથી સિદ્ધ કરેલું ખડ્ગરત્ન છે તે તમે ગ્રહણ કરો." રાજપુત્રે કહ્યું-"હે ભદ્રે! પ્રથમ તું મને કહે કે તે વિદ્યાધર શી રીતે વર્તે છે?" તે બોલી-"સૂર્ય અસ્ત થયા પછી ઘણા અંધકારવાળી રાત્રીએ તે વિદ્યાધર સ્વેચ્છાથી બહાર ફરે છે, અને સ્ત્રી વિગેરે જે કાંઈ સારી વસ્તુ પ્રાપ્ત થાય છે તે સર્વ અહીં લાવે છે, અને દિવસે તો તે સ્ત્રીઓની સાથે ક્રીડા કરતો અહીં જ રહે છે. તેને આ ઢાલ અને ખડ્ગથી સર્વ કાર્યની સિદ્ધિ થાય છે." કુમારે પૂછ્યું-"અત્યારે તે નિર્દયનો ચક્રવર્તી ક્યાં છે?" તે બોલી કે-"સર્વદા તે સ્ત્રીઓની સાથે જ રહે છે. અત્યારે પણ જો તે અહીં હોય, તો મારૂં અને તમારૂં જીવિત રહેજ નહીં." કુમારે પૂછ્યું કે-"જ્યારે તે અહીં નથી. ત્યારે આ સ્ત્રીઓ કેમ ગાયન કરે છે?" ત્યારે તે બોલી કે-"હે ભદ્ર! તે અહીં નથી, તેથીજ હર્ષ પામેલી આ સ્ત્રીઓ બોલે છે, ગાયન કરે છે તથા કેટલીક રૂદન પણ કરે છે." કુમારે કહ્યું કે-"હે ભદ્રે! મારી અને તે વિદ્યાધરની મધ્યે આ સ્ત્રીઓનો પ્રેમ કોનાપર થશે?" તે સાંભળીને તે હાસ્ય કરતી બોલી કે-"હે કુમાર! સ્વભાવથી જ કેટલીક સ્ત્રીઓ એવી હોય છે, કે જે સ્નેહવાળા અને શૂરવીર પુરૂષને પણ તજે છે, અને સ્નેહરહિત એવા કાયર પુરૂષને અંગીકાર કરે છે. વાયુએ હલાવેલા ધ્વજાના પટની જેમ અને વિદ્યુત્‌ના ચમત્કારની જેમ સ્ત્રીઓના અસ્થિર મનને કોણ જાણી શકે તેમ છે? તોપણ હું એટલું તો જાણું છું કે-જો આ સ્ત્રીઓ તમને જોશે તો અવશ્ય તેમનો સ્નેહ તમારાપરજ થશે, કેમકે આ સર્વ સ્ત્રીઓ તમારા જ ગામની છે. તેથી તેઓ તમને જોઈને તરતજ ઓળખશે. માટે તમારે તેઓને તમારૂં દર્શન આપવું યોગ્ય છે." કુમારે કહ્યું કે-"પ્રથમ તો તે વિદ્યાધરનું વિદ્યાસિદ્ધ ખડ્ગરત્ન અને ઢાલ મને લાવી આપ. કેમકે તે સ્ત્રીઓનું દર્શન તો પછી પણ થઈ શકશે." ત્યારે તે બોલી કે-"હે

કુમાર ! તમે અહીં જ રહો. હું હમણાં જ તે વિદ્યાસિદ્ધ ઢાલ અને તરવાર લઈ આવું છું." એમ કહીને તે લેવા ગઈ. ત્યાર પછી કુમારે વિચાર કર્યો કે–" કદાચ આ સ્ત્રી કપટી હોય, અને મને મારી નાંખવા માટે કાંઈ બીજો ઉપાય ચિંતવે તો કષ્ટમાં પડવા વખત આવે, માટે મારે આ જગ્યાએજ સ્થિત રહેવું યોગ્ય નથી." એમ વિચારીને કુમાર પોતાની ઢાલ તરવાર સજ્જ રાખીને જરા પાછો હઠીને ઉભો રહ્યો. થોડીવારે તે સ્ત્રી ઢાલ તરવાર લઈને આવી. ત્યાં તેણીએ કુમારને જોયો નહીં, તેથી તેણીના ચિત્તમાં ખેદ થયો. તે જોઈને કુમારે કહ્યું કે–" હે ભદ્રે ! તું જલદી અહીં આવ. હું અહીં છું." તે સાંભળીને તે બોલી કે—" આ સ્થાન તજીને તમે બીજે ઠેકાણે કેમ ગયા ?"' કુમારે કહ્યું કે—" બુદ્ધિમાન પુરૂષે કદાપિ સ્ત્રીઓના પર વિશ્વાસ કરવો નહીં, એવું નીતિશાસ્ત્રનું વચન છે, તેથી હું પાછો ફરીને અહીં ઉભો રહ્યો છું." તે સાંભળીને હર્ષ પામતી તે સ્ત્રી બોલી કે–" હે કુમાર ! તમે સ્ત્રીઓનાપર વિશ્વાસ કરતા નથી, તેથી તમે રાજ્યપદવીને યોગ્ય છો." એમ કહીને તેણીએ તેની પાસે પૃથ્વીપર ખડ્ગરત્ન તથા ઢાલ મૂક્યાં; એટલે રાજકુમારે પોતાનાં ખડ્ગ તથા ઢાલ તેણીના હાથમાં આપ્યાં, અને તે અદ્વિતીય સ્વરૂપવાળાં વિદ્યાસિદ્ધ ઢાલ તરવારને પ્રદક્ષિણા કરીને તેણે ગ્રહણ કર્યાં. તે વખતે તે સ્ત્રી બોલી કે–" આ ખડ્ગરત્ન કુમારના વિજયનેમાટે થાઓ." પછી કુમારે કહ્યું કે–" હે ભદ્રે ! અત્યારે તે દુષ્ટ વિદ્યાધર ક્યાં છે ? અને ક્યારે તેમજ કયે રસ્તે અહીં આવશે ? તે કહે." તેણીએ કહ્યું–"હે કુમાર ! તે બહાર ગયેલ છે, પરંતુ તમે કયા માર્ગે અહીં આવ્યા છો ?" કુમારે કહ્યું—"વટ વૃક્ષના કોટરમાં રહેલા છિદ્રદ્વારાએ હું આવ્યો છું." ત્યારે તે બોલી કે—"હું તે દ્વારને જાણતી નથી. પરંતુ એટલું જાણું છું કે જે દ્વારે તમે આવ્યા છો તેજ દ્વારે તે પણ આવશે. તેથી તમારે સજ્જ થઇને આ ખડ્ગરત્નવડે અહીં પ્રવેશ કરતાંજ તેનું શીર છેદી નાંખવું, નહીં તો પછી તે દુષ્ટને તમે સાધી શકશો નહીં." તે સાંભળીને કુમાર હાથમાં ખડ્ગરત્ન રાખીને પેલા છિદ્રવાળા દ્વારપાસે જઈ ઉભો રહ્યો. હવે પેલો વિદ્યાધારક ચોર કે જે ઋષભપુરમાં ગયેલો હતો, તેણે પ્રાતઃકાળનો સમય થયો ધારીને રાજ-

મહેલની ઉપરની ભૂમિએ શયનમાં એકલી સુતેલી તેજ રાજકુમારની પ્રિયાનું હરણ કર્યું, અને તેણીને લઈને તેજ બિલમાં પેસવા લાગ્યો; તેવામાં જાગૃત થયેલી તે રાજપુત્રીએ તેને જોઇને પોકાર કર્યો કે—"હે મહા શૂરવીર વૈરિગુપ્ત! તમારી પ્રિયા ચંપાવતીનું આ પાપીએ હરણ કર્યું છે, તેથી અહીં આવીને તેનાથી મારૂં તમે સત્વર રક્ષણ કરો." આ પ્રમાણે તેણીનો પ્રલાપ સાંભળીને તે વિદ્યાસિદ્ધ બોલ્યો કે–" તેનું તારે શું કામ છે ? જો કદાચ તે તારો પતિ અહીં આવે, તો તેનેજ હું ખાઈ જાઉં." તે સાંભળીને કુમાર ( મનમાં ) બોલ્યો કે–" અહો ! તે દુરાચારી આવ્યો તો ખરો. વળી તે હરામી મારી પ્રાણપ્રિયાનું હરણ કરીને આવ્યો, તે પણ બહુ ઠીક થયું, કેમકે તેથી તે ચોર છે, એવી ખાત્રી થઈ." આ પ્રમાણે વિચાર કરતા કુમારે તે વિદ્યાધરનું મસ્તક બિલમાં પેસતું જોયું. તે વખતે તેણે વિચાર કર્યો કે–" આનું મસ્તક હું છેદી નાંખું ? પણ નહીં, નહીં, શું સત્પુરૂષો કદાપિ છિદ્રને શોધે ? એ તો સર્વથા યોગ્ય નથી. માટે પ્રથમ તો એની કેટલી શકિત છે તે જોઉં." એ રીતે કુમાર વિચાર કરતો હતો, તેવામાં તે વિધાસિદ્ધ પુરૂષ તે છિદ્રદ્વારાએ તેમાં પેઠો. તેને જોઈને કુમારે કહ્યું કે–" અરે ! જો તું વિદ્યાસિદ્ધ હો , તો નીતિ માર્ગે ચાલ; તું જે આવા અન્યાય કરે છે, તે યોગ્ય નથી. અને જો તું કદાચ ખરેખરો ચોર જ છે, તો તારો નિગ્રહ કરવો યોગ્ય છે. માટે તું યુદ્ધને માટે તૈયાર થા." આ પ્રમાણે બોલતા તે રાજકુમારને જોઈને—"અહો ! શું આ વૈરિગુપ્ત કુમાર જ અહીં આવ્યો? કામ બગડી ગયું. પણ અરે ! આ બાળકથી શું થવાનું છે?" એમ વિચારીને તે વિદ્યાધર બોલ્યો કે—" અરે ! તને આ યમરાજના મુખ જેવા બિલમાં કોણે નાંખ્યો ? અથવા તો રૂપ અને સૌભાગ્યથી શોભતો એવો તું શામાટે મરવાને ઇચ્છે છે ?" એમ કહીને તે દુષ્ટ 'ખડ્ગ, ખડ્ગ,' એમ બોલતો દેવાલયમાં ગયો, અને કુમારની મૂકેલી ઢાલ તરવાર હાથમાં લઈને તે જોતાં વિચારમાં પડ્યો કે—" અહો ! આ ખડ્ગરત્ન તથા ઢાલ મારાં નથી." એમ વિચારીને તે કુમાર પાસે આવીને બોલ્યો કે–" હે [1]માતૃશાસિત ! મારા અંતઃપુરમાં તને કોણે મોકલ્યો છે ? અથવા હું ધારૂં છું કે–તારા પર-

---

૧ માતૃશાસિત–માવડીયો , બાયલો, મૂર્ખ.

પ્રેતપતિ ( યમરાજ ) કોપાયમાન થયોછે. હવે તું આ બિલમાંથી કોઈ રીતે નીકળી શકવાનો નથી, રસોઈયાના હાથમાં આવેલા સસલાની જેમ નાશજ પામવાનો છો." તે સાંભળીને કુમાર બોલ્યો કે–"અરે! દુષ્ટ સ્વેચ્છાચારી! આજે તું મારી પ્રિયાનું હરણ કરીને કેમ મસ્ત થયો છે? તું નક્કી સમજજે કે તું યમરાજની સમિપેજ પ્રાપ્ત થયો છે." એમ કહીને કુમારે તેનાપર ખડ્ગનો પ્રહાર કર્યો. કળાની કુશળતાથી શોભતા તે વિદ્યાધરે તે પ્રહારને નિષ્ફળ કરીને કુમાર ઉપર પ્રહાર કર્યો. તેને કુમારે પણ નિષ્ફળ કર્યો. એમ કરતાં તે બન્નેનું વનના પાડાની જેમ મહા ભયંકર દ્વંદ્વ યુદ્ધ પ્રવર્ત્યું. પરંતુ તે બેમાંથી કોઇનો પણ જય થયો નહીં. એટલે ચંપકમાળાએ–"આ વિદ્યાસિદ્ધ પુરૂષ માયાવી છે." એમ વિચારીને કુમારને કહ્યું કે—"હે કુમાર! ખડ્ગ રત્નનું સ્મરણ કરો." તે સાંભળીને 'આણે ઠીક કહ્યું.' એમ વિચારી કુમાર બોલ્યો કે–"હે ખડ્ગરત્ન! જો તું સિદ્ધ પુરૂષોને સિદ્ધ થતું હો, અથવા તું ચક્રવર્તીને પ્રાપ્ત થતું હો, તો તું મારા હસ્તમાં આવેલા આના મસ્તકને છેદી નાંખ." તે સાંભળીને વિદ્યાધરે વિચાર્યું કે–"આ સ્ત્રીએ જ મારૂં ખડ્ગરત્ન આને આપ્યું જણાય છે." એમ વિચારીને તે—"અરે દુષ્ટા! તું ક્યાં જઈશ." એમ બોલતો તે તેણીની તરફ દોડ્યો. પરંતુ તે અધમ વિદ્યાધર તે સ્ત્રીની પાસે પહોંચ્યો નહીં, તેટલામાં તો રાજપુત્રે તરત જ તે ચોરનું મસ્તક છેદી નાંખ્યું. તે જોઈ ચંપકમાળા બોલી કે—"હે મહાશય કુમાર! એના મુખમાં એક ગુટીકા છે, માટે તેનું મુખ ચીરીને તેમાંથી તે ગુટીકાને તમે ગ્રહણ કરો." તે સાંભળીને કુમારે તેનું મુખ ફાડ્યું, અને તેમાંથી ગુટીકા લઇને તેને જળવડે ધોઈ તરતજ પોતાના મુખમાં નાંખી. ગુણોનો આધારભૂત કુમાર તે ગુટીકાવડે તેજરૂપ જળનો સમુદ્ર અને ગર્વના સ્થાનરૂપ થયો. ત્યાર પછી તેજ સુંદર વિલાસી સ્ત્રીઓનીસાથે વિષયસુખ ભોગવતો કુમાર પિતાને આપેલું સર્વ વચન ભૂલી ગયો, અને પોતાની શક્તિથી જીતેલા તે વિદ્યાધરની સર્વ સમૃદ્ધિ તથા તે વિદ્યાધરે હરણ કરેલી સર્વ સ્ત્રીઓનો ઉપભોગ લેતાં તે પાતાલ ભુવનમાં એક દિવસની જેમ બાર વર્ષ તેણે વ્યતીત કર્યાં. બાર વર્ષ વ્યતીત થયા પછી એકદા રાત્રીના છેલ્લા પહોરે કુમાર સુતો હતો, તે વખતે અદશ્ય રહીને કોઈ મંગળપાઠક બોલ્યો કે–"હે

નરેશ્વર! પ્રભાત સમયે નિદ્રા મોહનો ત્યાગ કર, અને કર્મનું ઉન્મૂલન કરવામાં સમર્થ એવા સદ્ધર્મનું અવલંબન કર. આ સંસારરૂપી સાગર મહાભયંકર અને દુસ્તર છે, એમ જાણીને સ્ત્રીઓનો સંગ તજી દઈ ધર્મરૂપી નાવને અંગીકાર કર." તે સાંભળીને કુમારે સ્ત્રીઓ પ્રત્યે કહ્યું કે–" અહો ! આ બંદીજનનો શબ્દ અહીં ક્યાંથી સંભળાય છે ! " સર્વ સ્ત્રીઓ બોલી કે–" હે સ્વામી ! અમે કાંઈપણ જાણતી નથી. કોઈ બંદીજન દેખાતો નથી. માત્ર શબ્દ સંભળાય છે. " એ પ્રમાણે તે બંદીએ સાત દિવસ સુધી 'જય જય' શબ્દપૂર્વક સંસારમાં વૈરાગ્ય ઉત્પન્ન કરાવે તેવાં વચનો સંભળાવ્યાં. તેથી કુમારનું ચિત્ત વિસ્મયથી પ્રફુલ્લિત થયું. પછી "આ બંદી હંમેશાં અવશ્ય અહીં આવે છે, માટે તેને જ હું પૂછું;" એ પ્રમાણે કુમાર બોલ્યો, તેટલામાં તે દિવ્ય બંદી પ્રત્યક્ષ થઇને " હે કુમાર ! જય પામો, જય પામો." એમ બોલ્યો. ત્યારે કુમારે તેને પૂછયું કે–"હે દિવ્ય પુરૂષ ! જલદી કહો કે તમે અહીં શા કારણથી આવો છો ? અને હંમેશાં મારી પાસે વૈરાગ્યનાં વચન શામાટે બોલો છો ?" તે દિવ્ય પુરૂષ બોલ્યો કે–" હે વત્સ ! જો તારા મનમાં કાંઈ કૌતુક હોય, તો આ પાતાલ ગૃહમાંથી નીકળીને પછી પૂછ." કુમાર બોલ્યો—" શું આ પાતાળ છે ? અહીં વસતાં મને કેટલો વખત ગયો ? અને કયા માર્ગે હું અહીંથી બહાર નીકળું ?" દિવ્ય પુરૂષ બોલ્યો કે–" આ તો શ્વભ્ર (પાતાળ) છે. તું અહીં બાર વર્ષથી રહેલો છે. માટે આ વિવરને માર્ગે તું જલદી બહાર નીકળ." તે સાંભળીને કુમાર બહાર નીકળવા ઉભો થયો, એટલે તે બંદી અદૃશ્ય થઈ ગયો. પછી તે સર્વ સ્ત્રીઓએ કુમારને નમસ્કાર કરીને પૂછયું કે—" હવે આપ શું કરવાની ઇચ્છા રાખો છો !" કુમારે કહ્યું કે–"હું કોઈ દિવ્ય જ્ઞાની પુરૂષ પાસે જઇને પૂછીશ કે–આ બંદીએ જે કાંઈ કહ્યું છે તે સત્ય છે કે અસત્ય છે ? અને તે પ્રમાણે કરવાલાયક છે કે નહીં ?" તે સાંભળીને તે સ્ત્રીઓ બોલી કે—" હે સ્વામી ! તમે જે માર્ગને અંગીકાર કરશો, તે જ માર્ગને અમે પણ અનુસરશું." તે વાત સ્વીકારીને કુમાર તરત જ ઉઠ્યો, અને તે જ વિવરના માર્ગે બહાર નીકળ્યો, એટલે અમને અહીં રહેલા જાણીને તેણે અમારીપાસે આવી મનનો સંદેહ પૂછયો અને તેનો જવાબ લઇને તે અહીંથી ગયો. તે ચંદ્રગુપ્તનો પુત્ર વૈરિ-

ગુપ્ત છે અને તેને પૂર્વભવના સંબંધી (મિત્ર) દેવે સંકેત કરેલો હોવાથી બંદીના પ્રયોગવડે બોધ પમાડ્યો છે." આપ્રમાણે સર્વ વૃત્તાંત સાંભળીને શ્રીગૌતમગણધરે પૂછ્યું કે-"હે ભગવાન્! તે કુમાર અત્યારે ક્યાં છે?" ભગવાને કહ્યુ-" તે પોતાની સર્વ સ્ત્રીઓને પાતાળ ગૃહમાંથી બહાર કાઢીને હમણાં આ સમવસરણના ત્રીજા પ્રાકારના દ્વારપાસે આવ્યો છે." આપ્રમાણે ભગવાન્ કહેતા હતા, તેવામાં કુમારે સ્ત્રીઓસહિત આવીને ભગવાન્‌ને પ્રદક્ષિણા દઈ તથા પ્રણામ કરી યોગ્ય આસન પર બેસીને પૂછ્યું કે-"હે ભગવાન્! શા હેતુથી અને કોણ દિવ્ય બંદીએ મને પ્રતિબોધ પમાડ્યો? અને તે અત્યારે ક્યાં છે?" ત્યારે ભગવાને મણિરથ કુમાર, કામગજેન્દ્ર અને તે વૈરિગુપ્તના ભવસુધીની પાંચે જણના પૂર્વ ભવોની પરંપરા વિસ્તારથી કહી બતાવી. અને છેવટે કહ્યું કે-"તું લોભદેવનો જીવ સ્વર્ગથી ચવીને અહીં વૈરિગુપ્ત નામે ઉત્પન્ન થયો છે. અહીં તને પ્રમાદમાં રહેલો જોઈને માયાદિત્ય તથા ચંડસોમના જીવ કે જે હજુ સ્વર્ગમાં દેવો છે, તેણે તને પ્રભાતિક મંગળ પાઠકના મિષે બોધ પમાડ્યો છે." તે સાંભળીને કુમાર બોલ્યો કે-"હે ભગવાન્! હવે શા માટે વિલંબ કરો છો? દીક્ષા આપીને મારાપર કૃપા કરો." તે સાંભળીને ભગવાને સર્વ સ્ત્રીઓસહિત તે વૈરિગુપ્તને પ્રવ્રજ્યા આપી.

ત્યાર પછી સમગ્ર ત્રણ ભુવનરૂપી સરોવરને અલંકૃત કરવામાં પુંડરીક (કમળ)સમાન તથા પુંડરીક (કમળ)ના સરખી શ્વેત નિર્મળ કીર્ત્તિવાળા શ્રી વર્ધમાન સ્વામી વિહારના અનુક્રમે વિચરતા હસ્તિનાપુરની બહાર સમવસર્યા. ત્યાં સમવસરણમાં સિંહાસનપર બેસીને ભગવાને સરાગ અને વીતરાગ એવા બે પ્રકારના દેવોનું સ્વરૂપ આ પ્રમાણે નિરૂપણ કર્યું કે—"સ્કંદ, રૂદ્ર, ચતુર્મુખ (બ્રહ્મા) અને વ્યંતરગણના અધિપતિ વિગેરે અનેક દેવો રાગવાળા છે. તેમની આરાધના કરવાથી તેઓ સંતુષ્ટ થયા સતા રાજાની જેમ પ્રાણીને રાજ્યલક્ષ્મી આપે છે, અને ક્રોધ પામ્યા હોય તો લક્ષ્મી લઈપણ લે છે. તથા તીર્થંકરો, કર્મરૂપી ઇંધનને ભસ્મીભુત કરનારા સિદ્ધો અને કર્મરજ, મદ તથા મોહનો નાશ કરનારા કેવળીઓ, એ વીતરાગ છે. તેઓ પ્રાણીઓને સ્વર્ગની તથા મોક્ષની લક્ષ્મી આપે છે." આ

પ્રમાણે ભગવાન્ વ્યાખ્યાન કરતા હતા, તેવામાં જેના શ્યામ વક્ષસ્થળ ઉપર બ્રહ્મસૂત્ર (જનોઈ) શોભતું હતું એવો કોઇ એક બ્રાહ્મણનો પુત્ર સમવસરણમાં આવ્યો, અને તેણે ભગવાનને ત્રણ પ્રદક્ષિણાપૂર્વક પ્રણામ કરીને પૂછ્યું કે—“ હે ભગવાન્ ! આ કયું પક્ષી મનુષ્ય ભાષા બોલે છે ? અને તે પક્ષીએ જે કહ્યું, તે યોગ્ય છે કે અયોગ્ય છે ? ” ભગવાને જવાબ આપ્યો કે—“ હે ભદ્ર ! વનમાં રહેલું તે પક્ષી દિવ્ય છે, અને તેણે જે કહ્યું છે તે સર્વ યોગ્ય જ છે. ” આ ઉત્તર સાંભળીને તે બ્રાહ્મણનો પુત્ર સમવસરણમાંથી નીકળીને ગયો. ત્યારપછી ગૌતમ ગણધરે પોતે જાણતાં છતાં પણ લોકોના બોધને માટે પૂછ્યું કે—“હે ભગવાન્! આ સુખને ઇચ્છતો બાળક કોણ છે? અને તેણે આપને શું પૂછ્યું?” ભગવાન્ બોલ્યા કે—“અહીંથી થોડે દૂર **સરલપુર** નામે બ્રાહ્મણોનું નિવાસસ્થાન છે. તેમાં **યજ્ઞદેવ** નામે એક ધનવાન્ બ્રાહ્મણ રહેતો હતો, તેનો આ **સ્વયંભુદેવ** નામનો પુત્ર છે. તે યજ્ઞદેવ કાળક્રમે મૃત્યુ પામીને પરલોકમાં ગયો. તે દ્વિજપતિનો[1] અસ્ત થવાથી પૂર્વ કર્મના ઉદયવડે તેનો સર્વ વસુનો[2] સમૂહ પણ નાશ પામ્યો. એક દિવસ ખાવા જેટલું અશન (ભોજન) પણ રહ્યું નહીં. એ પ્રમાણે વિભવ ક્ષીણ થવાથી લોકયાત્રા પણ થતી નહોતી અને અતિથિઓનો સત્કાર પણ થતો નહોતો, ધીમે ધીમે બંધુઓની ક્રિયાઓ પણ શિથિલ થવા લાગી, અને કોઈ યાચક આવે તો તેને અન્નાદિનું દાન આપવાને બદલે ગલહસ્તિતરૂપ[3] દાન અપાવા લાગ્યું. કેમકે જયાંસુધી ઘરમાં લક્ષ્મી હોય છે, ત્યાંસુધી જ માણસ ગુરૂજનોના અને બાંધવોના સત્કારને પાત્ર રહે છે. દારિદ્ર્યરૂપી અંજનને ભજનારા મોટા શરીરવાળા માણસો સન્મુખ ઉભેલા હોય, તો પણ તેઓ લક્ષ્મીવંતની દૃષ્ટિના અતિથિ થતા નથી. માણસોને લક્ષ્મીની સાથે જ અંધતા તથા બધિરતા પ્રાપ્ત થાય છે, તેથી તેઓ દીન પુરૂષોને જોતા નથી, તથા તેનું વચન સાંભળતા નથી.

એકદા પોતાના ઘરમાં દારીદ્ર્ય જોઈને સ્વયંભુદેવને તેની માતાએ કહ્યું કે—“હે વત્સ ! પ્રેમયુક્ત મનવાળા સર્વે મનુષ્યો લક્ષ્મીવડેજ શોભે છે, પરંતુ તું લક્ષ્મીરહિત હોવાથી

---

૧ દ્વિજપતિ-શ્રેષ્ઠ બ્રાહ્મણ, બીજો અર્થ ચંદ્ર. ૨ વસુ-ધન, બીજો અર્થ કિરણ. ૩ ગળે હાથ દઇને કાઢી મૂકવું તે.

જીવતાં છતાં મરેલાસમાન છે. તારા પિતા પુણ્યવાન્ હતા, તે અસ્ત પામ્યા તેથી આ કુટુંબનું ભરણ પોષણ હવે તારે આધીન છે." તે સાંભળીને સ્વયંભુદેવ માતાના ચરણને નમન કરીને હાથ જોડી બોલ્યો કે—"હે માતા ! તું તારૂં મન ખેદયુક્ત કરીશ નહીં. હું અહીંથી જાઉં છું તે ઘણા દિવસો જશે તો પણ દ્રવ્ય ઉપાર્જન કર્યાવિના પાછો ઘેર આવીશ નહીં." એમ કહીને તે વિપ્રપુત્ર પોતાના ઘરમાંથી બહાર નીકળ્યો. ગામ, આકર, નગર અને ખેટ[1] વિગેરેથી વ્યાપ્ત એવી પૃથ્વીનું અવલોકન કરતો અને સર્વ ઉપાયોથી દ્રવ્યની શોધ કરતો તે સ્વયંભુદેવ અનુક્રમે ચંપાપુરીએ પહોંચ્યો, તે વખતે સૂર્ય અસ્ત પામ્યો હતો, તેથી તેને પુરરક્ષકોએ પુરીમાં જવા દીધો નહીં. એટલે તે કોઇ જીર્ણ ઉદ્યાનમાં ગયો, ત્યાં 'કેવી રીતે રાત્રીનું નિર્ગમન કરવું ?' તેના ઉપાયને વિચારતો તે તમાલ વૃક્ષ ઉપર ચડીને વિચાર કરવા લાગ્યો કે—"મારા આ જન્મને ધિક્કાર છે. કેમકે હું આટલા બધા દિવસ સર્વત્ર ભમ્યો, પરંતુ એક કોડી પણ મારા હાથમાં આવી નહીં. તો હવે હું ઘેર શી રીતે જાઉં ?" એ રીતે તે વિચાર કરતો હતો, તેવામાં તે જ તમાલ વૃક્ષની નીચે કોઈ બે માણસો આવ્યા. તેમાંથી એક જણાએ કહ્યું કે—"આ કામ આપણે આ વૃક્ષની નીચે જ કરવું ઠીક છે." બીજાએ કહ્યું કે—"બહુ સારૂં." પછી બન્ને જણા દશે દિશામાં ચોતરફ જોઈને 'આ સ્થાન સુંદર છે' એમ બોલ્યા. આ સર્વ વાત સ્વયંભુદેવ સાંભળતો હતો. પછી તે બન્ને જણાએ કોદાળીવડે પૃથ્વી ખોદીને તેમાં નિશાનીપૂર્વક એક કરંડીઓ મૂક્યો. પછી ખાડો પુરીને તેઓ બોલ્યા કે—"અહીં કોઈ પણ ભૂત કે પિશાચ કે જો બીજો કોઈ પણ હોય, તો તેણે આ અમારા દાટેલા નિધિનું સર્વદા રક્ષણ કરવું." એમ કહીને તે બન્ને જણ પોતાને સ્થાને ગયા. તે સર્વ જોઇને સ્વયંભુદેવે વિચાર્યું કે—"જે ઠેકાણે, જે માણસ પાસેથી, જે માણસને, જે ઉપાયવડે ( જેવી રીતે ), જે વસ્તુ, જેટલા પ્રમાણની, જે વખતે મળવાની હોય, તે જ ઠેકાણે, તેની જ પાસેથી, તે માણસને, તેવીજ રીતે, તે જ વસ્તુ, તેટલા જ પ્રમાણની અને તે જ વખતે પ્રાપ્ત થાય છે." એ પ્રમાણે વિચાર કરીને તે વૃક્ષપરથી નીચે

---

૧ ખેટ–ખેડુત લોકોનું રહેઠાણ.

ઉતર્યો, અને કરંડીયામાં રહેલાં પાંચ રત્નો જોઇને તેનું શરીર રોમાંચરૂપી કવચથી યુક્ત થયું. તેણે વિચાર્યું કે—" આ રત્નો લઈને હવે હું મારે ઘેર જાઉં, " એમ વિચારીને તે રત્નો લઈને સ્વયંભુદેવ ત્યાંથી ચાલ્યો.

ચાલતાં ચાલતાં માર્ગમાં તે એક મહા અરણ્યમાં આવ્યો. તે વખતે સૂર્ય પણ અસ્ત પામ્યો તેથી સ્વયંભુદેવ ઘણા વૃક્ષોવાળા કોઇ પ્રદેશમાં ગયો. ત્યાં ઘણાં શ્યામ પાંદડાંથી વ્યાપ્ત એવા એક વટવૃક્ષ ઉપર ચડીને તે વિચાર કરવા લાગ્યો કે—" અહો ! વિધિએ જે આપવાનું હતું, તે આપ્યું છે, માટે હવે ઘેર જઇને આમાંથી એક રત્ન વેચીને આખા કુટુંબનું તથા બાંધવોનું કાર્ય કરીશ. " સ્વયંભુદેવ આ પ્રમાણે વિચારે છે તે વખતે સોયથી ભેદી શકાય તેવો ગાઢ અંધકાર ચોતરફ પ્રસરી ગયો. તે વખતે વિચિત્ર વર્ણવાળાં ઘણાં પક્ષીઓ ઉડતાં ઉડતાં તે જ સ્વયંભુદેવે આશ્રય કરેલા વટવૃક્ષ ઉપર આવ્યાં અને તેનો આશ્રય કર્યો. પછી ત્યાં એક નવીન પક્ષી આવ્યું, તેણે સઘળાં પક્ષીઓની મધ્યમાં રહેલા એક વૃદ્ધાવસ્થાથી જીર્ણ થયેલા અંગવાળા પક્ષીને પ્રણામ કરીને કહ્યું કે—"હે પિતા ! હું તમારાથી જ ઉત્પન્ન થયો છું, અને તમારાથી જ વૃદ્ધિ પામીને યુવાન થયો છું. પરંતુ આજે જ મારાં નેત્રો સફળ છે, મારા કર્ણો પણ આજે જ કૃતાર્થ થયા છે, આ મારી બે પાંખો પણ આજે જ સાર્થક થઈ છે, અને આજે હું મારા આત્માને ગરૂડ કરતાં પણ અધિક માનું છું. " તે સાંભળીને તે વૃદ્ધ પક્ષીએ કહ્યું કે—"હે વત્સ ! આજે તારૂં મન અમંદ આનંદના સમૂહથી અત્યંત વ્યાપ્ત થયું હોય, તેમ જણાય છે, તો તેં આજે પરિભ્રમણ કરતાં જે કાંઈ નવીન જોયું, સાંભળ્યું કે અનુભવ્યું હોય, તે સર્વ નિવેદન કર. " ત્યારે તે પક્ષીએ કહ્યું કે—"હે પિતા ! સાંભળો. આજ હું તમારી પાસેથી ઉડીને આકાશમાં ભ્રમણ કરતો સતો આહારને શોધતો હતો, તેવામાં મેં હસ્તિનાપુરમાં ત્રણ ગઢની વચ્ચે રહેલા મનુષ્યોને જોયા, અને તેમની મધ્યે સિંહાસનપર બેઠેલા કોઈ દિવ્ય જ્ઞાની ભગવાનને જોયા. તેમને જોઇને મેં વિચાર કર્યો કે—"ત્રણ ભુવનને પણ આશ્ચર્યકારક એવું જે જોવાનું છે, તે મેં આજે જોયું. " પછી હે પિતા ! તે ભગવાને સકળ સંસારના સ્વરૂપની પ્રરૂપણા કરી. તેમાં પ્રથમ જીવસમૂહનો વિચાર દેખાડ્યો, પછી કર્મ

પ્રકૃતિના વિશેષનો વિસ્તાર કર્યો, પછી બંધ અને નિર્જરાના પ્રકાર કહી બતાવ્યા, પછી સંસારના આશ્રવના ભેદ દેખાડ્યા, ઉત્પત્તિ, સ્થિતિ તથા વિનાશનો વિશેષ વિસ્તાર કર્યો, અને છેવટે યથાસ્થિત મોક્ષ-માર્ગનું પ્રરૂપણ કર્યું. તે સર્વ સાંભળીને મેં ભગવાનને પૂછયું કે—"હે નાથ! અમારી જેવા પક્ષીઓને કદિ વૈરાગ્ય પ્રાપ્ત થાય, તો પણ અમે તિર્યંચ જાતિને લીધે પરાધીન હોવાથી શું કરી શકીએ?" ત્યારે ભગવાને મારો અભિપ્રાય જાણીને કહ્યું કે—"હે દેવાનુપ્રિય! સંજ્ઞી પંચેંદ્રિય પર્યાપ્ત તિર્યંચ જાતિ પણ સમ્યક્ત્વ પામી શકે છે." તે વખતે ગણધરે પૂછયું કે—"હે ભગવાન્! કયા પ્રાણીઓ નરકમાં જાય છે?" ભગવાને કહ્યું કે—"જેઓ પંચેન્દ્રિયનો વધ કરે છે, અને જેઓ માંસ ખાય છે, તેઓ સર્વે નરકમાં જાય છે. અને જેઓ સમ્યક્ત્વને ભજે છે તેઓ નરક અને તિર્યંચની ગતિનું દ્વાર બંધ કરે છે." ત્યારે મેં કહ્યું કે—"હે દેવ! પક્ષીઓ તો પંચેંદ્રિયનો વધ કરનારા તથા માંસ ખાનારા હોય છે, માટે તે શી રીતે સમ્યક્ત્વને ધારણ કરી શકે? અમારૂં જીવિત જ પાપવાળું છે, તેથી મારે શું કરવું?" ત્યારે ભગવાન્ બોલ્યા કે—"જે પ્રાણી સ્નેહરજ્જુને છેદીને તથા ઇંદ્રિયસમૂહને નિયમમાં રાખીને વિધિપૂર્વક દેહનો ત્યાગ કરેછે, તે પ્રાણી સદ્ગતિને પામે છે. માટે પક્ષીઓ પણ શુદ્ધ મનવડે સમ્યક્ત્વ ધારણ કરી શકે છે." એ પ્રમાણે કહીને ભગવાને અન્યત્ર વિહાર કર્યો. પછી હે પિતા! મને પણ ભગવાન્નો ઉપદેશ સાંભળવાથી વૈરાગ્ય ઉત્પન્ન થયો, તેથી મેં કાંઈ પણ આહાર કર્યો નહીં, અને તમારી પાસે આવ્યો. હવે હે પિતા! મારાપર કૃપા કરીને મને રજા આપો, અને મારા સર્વ અપરાધ ક્ષમા કરો, કે જેથી હું મારો સ્વાર્થ સાધવામાં તત્પર થાઉં." એમ કહીને તે પક્ષી સ્નેહની બેડીને છેદીને, સ્પર્શનાદિક ઇંદ્રિયોરૂપી અશ્વસમૂહને નિયમમાં રાખીને તથા માતાની, નાના અને મોટા ભાઈની, નાની અને મોટી બહેનની, ભાર્યાની, પુત્રોની તથા મિત્રોની રજા લઈને આકાશતળમાં ઉડી ગયો. ત્યારપછી પ્રાતઃકાળ થતાં સર્વ પક્ષીઓનો સમૂહ તે વટવૃક્ષ ઉપરથી ઉડવા લાગ્યો. તે જોઇને સ્વયંભુદેવ મનમાં વિસ્મયથી વિકાસ પામીને વિચારવા લાગ્યો કે—"અહો! મોટું આશ્ચર્ય! આ વનમાં પક્ષીઓ પણ મનુષ્ય વાણી બોલે છે, અને

સદ્ધર્મમાં તત્પર રહે છે. અવશ્ય આ પક્ષીઓ દિવ્ય છે, આ એક પક્ષીએ તો સર્વે કુટુંબનો ત્યાગ કરીને આત્માને હિતકારક એવા ધર્મને જ અંગીકાર કર્યો. જ્યારે પક્ષીઓ પણ ધર્મમાર્ગને અનુસરે છે, ત્યારે હું પારકાં રત્નો ચોરીને કુટુંબનું પોષણ કરવા તત્પર થાઉં છું! માટે મારે હવે આતો નજ કરવું જોઇએ, માટે હું આ પક્ષીએ જેની પાસેથી ધર્મ સાંભળ્યો, તેની જ પાસે જઈને પૂછું કે—" હે ભગવાન્! તે પક્ષી કોણ છે? અને તેણે કેવો વિચાર કર્યો?" ઈત્યાદિ પૂછીને પછી જે કરવા યોગ્ય હશે, તે હું કરીશ. જો તે યુક્ત ઠરશે તો આ પક્ષીએ જે કર્યું, તે જ હું પણ કરીશ." એમ વિચારીને તે સ્વયંભુદેવ વટવૃક્ષપરથી નીચે ઉતરીને અહીં હસ્તિનાપુરમાં આવ્યો. હે ગૌતમ! તે સ્વયંભુદેવ અહીં અમારા સમવસરણમાં આવ્યો હતો. તેણે મને પૂછ્યું કે—" વનમાં રહેલ તે પક્ષી કોણ છે?" ત્યારે તેને મેં કહ્યું કે—" તે દિવ્ય પક્ષી છે." તે સાંભળીને તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો, અને તે અહીંથી ગયો, હવે તે કામભોગથી નિર્વેદ પામ્યો છે, તેને વિવેક ઉત્પન્ન થયો છે, અને તેનું ચારિત્રાવરણીય કર્મ ક્ષય પામ્યું છે, તેથી ચોરેલાં રત્નો જેનાં હતાં, તેને પાછાં આપીને અત્યારે તે આતરફ આવે છે." આ પ્રમાણે શ્રીમહાવીર સ્વામી ગૌતમાદિક સર્વ જનોની સમક્ષ કહેતા હતા, તેવામાં સ્વયંભુદેવ આવીને પ્રદક્ષિણાપૂર્વક નમન કરી ભગવંત પ્રત્યે બોલ્યો કે-"હે સ્વામી! હું વનમાં પક્ષીએ કહેલા વચનથી બોધ પામ્યો છું, તેથી મને દીક્ષા આપો." તે સાંભળીને ભગવાને તેને વિધિપ્રમાણે દીક્ષા આપી. પછી "આ સ્વયંભુદેવ ચંડસોમનો જીવ છે, અને પૂર્વ ભવમાં સંકેત કરેલા મિત્રદેવે પક્ષીનું રૂપ કરીને તેને બોધ પમાડ્યો છે." એમ કહીને ભગવાન્ સર્વજ્ઞ શ્રી મહાવીર સ્વામી ત્યાંથી વિહાર કરીને મગધ દેશમાં લક્ષ્મીના ગૃહસમાન રાજગૃહ નગર તરફ પધાર્યા.

રાજગૃહ નગરની બહાર સર્વ દેવોએ સમવસરણ રચ્યું. તે વખતે શ્રેણિક રાજા પરિવારસહિત ત્યાં આવીને અત્યંત ભક્તિપૂર્વક ભગવાન્‌ને વંદના કરી યોગ્ય સ્થાને બેઠો. પછી તેણે આદરપૂર્વક પૂછ્યું કે—"હે ભગવાન્! શ્રુત જ્ઞાન શું કહેવાય છે?" તે સાંભળીને ભગવાને અંગોપાંગ સહિત શ્રુતજ્ઞાનની વ્યાખ્યા કરી. તથા કહ્યું કે—"અ, ઈ, ક, ચ, ટ, ત, પ, ય, અને શ. એટલા વર્ણો શોભન

જાણવા; આ, ઈ, ખ, છ, ઠ, થ, ફ, ર અને ષ એટલા વર્ણો અશોભન જાણવા; એ, ઉ, ય, જ, ડ, દ, બ, લ અને સ એ વર્ણો સર્વ કાર્યમાં સુભગ જાણવા; ઐ, ઊ, ઘ, ઝ, ઢ, ધ, ભ, વ અને હ એ વર્ણો કોઈ પણ કાર્યમાં સુંદર ન જાણવા; અને ઓ. ઔ, ઙ, ઞ, ણ, ન, મ, અં, અને અઃ એ વર્ણો સર્વ કાર્યમાં સુંદર તથા અસુંદર એટલે મિશ્ર જાણવા. હવે તે વર્ણોનું ફળ પણ કહું છું તે સાંભળો. આ વર્ણોમાં જેટલા સુંદર કહ્યા તેમનું સુખ, સંધિ, લાભ અને જયરૂપ ફળ મળે છે. તથા જે વર્ણો અસુંદર કહ્યા તેમનું દુઃખ, વિગ્રહ, અલાભ અને પરાજયરૂપ ફળ મળે છે, શુભ વર્ણોથી કાર્ય સિદ્ધ થાય છે, કલ્યાણ થાય છે તથા સંપત્તિ અને જીવિત પ્રાપ્ત થાય છે, અને અશુભ વર્ણોથી કાર્ય સિદ્ધિ થતી નથી, અકલ્યાણ થાય છે, વિપત્તિ પ્રાપ્ત થાય છે, તથા મૃત્યુ થાય છે. પ્રથમ વચનમાં ( વાક્યમાં ) પણ પ્રથમ ઘણા શુભ વર્ણો હોય, તો કાર્ય સિદ્ધિ થાય છે, એમ જાણવું, અને અશુભ વર્ણો હોય, તો કાર્ય સિદ્ધ થતું નથી. અથવા પ્રશ્નનું પ્રથમ વાક્ય લઈને તે જોવું, જો તે વાક્ય વિધિનું હોય તો તેનું ફળ શુભ જાણવું, અને જો પ્રતિષેધવાળું હોય, તો તેનું ફળ અશુભ જાણવું. અથવા ફળ, પુષ્પ, અક્ષત ( ચોખા ), પત્ર, રૂપું, રૌપ્ય, મુદ્રા તથા પુરૂષનું રૂપ ( આવેલા માણસો ) તેના આઠે ભાગ કરતાં જે લાભે એટલે વધે તે પ્રમાણે તેનું ફળ જાણવું. સ્વપ્નમાં ધ્વજ જોયો હોય, તો સર્વ કાર્ય સફળ થાય છે, ધૂમ્ર જોવાથી ઉદ્વેગ પ્રાપ્ત થાય છે, સિંહ જોયો હોય તો રાજ્ય, લક્ષ્મી અને વિજય મળે છે, મંડળ જોયું હોય તો થોડો લાભ મળે છે, વૃષભ ( બળદ ) જોવાથી તુષ્ટિ તથા પુષ્ટિ થાય છે, ખર ( ગધેડો ) જોયો હોય તો ગમન કરવું પડે છે તથા કલેશ પ્રાપ્ત થાય છે, હાથી જોવાથી પોતે પૂજાને પામે છે, તથા કાગડો જોયો હોય તો હંમેશાં ભ્રમણ કરવું પડે છે." આ પ્રમાણે ભગવાન્ કહેતા હતા, તેવામાં શ્રેણિક રાજાનો આઠ વર્ષનો પુત્ર મહારથ કુમાર સ્વામીને વંદના કરીને બોલ્યો કે—"હે ભગવાન્! આજે મેં સ્વપ્નામાં સુવર્ણ મિશ્રિત લોઢું જોયું. પણ અગ્નિની જ્વાળાથી તાપ પામીને તેમાંથી લોઢું ક્ષીણ થઈ ગયું અને કેવળ સુવર્ણ બાકી રહ્યું તેનું મને શું ફળ મળશે?" ત્યારે ભગવાને કહ્યું કે—"હે

ભદ્ર! આ સ્વપ્ન બહુ સારૂં છે. તે સ્વપ્ન સમ્યક્ત્વ, પ્રવ્રજ્યા, કેવળજ્ઞાનની સંપત્તિ અને છેવટ શાશ્વત સુખવાળા મોક્ષના સંગમને જણાવે છે. તેં જે લોઢું જોયું, તે કર્મ જાણવાં અને સુવર્ણને જીવ જાણવો. તેમાં ધ્યાનરૂપી અગ્નિવડે કર્મને બાળીને તેં આત્માને નિર્મળ કર્યો. વળી તું ભદ્રિક એવા આ રાજાના ઘરમાં ચરમ શરીરી ઉત્પન્ન થયો છે. તું પૂર્વ જન્મમાં કુવલયમાળા હતો, ત્યાંથી સ્વર્ગમાં દેવ થયો હતો, અને ત્યાંથી ચવીને અહીં ઉત્પન્ન થયો છે." એમ કહીને ભગવાને માયાદિત્યના ભવથી આરંભીને દેવપર્યંતનું સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું, તથા કહ્યું કે—" જો, આ પુણ્યશાળી એવા તારા ચારે મિત્રોએ પ્રવ્રજ્યા લીધી છે." તે સર્વ સાંભળીને મહારથ કુમાર બોલ્યો કે—" હે ભગવાન્! જો એમ છે તો ચિત્તરૂપી અશ્વ મહા વિષમ છે, માટે વિલંબ શામાટે કરો છો! મને હમણાંજ દીક્ષા આપો." એ પ્રમાણે તે કુમારે કહ્યું, એટલે ભગવાને વિધિપૂર્વક તેને દીક્ષા આપી.

આ પ્રમાણે તે પાંચે મિત્રો એકત્ર થયા. તેઓ પરસ્પર જાણતા હતા કે—" આપણે સમ્યક્ત્વના લાભમાટે પૂર્વે સંકેત કર્યો હતો." પછી તેઓને શ્રીવર્ધમાન સ્વામીની સાથે વિહાર કરતાં ઘણાં વર્ષો વ્યતીત થયાં.

એકદા શ્રીજિનેશ્વરે મણિરથ કુમાર વિગેરે પાંચે મુનિઓને કહ્યું કે—" તમારૂં આયુષ્ય હવે થોડું બાકી રહ્યું છે, એમ જણાય છે." તે સાંભળીને તે પાંચે મુનિઓએ અનશન ગ્રહણ કર્યું, રાગ અને દ્વેષ એ બન્નેના બંધનથી રહિત થયા, ત્રણ શલ્ય અને ત્રણ દંડનો ત્યાગ કર્યો, તેમના ચારે કષાય ક્ષીણ થયા, ચાર સંજ્ઞાથી રહિત થયા, ચાર પ્રકારની વિકથાનો ત્યાગ કર્યો, ચાર પ્રકારના ધર્મકાર્યમાં તત્પર થયા, પાંચ મહાવ્રતોનું પાલન કરવામાં ઉદ્યમી થયા, પાંચ ઇંદ્રિયોના વિષયોની અભિલાષાના દ્વેષી થયા, પાંચ પ્રકારના સ્વાધ્યાયમાં તેમનું મન આસક્ત થયું અને પાંચ ઇંદ્રિયોરૂપી શત્રુને જીતનારા થયા, તેમજ ષટ્જીવનિકાયનું રક્ષણ કરનારા, સાત ભયનાં સ્થાનોથી રહિત, આઠ પ્રકારનાં મદનાં સ્થાનોથી વર્જિત, નવ પ્રકારની બ્રહ્મચર્ય ગુપ્તિમાં પ્રીતિવાળા, દશ પ્રકારના યતિધર્મનું પાલન કરવામાં ઉદ્યમી, અગીઆર અંગને ધારણ કરનારા, બાર પ્રકારના દુષ્કર તપને આચરણ કર-

નારા, બાર પ્રકારની મુનિની પ્રતિમા ધારણ કરવામાં રૂચિવાળા, દુઃસહ પરીસહોને સહન કરનારા, અને પોતાના દેહને વિષે પણ નિઃસ્પૃહ એવા તે મુનિઓ મૂળથી જ ચારિત્રને કલંકરહિત પાલન કરતા હતા. તેમણે અંત સમયે સમાધિપૂર્વક આ પ્રમાણે આરાધના કરીઃ—

કાળ વિનય વિગેરે આઠ પ્રકારના જ્ઞાનાચારમાં અને નિઃશંકિત વિગેરે આઠ પ્રકારના દર્શનાચારમાં અમને જે કાંઈ અતીચાર લાગ્યો હોય, તેનો અમે સર્વથા ત્યાગ કરીએ છીએ. પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ તથા વનસ્પતિ વિગેરે એકેન્દ્રિયોની, કૃમિ, શંખ, છીપ, ગંડૂપદ અને જળો વિગેરે બે ઇન્દ્રિયોની, જૂ, માંકણ, મકોડા અને લીખ વિગેરે ત્રીન્દ્રિયોની, પતંગ, માખી, ભ્રમર અને ડાંસ વિગેરે ચતુરિંદ્રિયોની તથા જળચર, સ્થળચર, ખેચર ( પક્ષીઓ ) અને મનુષ્ય વિગેરે પંચેંદ્રિયોની અમે લોભથી કે મોહથી સૂક્ષ્મ અથવા બાદર જે કાંઈ હિંસા કરી હોય, તેનો અમે સર્વથા મિચ્છા દુક્કડ દઇએ છીએ; હાસ્યથી, ભયથી, ક્રોધથી કે લોભથી અમે જે કાંઈ મૃષા બોલ્યા હોઇએ, તે સર્વને અમે નિંદિએ છીએ, અને તેના પ્રાયશ્ચિત્તનું આચરણ કરીએ છીએ; રાગથી અથવા દ્વેષથી કોઈનું થોડું કે ઘણું અદત્ત દ્રવ્ય અમે ગ્રહણ કર્યું હોય, તે સર્વનો અમે ત્યાગ કરીએ છીએ; તિર્યંચ સંબંધિ, મનુષ્ય સંબંધિ અને દેવ સંબંધિ મૈથુન જે અમે પૂર્વે સેવ્યું હોય, તેનો અમે ત્રિવિધે ત્રિવિધે ત્યાગ કરીએ છીએ; લોભથી અમે ધન, ધાન્ય અને પશુ વિગેરેનો જે કાંઈ પૂર્વે પરિગ્રહ કર્યો હોય, તેને અમે સર્વથા પરિહરીએ છીએ; પુત્ર, સ્ત્રી, મિત્ર, બંધુ, ધન, ધાન્ય તથા ઘર વિગેરે ઉપર અમે જે કાંઈ મમતા કરી હોય, તે સર્વને અમે નિંદિએ છીએ; ઇંદ્રિયોથી પરાભવ પામેલા એવા અમે જે કાંઇ ચતુર્વિધ આહાર રાત્રીએ લીધો હોય, તેને અમે ત્રિવિધે નિંદિએ છીએ; અમે ચારિત્ર લીધા છતાં અથવા ચારિત્રાચારને અંગે ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, ચાડી, પરનિંદા અને અભ્યાખ્યાન ( જૂઠું આળ ) વિગેરે જે કાંઈ દુષ્ટ આચરણ કર્યું હોય, તેનો ત્રિવિધે ત્યાગ કરીએ છીએ; છ પ્રકારના બાહ્ય અને છ પ્રકારના અભ્યંતર તપમાં અમે જે કાંઈ અતીચાર લગાડ્યો હોય, તેને અમે નિંદિએ છીએ; વંદનામાં, પ્રતિક્રમણમાં, કાયોત્સર્ગમાં, નમસ્કાર ( નવકાર )

ભણવામાં તેમજ વીર્યાચારને લગતા કોઈપણ વિષયમાં જે વીર્ય ગોપવ્યું હોય, તેની અમે નિંદા કરીએ છીએ; અમે કોઈની કાંઈ પણ વસ્તુ હરણ કરી હોય, કોઈને પ્રહાર કર્યો હોય, કોઇને કઠોર વચન કહ્યું હોય, તથા કોઇનો અપકાર કર્યો હોય, તે સર્વે અમારા અપરાધને ક્ષમા કરો; જે અમારા મિત્ર કે અમિત્ર, સ્વજન કે પરજન હોય, તે સર્વ અમને ક્ષમા કરો, અમે તે સર્વેના ઉપર સમાન ભાવવાળા છીએ; અમે તિર્યંચના ભવમાં તિર્યંચોને, નારકીના ભવમાં નારકીઓને, દેવના ભવમાં દેવોને અને મનુષ્યના ભવમાં મનુષ્યોને જે કાંઈ દુઃખમાં સ્થાપન કર્યા હોય, તે સર્વ અમને ક્ષમા કરો, અમે પણ તેમને ક્ષમા કરીએ છીએ, તે સર્વને વિષે અમારી મૈત્રી થાઓ. [1]આયુષ્ય, યૌવન, લક્ષ્મી, રૂપ અને પ્રિયનો સમાગમ વિગેરે સર્વ વાયુએ નચાવેલા સમુદ્રના તરંગની જેવા ચપળ છે. વ્યાધિ, જન્મ, જરા અને મૃત્યુથી ગ્રસ્ત એવા પ્રાણીઓને જિનેશ્વરપ્રણીત ધર્મવિના બીજું કોઈ શરણ નથી. આ સંસારના સર્વે જીવો અનેક વાર સ્વજન અને પરજનરૂપે થયા છે, તેઓને વિષે અમે શા માટે કાંઈ પણ પ્રતિબંધ કરીએ? જીવ એકલો જ ઉત્પન્ન થાય છે, એકલો જ વિપત્તિ પામે છે, એકલો જ સુખ ભોગવે છે, તથા એકલો જ દુઃખોને પણ ભોગવે છે. વળી જીવથી શરીર ભિન્ન છે, ધન ધાન્યાદિક ભિન્ન છે, અને બંધુ વિગેરે પણ ભિન્ન છે, તો તેઓને વિષે અમે શા માટે વૃથા મોહ પામીએ? રસ, રૂધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, શુક્ર, મૂત્ર તથા વિષ્ઠાથી ભરેલા આ અશુચિના સ્થાનરૂપ દેહ ઉપર અમે મૂર્છા કરતા નથી. આ દેહનું હંમેશાં લાલન પાલન કરીએ તોપણ ભાડે લીધેલા ઘરની જેમ તે અસ્થિર છે, તેને એકદમ છોડી દેવું પડે છે, ધીર અને કાયર બંને પ્રકારના પુરૂષો મૃત્યુ પામે છે. તેથી અમે એવી રીતે મરશું કે જેથી ફરીને અમે મૃત્યુની કદર્થના પામશું નહીં. હવે અર્હંત, સિદ્ધ, સાધુ અને કેવળી ભાષિત ધર્મનું અમને શરણ હો. જિનેશ્વરે ઉપદેશ કરેલો કૃપામય ધર્મ તે અમારી માતારૂપ છે, ધર્મગુરૂ પિતારૂપ છે, અને સાધર્મિક બંધુ સહોદર (ભાઈ)રૂપ છે. બીજું સર્વ ઇન્દ્રજાળ જેવું મિથ્યા છે. ભરત, ઐરવત અને મહાવિદેહ

---

૧ અહીંથી અનિત્યાદિ ભાવનાનું સ્વરૂપ શરૂ થાય છે.

ક્ષેત્રમાં થયેલા અને રહેલા શ્રી ઋષભનાથ વિગેરે તીર્થંકરોને, સિદ્ધો, આચાર્યોને, ઉપાધ્યાયોને અને સાધુઓને અમે વંદના કરીએ છીએ. સાવદ્ય યોગનો તથા બાહ્ય અને અભ્યંતર ઉપધિનો અમે આ જીવન-પર્યંત ત્રિવિધે ત્રિવિધે ત્યાગ કરીએ છીએ. તથા યાવજ્જીવ ચતુર્વિધ આહારનો અને છેલ્લા શ્વાસોચ્છ્વાસે આ દેહનો પણ અમે ત્યાગ કરીએ છીએ." આ પ્રમાણે તે પાંચે મુનિઓએ દુષ્કર્મની નિંદા, જંતુસમૂહની ક્ષામણા, ભાવના, ચાર શરણ, નમસ્કાર અને અનશન એ છએ પ્રકારની આરાધના કરી.

પછી ધ્યાનરૂપી અગ્નિવડે સમગ્ર કર્મરૂપી ઇંધનના સમૂહને એક ક્ષણવારમાં દગ્ધ કરીને, ઉત્પન્ન થયેલા કેવળજ્ઞાનના ઉદયવડે ત્રણે લોકના સમગ્ર પદાર્થોને જાણનારા તે પાંચે મુનીશ્વરો દેહનો ત્યાગ કરી શ્રીમાન્ મુક્તિરૂપી સ્ત્રીના સ્તનતટના અલંકારભૂત હારની શોભાને પામ્યા.

इत्याचार्यश्रीपरमानन्दसूरिशिष्यश्रीरत्नप्रभसूरिविरचिते श्रीकुवलयमाला-कथासंक्षेपे श्रीप्रद्युम्नसूरिशोधिते कुवलयचन्द्रपितृसंगम राज्यविवेश पृथ्वीसारकुमारसमुत्पत्तिव्रतग्रहणप्रभृत्तिकश्चतुर्थः प्रस्तावः ॥

## ॥ इति श्रीकुवलयमाला समाप्ता ॥

# ખાસ ખરીદો અને વાંચો.



શ્રીજૈનધર્મ પ્રસારક સભા તરફથી એકંદર નાનાં મોટાં સો ઉપરાંત પુસ્તકો બહાર પડેલાં છે તેમાંથી ગુજરાતી ભાષાના અભ્યાસીઓને નીચેનાં પુસ્તકો ખાસ ખરીદવાની ને વાંચવાની અમારી ભલામણ છે. લાયબ્રેરીને પણ શોભા આપે તેવાં છે.

૧ શ્રીત્રિષષ્ટિશલાકા પુરૂષચરિત્ર ભાષાંતર.
(ભાગ ૫) પર્વ ૧ થી ૧૦ સંપૂર્ણ.

૨ શ્રી ઉપદેશ પ્રાસાદ ભાષાંતર. સ્થંભ. ૨૪.
ભાગ ૧–૨–૩–૪–૫. સંપૂર્ણ.

૩ ચરિતાવલી ભાગ ૧–૨–૩.

૪ શ્રી ઉપદેશમાળા ભાષાંતર. કથાસંયુક્ત.

૫ શ્રી શત્રુંજય માહાત્મ્ય ભાષાંતર.

૬ શ્રી અધ્યાત્મકલ્પદ્રુમ. વિવેચનયુક્ત.

૭ પ્રતિક્રમણહેતુ. કથા સાથે.

૮ શ્રી વિજયચંદ્ર કેવલી ચરિત્રનું ભાષાંતર.

૯ શ્રી પ્રબોધચિંતામણિ ભાષાંતર.

૧૦ શ્રી ઉપમિતિભવપ્રપંચ કથાના પીઠબંધનું ભાષાંતર.

૧૧ શ્રી ગૌતમકુળક બાલાવબોધ. કથાઓથી ભરેલું.

૧૨ શ્રી જૈનધર્મ પ્રસારક સભાનો જ્યુબીલી અંક.

કિંમત વિગેરે જાણવા માટે તેનું પ્રાઇસલીસ્ટ મંગાવો.

શ્રીજૈનધર્મ પ્રસારક સભા.
ભાવનગર.